# દક્ષિણનો વાઘ.

[ સચિત્ર ઐતિહાસિક નવલકથા. ]

લેખક
ગોવર્ધનદાસ કહાનદાસ અમીન.
સિનોર.

" काशीहुंते कला गइ, मथुरां मसीद भइ;
शिवाजी न होत तो, सुन्नत होत सबकी. "

भखण.

પ્રકાશક,
પુંજાલાલ ભગવાન પારેખ.
વઢવાણ સીટી.

સોલ એજન્ટ,
અંબાલાલ ડી. શુકલ—બૂકસેલર.
વઢવાણ કેમ્પ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦. સને ૧૯૨૦. સંવત ૧૯૭૬.

મૂલ્ય રૂ. ૩.

**રા. ગોવર્ધનદાસ કહાનદાસ**

**અમીનકૃત પુસ્તકો.**

ડો. બુકર ટી. વોશિંગ્ટન
પ્રતિજ્ઞાપાલન.
અદ્ભુત આગબોટ.
યુરોપનો રણરંગ.
જર્મનીની ઉન્નતિ શાથી થઈ
છત્રપતિ રાજારામ.
શશાંક
દાદાભાઈ નવરોજી

અમદાવાદમાં સલાપોસ રોડ ઉપર આવેલા 'ધી ડાયમંડ જ્યુબિલી
પ્રિન્ટિંગ પ્રેસ'માં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# પ્રકાશકનું નિવેદન.

---

આ નવલકથાના લેખક મ. ગોવર્ધનદાસ કહાનદાસ અમીનનું નામ વાચનના શોખીન સજ્જનોને અપરિચિત નહિ જ હોય. અગાઉ પણ કેટલાંક પુસ્તકો તેમણે લખેલાં છે. આ ઐતિહાસિક નવલકથા તેમણે પ્રાતઃસ્મરણીય મહારાષ્ટ્રીય વીર શિવાજી મહારાજના સમયનો પ્રસંગ લઈને યોજેલી છે. તેમાં ઐતિહાસિક ઘટનાને ક્ષતિ પહોંચવા નહિ દેતાં તેને રસિક બનાવવાને યથોચિત કલ્પનાની સહાય લેવામાં આવી છે. મારા તરફથી પ્રકટ થતી નવલકથાની મારે કશી પણ પ્રશંસા કરવી તે નિરર્થક છે. મર્મજ્ઞ વાચકો જ તેના સંબંધમાં યોગ્ય અભિપ્રાય આપશે એવી હું આશા રાખું છું.

સાહિત્ય પ્રચારના મારા પ્રયાસને વિવેકી જનોએ યોગ્ય ઉત્તેજન આપેલું છે. તે માટે હું તેમનો આભાર માનું છું. મને માત્ર ખેદ એટલોજ થાય છે કે હજી પણ છાપકામને લગતાં સાધનોની મોંઘવારી ઘટવાને બદલે વધતીજ જાય છે. એ કારણથી મારી ઇચ્છા પ્રમાણે આ કાર્યને ત્વરાથી આગળ વધારવાનું બની શકતું નથી. તદપિ સુજ્ઞ વાચકો એટલું તો જોઇ શકયા હશેજ કે બીજાં પ્રકટ થતાં નવલકથાનાં પુસ્તકોના પ્રમાણમાં મારા તરફથી પ્રકટ થતી નવલકથાઓને દરેક રીતે સુંદર બનાવવાનો તથા અન્ય પુસ્તકોની સરખામણીમાં તેને વિશેષ સસ્તી બનાવવાનો પ્રયત્ન સેવવામાં મેં પાછી પાની કરી નથી. આ નવલકથાને પણ આકર્ષક બનાવવાને તેમાં પાંચ સુંદર ફોટોગ્રાફિક ચિત્રો ખાસ 'ડિઝાઇન' કરાવીને મૂકવામાં આવ્યાં છે.

ગુજરાતી નવલકથાકારોની સંખ્યા વધતી જતી દેખાય છે તે ઇષ્ટ છે. પરંતુ તેમની નવલકથાઓનો મોટો ભાગ કેવળ અર્થશૂન્ય અને નિરસ હોય છે. એવી નવલકથાઓ અલ્પજીવી બને છે અને તેના લેખકોની પ્રસિદ્ધિ પણ સંકોચાઇ જાય છે. વળી એથી નવલ-કથાનું સાહિત્ય પણ લોકદૃષ્ટિએ હલકું મનાય છે. એવી સ્થિતિ થવા ન દેવાને માટે નવલકથાકાર તથા પ્રકાશક બન્નેએ પ્રયત્નશીલ થવાની જરૂર છે.

છેવટે પરમ કૃપાળુ પરમાત્માને મારી પ્રાર્થના છે કે વાચનના શોખીન સજ્જનોનો પ્રેમ સંપાદન કરવાના કાર્યમાં મને યશ આપો.

વઢવાણ સીટી.
તા. ૧૫-૧૧-૧૯૨૦ સોમવાર.

પુંજાલાલ ભગવાન પારેખ.



"બારિધિકે કુંભજ ઘન બનકે દાવાનલ, તરૂણ તિમિર હુકે કિરણ સમાજ હો;
કંસકે કન્હૈયા કામધેનુ હું કે, કૈટભકે કાલિકા બિહંગમ કે વાજ હો !
ભૂખન ભનત જગજાલિમ સચીપતિ, પન્નગકે કુલકે પ્રબલ પક્ષિરાજ હો;
રાવણકે રામ સહસ્ત્ર બાહુકે પરસરામ, દિલ્લીપતિ દિગ્ગજકે સિંહ સિવ-
રાજ હો ॥ ૧ ॥

છૂટત કમાનનકે તીર ગોલી બાનનકે મુસકિલ હોત મુરચાન હુકી ઓટમેં;
તાહીં સમૈ શિવરાજ હુકુમ કે હલ્લા કિન્હો, દાવા બાંધ પર હલ્લા બીર
ભટ જોટમે;
ભૂખન ભનત તેરી હિમ્મત કહાંલો ગિનો, કિંમત ઇહાં લગ હ જાકે
ભટ જોટમે;
તાવ દે દે મૂંછન કંગૂરનમેં પાવ દે દે; ધાવ [illegible] અરિમુખ કૂદે
પરે કોટમે ॥ ૨ ॥

દારાકીન [illegible]ાર યહ રાર નહીં ખજુવેકી, બાંધિબો નહીં હૈ કૈધોં મીર
સેહબાલકો;
મઠવિશ્વનાથકો ન વાસ ગ્રામ ગોકુલકો, દેવીકો ન દેહરા ન મંદિર ગુપાલકો;
ગાઢે ગઢ લીન્હે અરૂ બૈરી કતલાન કીન્હ, ઠૌર ઠૌર હાંસિલ ઉગાહત હૈ
સાલકો;
બૂડતહૈ દિલ્લીસો સંભારે ક્યોં ન દિલ્લીપતિ ધક્કા આનિ લાગ્યો સિવરાજ
મહા કાલકો ॥ ૩ ॥

માર કર બાદશાહી ખાકસાહી કીન્હી જિન, જેર કિન્હી જોરસો લ
હદ સબ મારેકી;
ખિસગઈ સેખી ફિસગઇ સુરતાઇ સબ, હિસગઈ હિમ્મત હજારો લોગ
પ્યારેકી !
બાજત દમામે લાખોં ધોંસા આગે ઘુરજાત, ગરજત મેઘ જ્યોં બરાત ચઢે
બારેકી;

દુલ્હો શિવરાજ ભયો દચ્છની દમાલે વાલે, દિલ્હી દુલહિન ભઇ શહર
સિતારેકી ॥ ૪ ॥

દક્ષિણ જીત લિયો દલ કેવલ, પશ્ચિમ જીતકે ચામર ચાખ્યો:
રૂપ ગુમાન હર્યો ગુજરાતકો, સુરત કો રસ ચૂસકે ચાખ્યો !
પંજન પેલ મલેછ મલે સબ, ભૂખન બચ્ચો જો દીન વ્હે ભાંખ્યો;
સો રંગ હૈ સિવરાજબલી જિન, નૌ રંગમે રંગ એક ન રાખ્યો ॥ ૫ ॥

ગરૂડકો દાવા જૈસે નાગકે સમૂહપર, દાવા નાગયુથપર સિંહ સિરતાજકો
દાવા પુરહૂતકો પહારનકે કૂલપર, પક્ષિનકે ગણપર દાવા જૈસે બાજકો !
ભૂખન અખંડ નવખંડ મહી મંડલમેં, તમપર દાવા રબિ કિરણ સમાજકો
પુરવ પછાં હદસે ઉત્તરતે દખિન લૌ, જહાં બાદસાહી તહાં દાવ સિવ-
રાજકો ॥ ૬ ॥

બેદ રાખે બિદિત પુરાન રાખે સારસુત, રામનામ રાખ્યો અતિ
રસના સુઘરમેં;
હિંદુનકી ચોટી રોટી રાખિહૈં સિપાહિનકી, કાંધેમેં જનેઉ રાખ્યો
માલા રાખી ગરમેં !
મિડરાખે મુગલ મરોડ રાખે બાદશાહ, બૈરી પીસ રાખે બરદાન
રાખ્યો કરમેં;
રાજનકી હદ્દ રાખી તેગ બલ શિવરાજ; દેવ રાખે દેવલ સ્વધર્મ
રાખ્યો ધરમેં ॥ ૭ ॥

દેવલ ગિરાવતે ફિરાવતે નિસાન આલી, ઐસે ડુબે રાવ રાને સબી
ગયે લબકી;
ગૌરા ગનપત્ત આપ ઔરનકો દેત તાપ, સબ આપકે મકાન માર
ગયે દબકી !
પીરપેગંબરા દિગંબરા દિખાઇ દેત, સિદ્ધકી સિદ્ધાઇ ગઇ બહત પૂર સબકી;
કાસિહૂંતે કલા ગઇ મથુરાં મસીદ ભઇ, સિવાજી ન હોતો તો સુન્નત
હોત સબકી ॥ ૮ ॥ ”

ભૂષન.

---

# અનુક્રમણિકા.


| | | |
|---|---|---|
| પ્રકરણ ૧ લું. | ખજાનો લુંટાયો ... ... ... | ૧ |
| „ ૨ જું. | અહમદનું અપમાન. ... ... | ૧૫ |
| „ ૩ જું. | બે સરદાર. ... ... ... | ૩૬ |
| „ ૪ થું. | મોહનાનું સ્વપ્ન. ... ... ... | ૪૯ |
| „ ૫ મું. | સંભાજીનું પ્રયાણ. ... ... ... | ૬૫ |
| „ ૬ ઠું. | પ્રેમનો દાવ ... ... ... | ૭૪ |
| „ ૭ મું. | બાજીએ શું કર્યું ! ... ... ... | ૯૨ |
| „ ૮ મું. | અનાથનો નાથ અને શીયળનો સંરક્ષક ... | ૧૦૮ |
| „ ૯ મું. | પ્રેમનું અપવિત્ર પૂષ્પ. ... ... | ૧૨૬ |
| „ ૧૦ મું. | પુત્રીપ્રેમ. ... ... ... ... | ૧૪૪ |
| „ ૧૧ મું. | વેરની કલ્પનામાં મગ્ન બનેલો મંત્રવિદ્ધ નાગ. | ૧૬૧ |
| „ ૧૨ મું. | એકજ માર્ગ. ... ... ... | ૧૮૫ |
| „ ૧૩ મું. | મંત્રસિદ્ધિ ! ... ... ... | ૨૦૦ |
| „ ૧૪ મું. | પાપીનો પ્રપંચ ... ... ... | ૨૧૦ |
| „ ૧૫ મું. | માતૃપ્રેમ. ... ... ... | ૨૩૦ |
| „ ૧૬ મું. | શાહનો સંદેશ. ... ... ... | ૨૪૦ |
| „ ૧૭ મું. | માતા ભવાનીનું કમલાકાર આસન. ... | ૨૫૨ |
| „ ૧૮ મું. | અંતિમ આદેશ. ... ... ... | ૨૬૭ |
| „ ૧૯ મું. | મનોવૃત્તિના સુક્ષ્મ તંતુ. ... ... | ૨૮૧ |
| „ ૨૦ મું. | શામરાજ ક્યાં ગયો ? ... ... | ૨૯૦ |
| „ ૨૧ મું. | સર્વશ્રેય શિવાજીનેજ છે. ... ... | ૨૯૯ |
| „ ૨૨ મું. | શુભ શુકન ... ... ... | ૩૧૧ |
| „ ૨૩ મું. | સ્વરાજ્ય યજ્ઞમાં આહૃતી. ... ... | ૩૨૧ |




# દક્ષિણનો વાઘ

અથવા

# આદિલશાહીની પડતીનો પ્રારંભ.



## પ્રકરણ ૧ લું.



### ખજાનો લુંટાયો.

મહારાષ્ટ્રભૂમિ કેટલાએ દિવસથી ઘોર અંધકારમાં અથડાયા કરતી હતી. અંધકારનો અત્યાચાર કેવો હોય તેની કલ્પનાજ કરી લેવી યોગ્ય ગણાય. અંધકારનો અનાચાર, અંધકારનાં દુષ્કૃત્યો અને અંધકારની અઘોરતાને શયતાનના રાજ્યમાં સ્વચ્છંદે પ્રવર્તવામાં કોઇ પણ જાતની હરકત હોતી નથી. છળ કરનારા શયતાનના પુત્ર બાલ શયતાન અને જેની પાસે દાદ મેળવવાની તે પોતાના પુત્રોની ઇચ્છા મોજ શોખ પૂર્ણ કરનાર અંધ રાજા !! પછી એ અંધેર નગરીમાં ન્યાયના પ્રકાશની અપેક્ષા કેવી રીતે ટકી શકે? ભૂલચુકે એકાદ દુર્દૈવી પ્રાણી હડે ચઢી ન્યાયાસન સુધી જઇ પહોંચતો તો દીવાભીતના ઘૂત્કારમાં ઘૂવડના ઘૂ ધ્વનિમાં, શિયાળના હુકુ હુકુ અવાજમાં અને શ્વાપદોની ગર્જનામાં તેની વધસ્થંભ તરફજ યાત્રા નીકળતી! એવા ન્યાય માટે કોણ અધીરો બને? ચુપકીથી અપમાન સહન કરવાં; મુખમાંથી ઉચ્ચાર પણ ન કાઢતાં લાત મુક્કી ખાવી, ચક્ષુ વીંચી દઇ ક્રૂર અને

દુર્ગંધમય વિટંબના સહન કરવી એ સિવાય હિન્દુ બાળકો માટે બીજો માર્ગજ નહતો. અસહાય માનવ પ્રાણીઓને એ સર્વ સહન કરવું પડ્યું, કિન્તુ દરેક બાબતને કાળ મર્યાદા હોય છેજ. પ્રભુને, વિશ્વ સત્તા ધારી વિભુને તેની ચિંતા હોય છે. તે અન્યાય સહન કરી શકતો નથી. ગોમાતાનાં નેત્ર કસાઈની છૂરીથી નષ્ટ ભ્રષ્ટ થઇ જશે, પણ તેમાં કેન્દ્રીભૂત બનેલા સૂર્યચંદ્રનું તેજ પ્રભુના તેજમાં વિલીન થઇ પોતાની માતાની સ્થિતિ તેને નિવેદન કરશે. તે ત્રીસ કોટી દેવના તેજથી યુક્ત એવી ગોમાતાના પ્રત્યેક અવયવ તેજ રચશે. પ્રત્યેક માનવ હૃદયમાં નિવાસ કરનાર પ્રભુનો અંશ એ સ્થિતિ કેટલા કાળ સુધી સહન કરે ! તે કયારેય પણ અન્યાય રૂપી અંધકારને નષ્ટ કર્યા સિવાય રહેતો નથી—રહેશે નહિ.

* * * * *

એ અંધકાર નષ્ટ કરવા માટે જગત્ નિયંતાએ યોજેલા આ ભાનૂનાં કિરણ પુનાની નૈઋત્યમાં સુમારે દસ ગાઉ પર આવેલા તોરણાના કીલ્લા પર પ્રકાશમાન થયાં. તે વખતે એ બાલ સૂર્યનાં કિરણ કૂમળાં હતાં. ઇ.સ. ૧૬૪૬ ના પ્રારંભમાં—કદાચિત્ એ દિવસ ગુડી પડવાનો ( ચૈત્ર શુદ ૧ ) નો હશે. કારણ, ઇતિહાસ તો અદ્યાપિ નક્કી દિવસ કહી શકતા નથી. તોરણા કીલ્લાના તટ પર આ બાલ રવીનાં સુકુમાર કિરણોથી રંજિત થઈ, સમીરણની મંદ લહરીથી ઝૂલતી લતાવેલીઓની માલા અખિલ મહારાષ્ટ્રના જન સમાજના મનમાં કંઈ અનનુભૂત સૌખ્ય નિર્માણ કરતી બની. એકાએક તોરણાના તટ પર લટકેલાં એ વિજય તોરણ જોઇ ઘણા લોકો આશ્ચર્ય ચકિત થયા અને કેટલાક ભય પણ પામ્યા. તે લીલાછમ પલ્લવ પર ભાનૂનાં કોમલ કિરણ કેટલાકને નયનોલ્હાદક લાગવા માંડ્યાં

અને કેટલીક રમણીઓ એ સૌંદર્ય દેવીથી ઓતપ્રોત નયન મનોહર તોરણોની રચના સકૌતુક જોવામાં લીન બની ગઇ. નૈસર્ગિક સૌંદર્યમાં જો કૃત્રિમ અલંકારની શોભા ગૂંથી લેવામાં આવે છે, તો કોઇ પણ વસ્તુના સૌંદર્યમાં હિનતા ન આવતાં સૌંદર્યની વૃદ્ધીજ થાય છે. એ તત્વ સમજીનેજ જાણે કે, આ તોરણોનાં પાનોમાંથી વચ્ચે વચ્ચે ગૂંથવા માટે નાના પ્રકારનાં અમૂલ્ય રત્નોનો પ્રચંડ નિધિ ભવાની માતાએ અર્પણ કર્યો હતો.

કાળના વહન સામે ક્રમે ક્રમે એ ભાનુનાં કિરણ રાજગઢ, ચાકણ, કોંડાણા, પુરંદર વગેરે કીલ્લા પર કુદવા લાગ્યાં. ખીણો અને કોતરોમાં ભરાઇ ગયેલો અંધકાર ધીમે ધીમે પલાયન કરવા લાગ્યો અને જોત જોતામાં ઘણો ખરો ભાગ એ પ્રતાપી સૂર્યના પ્રકાશથી સુશોભિત બન્યો.

* * * * *

એક પ્રહર દિવસ ચઢ્યો હતો. શહાજીની જાગીરીના સુપ ગામના એક વિસ્તીર્ણ પટાંગણમાં અનેક માવળા એકત્ર થયા હતા. પટાંગણના મધ્ય ભાગમાં એક મોટી વિશાળ શિલા હતી. એક શિલા પર એક એકવીસ એકવીસ વર્ષની વયનો યુવક બેઠો હતો. જે શિલા પર તે તરૂણ અધિષ્ઠિત થયો હતો, તે શિલા એકાદ સિંહાસન જેવી શોભતી હતી. તે તરૂણ તરફ નજર નાખતાંજ એમ લાગતું કે, તેના આસનનું માન જે વસ્તુને તેના તરફથી મળશે તે વસ્તુ તત્કાળ રાજસિંહાસન નામ ધારણ કરવાને પાત્ર થશે. તે યુવકનાં વિશાલ, પાણીદાર નેત્ર તેની મોહક અને દૃઢતા પ્રકાશક મુદ્રા કોઇના પણ હૃદયમાં આદર યુક્ત પ્રેમ અને ભય ઉત્પન્ન કરતી. તેમા સ્પષ્ટ અને અધિકાર યુક્ત શબ્દ સાંભળી તે સદૈવ આજ્ઞા કરવા માટેજ અવતીર્ણ થયો છે એમ

લાગતું. તેની ચોતરફ બેઠેલું મંડળ તેના સ્વભાવથી પૂર્ણ રીતે પરિચિત હતું. ફક્ત વીસ વર્ષનો યુવક! પણ એંસી વર્ષના વૃદ્ધો સુધાં તેના માટે પ્રેમ પૂર્ણ આદર ધરાવતા. કેવળ વીસ વર્ષનો તે બાલ વીર! પણ મોટા મોટા કસાયલા યોદ્ધાઓને સુદ્ધાં તેના આગળ મસ્તક અવનત કરવું પડતું.

તેના હૃદયમાં પ્રેમ અને ક્રૂરતા એ ઉભયને સ્થાન હતું. તેણે પોતાના દક્ષિણ બાહુમાં સરલતા પકડી હતી અને વામ હસ્ત કાર-સ્થાનને અર્પ્યો હતો. પ્રેમથી ચંદ્રિકાને લજાવનાર અને ક્રૂર કર્મથી કર્દન કાળને નીચું જોડાવનાર, મનની સરલતામાં, હૃદયના ઔદાર્યમાં અને ચિત્તની પ્રમાણિકતામાં ધર્મ રાજાની બરોબરી કરનાર અને પ્રપંચ તથા દાવ પેચમાં દુર્યોધનથી પણ ન હારે તેવો તે યુવક હતો. તેને સર્વ લોકો "શિવાજી મહારાજ" એ નામથી સંબોધતા હતા. આપણે પણ તેને એજ નામથી ઓળખીશું.

શિવાજી મહારાજે પોતાના પ્રાણ તુલ્ય તાનાજીને કહ્યું, "આ માતૃભૂમિને માટે કેવાં કેવાં કૃત્ય કરવાં પડશે તે કંઇ નક્કી નથી. એ કાર્યમાં પોતાનું અને પારકું એ ભાવ ભૂલી જવો પડે છે. જે કોઇ આ પુણ્ય પંથની આડે આવશે તેનો નિરૂપાયે–તે આપણો પોતાનો હોય તો પણ–તેને માર્ગમાંથી દૂર કરવો પડશે. આપણા દેશ બાંધવ માવળા દેશમુખ, જે આપણી સાથે સલાહથી ચાલ્યા, આપણા કાર્યમાં જે આપણને અનુકૂળ થયા તેમને આપણે પ્રેમથી બાંધી લીધા, જે પ્રતિકૂળ થયા તેમને શૃંખલાથી બાંધવા પડ્યા, અને જેમણે આપણા કાર્ય સામે પ્રતિરોધ કરવાનું બીડું ઝડપ્યું તેમને ના ઇલાજે અંતઃકરણને પત્થર જેવું બનાવી આંખો–પર પડદા નાખી નષ્ટ કરવા પડ્યા!"

" મહારાજ એ દુષ્ટોને-ગુલામગીરીના ચીરકાલિન અભ્યાસથી દુર્ગુણની મૂર્તિઓ બનેલા એ દેશદ્રોહીઓને-પરલોકની વાટ બતાવવી પડી તેમાં મહારાજને કોઈ જાતનો દોષ લાગતો નથી. " તાનાજીએ આવેશથી કહ્યું. " જગતના મૂર્ખતાયુક્ત રોષની અને નિંદાના આરોપની મહારાજે શા માટે દરકાર રાખવી ? "

" તાનાજી-પેસાજી, બાજી, આમ પાસે આવો-" કિંચિત્ દૂર ઉભેલા બન્ને વીરોને પાસે બોલાવી મહારાજ બોલ્યા; " તમારા અને મારા પર પ્રેમ કરનારા આ સર્વ રણવીરોના પ્રેમ આગળ વિશ્વના ગલિચ્છ આરોપ અને રોપની હું લેશમાત્ર પરવા રાખતો નથી. " મહારાજનો સ્વર સહજ કંપિત થયો, " પણ-આ કૃત્યો માટે મનને વિષાદ થાય છે. ના છૂટકે પોતાના બંધુઓ પર શસ્ત્ર ઉપાડતી વખતે અર્જુનને એવો જ વિષાદ નહોતો થયો કે? મારા માતુલ-મામા બાજી મોહિતેને થોડાજ વખત પર સર્વ પરિવારસહ આ સુપ મુકામેજ કેદ કરી તેમને પિતાજી તરફ કર્નાટકમાં મોકલવા પડયા. તાનાજી, આ હત્યાથી પિતાજીને શું લાગ્યું હશે ? પોતાની સવત-શોકનો ભાઇ તેથી કોઇપણ પ્રકારે તેનો ઉચ્છેદ કરવા માતુશ્રીએજ મને સલાહ આપેલી હોવી જોઇએ, એવો વિચિત્ર સંશય પિતાશ્રીને આવ્યો નહિ હોયને ? તાનાજી, આવા ઉપદેશામૃતથી મને સંતોષ આપવા પરમ પૂજ્ય દાદાજી* કેમ રહ્યા નહિ ? તે દુષ્ટ કાળે આટલા બધા વહેલા તેમને મારી પાસેથી કેમ ખેંચી લીધા ! " મહારાજ ગદ્ગદિત થઇ

* આ પ્રસંગે મહારાજને સાંત્વન આપી સમયોચિત ઉપદેશ કરનાર શ્રી સમર્થનો મેળાપ થયો ન હતો. ઉક્ત પ્રસંગ ૧૬૪૮ ના આરંભનો છે. સમર્થનો અને મહારાજનો મેળાપ પ્રથમ ચાફળ મુકામે ૧૬૪૯ ના એપ્રીલમાં થયો હતો.

ગયા, તેમનો કંઠ રૂંધાઇ ગયો. મહા પ્રયાસે તેમણે હૃદયનો ઉભરો જેમને તેમ દાબી રાખ્યો.

પણ મહારાજનો ઉભરો તેમના એકનિષ્ટ માવળાઓના ચક્ષુ વાટે બહાર પડયો. મહારાજનાં નેત્ર પાણીથી ભરાઇ આવ્યાં અને માવળાઓનાં નેત્રમાંથી તે નીચે ટપકવા લાગ્યાં. મહારાજ અને તેમના માળવા મિત્રોના મનની એકતાનતા એટલે સુધી પહોંચી હતી. માત્ર પોતાના મનોવિકાર એકદમ જ્યાંના ત્યાં દાબી રાખવાનું સામર્થ્ય મહારાજમાં પૂર્ણ પણે હતું. માળવાઓમાં તેમ ન હતું.

" તાનાજી, યેસાજી અને મારા અન્ય શૂર સરદારો. " થોડીક વાર અટક્યા પછી મહારાજ ગંભીર અને પ્રશાંત સ્વરે બોલવા લાગ્યા, " આવા પ્રસંગે મનને ખેદ થાય તે સ્વાભાવિક છે. આવા સમયે મનને ક્ષણભર ઔદાસિન્ય પ્રાપ્ત થાય છે; પણ મન નિશ્ચયી અને દઢ કરવામાં એવાજ પ્રસંગ કારણભૂત બને છે. આવા વખતે મનનું ધૈર્ય ઓછું થવા દેવું યોગ્ય નથી. આવા પ્રસંગે મનને આપણે પુછવું જોઇએ કે, એવાં કૃત્ય કરવાની ઇચ્છા કેમ થઇ ? તેમાં તારી કંઇ સ્વાર્થ સાધના હતી કે ? નૈસર્ગિક ક્રૂરતાને લીધે એવાં કૃત્યો કરવામાં તારી પ્રવૃત્તી થઈ છે કે ? બન્ને પ્રશ્નને નકારાત્મક ઉત્તર મળે છે તો આપણું કાર્ય પૂર્ણ થાય છે–ઠીક ! મનને કિંચિત્કાલ પ્રાપ્ત થયેલી એ દુર્બળતાને વીસરી જઇ આપણે આપણા કામે લાગવું જોઇએ. "

જ્યાં ત્યાં સ્તબ્ધતા પ્રસરી રહી. મહારાજના મુખમાંથી કયા શબ્દ નીકળે છે તે સાંભળવા સર્વ મહારાજના ધીરગંભીર ચહેરા તરફ જોવા લાગ્યા.

" મારા શૂરા રણધીરો, " મહારાજના ગંભીર અવાજથી તે પ્રદેશ ધમધમી ગયો, " ઉત્તરોત્તર આપણે આપણું કાર્યક્ષેત્ર વિશાળ

બનાવવું જોઇએ. આટલી પુંજીપર સ્વસ્થ રહેવાથી ચાલી શકશે નહિ. શત્રુ આપણને અહીંથી ક્યારે હાંકી કાઢશે તેનું અનુમાન થઈ શકે તેમ નથી. આજ સુધી આપણે આપણી જાગીરોમાં ઘણું ભટક્યા-દરોડા પાડ્યા. શાહ આપણાં કૃત્યોને દરોડા અને લુંટનું નામ આપે છે ! પણ હવે પ્રત્યક્ષ શાહના પ્રદેશમાં આપણે આપણો પ્રતાપ્ર ગજાવવો જોઇએ, આદિલશાહને દિગમૂઢ બનાવવો જોઇએ અને તેને ભયભીત કરી નાખવો જોઇએ. વીરો, એ કામ દેખાય છે તેટલું સહેલું નથી. આ કાર્યમાં માત્ર શૌર્યજ ઉપયોગી છે એમ નથી. આપણે અત્યંત દક્ષતા રાખવી પડશે, વિશેષ સાવચેતી રાખવી પડશે. આપણે વિજાપૂર સાથે લઢવાનું છે; દિલ્લીના મોગલો સાથે બાથ ભીડવાની છે. સમરવીરો, એ સર્વમાં ફતેહ મેળવવી જોઇએ. તે સિવાય તમને પેટ-ભર અન્ન મળે તેમ નથી, તમારી મીલકત સુરક્ષિત રહે તેમ નથી. અને તમારૂં ક્ષણે ક્ષણે થતું અપમાન ટળે તેમ નથી. ગૌમાતાનાં રક્તનો પ્રવાહ અટકશે નહિ. અને–અને તમારી સ્ત્રીઓનું શીયળ—"

"એવા અધમોનાં મસ્તક ધડથી જુદાંજ કરવાં જોઇએ.! માવ-ળાઓના મુખમાંથી એકજ આવેશયુક્ત શબ્દ પ્રકટ્યો.

"હા, હા. પણ એવી વાતો સહજમાં સાધ્ય થાય તેમ નથી, ચીડાઈ જવાથી કે મીજાજ ખોઇ દેવાથી બને તેમ નથી. આ વિચા-રથી એવા કાર્યમાં પ્રવૃત થવાથી યશ મળે તેમ નથી. અતિ સાવ-ચેતી અને દક્ષતાથી તે માટે તૈયાર રહેવું જોઇએ–કર્તવ્ય પરાયણ થવું જોઇએ. પણ ભારતપુત્રો, કેવળ રક્તપાત કરવો કે ખૂન કરવાં એ આપણું બીરદ નથી."

"નહિ, બીલકુલ નહિ !" મહારાજના શબ્દોને તરતજ બળ મળ્યું. "આપણું કાર્ય અધિક ઉદાત છે. આપણે ખૂન કરવાનાં નથી પણ થતાં ખૂન બંધ પાડવાનાં છે. આપણે—"

"હા ! હા !" માવળા સરદારે વચમાંજ ઉઠીને કહ્યું "મહારાજ, આપ રક્તપાત કરવા અવતીર્ણ નથી થયા પણ પ્રાણ દાન દેવા માટે અવતર્યા છો. મહારાજ, તે દિવસનો પ્રસંગ હું કેમ ભૂલી શકીશ ? આપે જો તે દિવસે અણીને વખતે આવીને મારા ભાઇનો પ્રાણ બચાવ્યો નહોત, તો તે ખાને અમારા કુટુંબને ધૂળમાં મેળવી દીધું હોત. અમારાં બાળબચ્ચાં રઝળતાં થયાં હોત !"

"રાયબા, મેં શું કર્યું છે ? તારા કુટુંબપર ભવાની માતાની કૃપા એમજ સમજ. મને તારા જેવો એકનિષ્ટ સેવક મળવાનો હતો તેથી માતાએ તે દિવસે તે તરફ આવવાની બુદ્ધી આપી. પણ રાયબા, તારા કુટુંબ ઉપર જેવો પ્રસંગ હતો તેવોજ બીજા કેટલાંએ કુટુંબપર છે. માટે તારે એ કુટુંબોના રક્ષણ માટે તન, મન, ધન અર્પણ કરવાં જોઇએ."

"મહારાજ" રાયબાએ આવેશથી કહ્યું. "આ દેહ સ્વામી સેવામાં અર્પણ કર્યો છે. એ વખત સૂકો પાકો રોટલો મળશે એટલે બસ છે. મહારાજાએ કૃપાવંત થઇ જે આપ્યું છે તે સર્વ દેશ સેવામાં અર્પણ છે !"

"ધન્ય છે રાયબા ! તારા જેવા મનુષ્યો મારી પાસે છે તો પછી શેની ખોટ છે ?"

પછી મહારાજ સર્વને ઉદ્દેશી કહેવા લાગ્યા, "સારાંશ, આપણું કામ જનસંહારાર્થે નહિ પણ રક્ષણાર્થે છે. આપણે ગો–બ્રાહ્મણનું પ્રતિપાલન કરવાનું છે. મનુષ્યમાત્રને પોતાના પ્રાણની માફકજ કિંબહુના તેથી પણ વિશેષ પ્રિય એવી આબરૂનું રક્ષણ કરવાનું હોય છે. આજે ડગલે ને પગલે આપણું અને આપણી દૃષ્ટિ સમક્ષજ આપણા વડીલોનું—"

"નહિ ! મારી નજરે આગળજ મારા વૃદ્ધ પિતાનું અપમાન થયું છે તે હું કદી ભૂલી શકીશ નહિ !" મહારાજનું ભાષણ એકાએક અટકાવી એક તરૂણ મરાઠાએ વચ્ચેજ ગર્જના કરી.

"સૂર્યાજી." ગંભીરતાથી મહારાજે કહ્યું, "તારી માફક હું પણ કેમ સહન કરી શકીશ ? સૂર્યાજી, કોઇનું અપમાન વિજાપુરના રસ્તામાં થાય અને કોઇનું વિજાપુરના દરબારમાં થાય તો તેમાં શો ફેર ? એકજ—સમાનજ ! તારા પિતાનું અપમાન વિજાપુરના એક રસ્તામાં થયું અને મારા પિતા—શહાજી મહારાજનું—ભર દરબારમાં થયું. એ બન્ને અપમાનનો બદલો વાળ્યા સિવાય આપણે સ્વસ્થ રહીશું નહિ !"

"મહારાજની શક્તિ વિષે મને ખાત્રી છે. પણ મહારાજ, હું મારા પિતાને તે વખતે સહાય કરી શક્યો નહિ. મારા પિતાની તે વખતે જે સ્થિતિ થઇ હતી તે જોઇ રસ્તાપરના મુસલમાનો અને આપણાજ કેટલાક મરાઠાઓ ખડખડાટ હસવા લાગ્યા."

"તેજ સ્થિતિ શાહજી મહારાજની પણ થઇ છે. મહમદ આદિલશાહ જ્યારે શહાજીરાજાને ઉદ્દેશી ભર દરબારમાં છદ્મી ભાષામાં અપમાનકારક શબ્દ બોલવા લાગ્યો, ત્યારે મોટા મોટા અમીર ઉમરાવો રૂમાલના પડદા પાછળ મુખ રાખી હી હી હસવા લાગ્યા. અતિ શરમની વાત છે." મહારાજે ખેદયુક્ત સ્વરે કહ્યું. "એ હસનારાઓમાં ઘણા મરાઠા સરદારો પણ હતા ! તેમાં પણ એક ગૃહસ્થને તો મનમાં ગલીપચી થતી હતી. તેને મનમાં થતાં ગલગલીયાં પિતાજી સમજી શક્યા નહિ. તેનો હાસ્યધ્વની સ્પષ્ટ બહાર પડયો નહિ; પણ શિવાજી તે સાંભળી શક્યો છે. કાનમાં તપ્ત તેલ નાખીએ તો તે જેમ ચરરર કરતું પ્રવેશ કરે છે, તેમ તેના પેટના કમળ પ્રદેશથી

ઉપસ્થિત થયેલો હાસ્યધ્વનિ મારા કર્ણમાં ચરરર કરતો પ્રવેશ્યો છે!" મહારાજનાં નેત્ર એકાએક અગ્નિમય બની ગયાં. તેમના ઓષ્ઠ સ્ફુરણ પામવા લાગ્યા. "સૂર્યાજી" ચિત્તને ભયથી કંપિત કરનારા સ્વરે તે બોલ્યા, "એ માણસ દરબારમાંનો એક મહારાજનો પ્રતિસ્પર્ધી છે. તેનું નામ બાજી ઘોરપડે છે? એ અપમાનનું વેર લીધા સિવાય શિવાજીને કદીપણ ચેન પડશે નહિ."

"મહારાજ,' પોતાના પિતાના એવાજ અપમાનથી પ્રજળતો સૂર્યાજી બોલ્યો, "એજ અધમે મારા પિતાની પાઘડી ઉછાળી નાખી! અને તે ઉંચકી લેવા મારા વૃદ્ધ પિતા મહાકષ્ટથી નીચે નીમ્યા તે વખતે ચોતરફના ચોરટાઓએ પગથી તેમને ધકેલી પાડયા! મારા એકલાનું ત્યાં શું ચાલે? વૃદ્ધને જેમના તેમ ઘર તરફ પાછા ફરવું પડ્યું."

"કંઇ હરકત નહિ. થોડાજ સમયમાં તેના સાથીયોનાં ધડ મસ્તકથી છૂટાં પડવાનો વખત આવશે!" મહારાજે કહ્યું.

મહારાજના મુખનું આ ભીષણ વાક્ય સાંભળતાંજ થોડા વખત સુધી જ્યાં ત્યાં શાંતિ પ્રસરી રહી. તે શાંતીનો ભંગ કરી બીજો એક માણસ પોતાની ફરીયાદિ–આપ વીતી મહારાજના કાનપર નાખવા લાગ્યો. "મહારાજ," તેણે કહ્યું, "જે પ્રમાણે સૂર્યાજીના પિતાની પાઘડી ઉછાળવામાં આવી તેજ પ્રમાણે મારી પત્ની નદીપરથી પાણી લાવતી હતી તે વખતે એક નરાધમે ધીમે રહી પાછળથી તેના મસ્તકપરની ગાગર હાથના સોટાથી નીચે ગબડાવી પાડી. મહારાજ, તે વખતે મારા—"

પણ તેનું વાક્ય પુરૂં થતાં પહેલાંજ એક ઘોડેસ્વાર દોડતો દોડતો મહારાજની સન્નિધ આવ્યો. નજીકમાંજ એક વૃક્ષના ડાળમાં ઘોડાની

લગામ ભેરવી અત્યંત લીનતાથી તેણે મહારાજને વંદન કર્યું.

"મુરાર," તેને ઉભો કરી મહારાજે કહ્યું, "અમે જે વાતની ચિંતામાં હતા તે ચિંતા દૂર કરવા જેવી મહત્વની બાબત કંઇ લઇ આવ્યો છું એમ તારા આનંદી મુખપરથી લાગે છે. શા સમાચાર છે, જાણવા તો દે!"

મુરાર મહારાજના કર્ણ આગળ મુખ લઇ જઇ કંઇ બડબડયો.

"સૂર્યાજી, રાયબા અને સર્વ મરાઠા સરદારો." મહારાજે સર્વને ઉદ્દેશી કહ્યું, "તમો સર્વની હકીકત મેં સાંભળી છે. સર્વ પોતપોતાની હકીકતના પાઠ કરે તેમાં કંઇ અર્થ નથી. તે હકીકત કેવા પ્રકારની હોય છે તે આપણે સર્વ સમજી ચુકયા છીએ. વ્યક્તિશઃ પ્રત્યેક પોતાના અપમાન માટે વેર લેવા ઇચ્છશે તો તે સાધ્ય નથી. યદાકદાચિત્ સાધ્ય બને તો તે યોગથી સાર્વત્રિક અપમાનનાં સાર્વત્રિક દુઃખ અટકશે એમ કોઈ માનતું હોય તો તે ભૂલ છે. મહદ્ કાર્ય માટે વ્યક્તિશઃ વેર લેવાની ઇચ્છા આપણે બાજુએ રાખવી જોઇએ. કિંવા મેં આપને થોડીવારપર કહ્યાં પ્રમાણે જેમ આપણે ખૂન કરવાનાં નથી, રક્તપાત કરવાનો નથી, તેજ પ્રમાણે આપણે વ્યક્તિગત અપમાનનું વેર લેવાનું નહોઇ સાર્વત્રિક અપમાનનો હમેશને માટે નાશ થાય તેવી યોજના કરવાની છે. વ્યક્તિશઃ વેર માટે જેણે તેણે પોતાના પગપર ઉભા રહેવું; પણ આપણા બાંધવોનું અપમાન તેજ આપણું અપમાન, એ ભાવનાથી પ્રત્યેકે એ અપમાનનું બીજ નષ્ટ કરવા માટે પ્રયત્નશીલ થવું જોઇએ. એ સત્યને હૃદયપર કોતરી રાખી પ્રત્યેક વીર દેશના કલ્યાણ માટે સજ્જ થશે તો વ્યક્તિગત અપમાન બંધ થશે, ગૌબ્રાહ્મણનો છળ થતો અટકશે અને આપણી માતૃભૂમિ સ્વતેજથી જોતજોતામાં ઝળકી ઉઠશે."

મહારાજના નામનો સર્વત્ર જયજયકાર થઇ રહ્યો.

જયધ્વનીનો સ્વર મંદ થતોજ મહારાજે કહ્યું " હમણાંજ મુરારરાવ એક મહત્વની બાતમી લાવ્યા છે. મેં એ બાતમીનો ઉપયોગ કરવાનો વિચાર રાખ્યો છે. એ એક પ્રકારનું સાહસ છે. તેમાં યશ મળશે તો આપણું પગલું ઘણું આગળ વધવાનું છે. એ કાર્યમાં સહાય માટે ત્રણસો વીરની જરૂર છે. "

જોતજોતામાં ત્રણસો માવળા ઘોડાપર સ્વાર થઈ મહારાજની આજ્ઞાની રાહ જોતા ઉભા રહ્યા. એ ત્રણસો સ્વારનું નેતૃત્વ લેવા માટે તાનાજી આગળ આવ્યા, પણ તેમને પ્રેમપૂર્વક પાછળ પાડી સ્વતઃ શિવાજી મહારાજ પોતાના ઉમદા અશ્વપર આરૂઢ થયા અને ભવાની માતાના પ્રચંડ જયઘોષમાં તે ટુકડી ક્ષણમાત્રમાં અદૃશ્ય થઇ !

ખરા મધ્યાહ્નનો સમય હતો કલ્યાણથી આશરે ત્રણસો મનુષ્યની ટુકડી કૂચ મુકામ કરતી વિજાપૂર તરફ જતી હતી. આ ટુકડીમાં કેટલાક ઘોડેસ્વાર અને કેટલાક પદાતી હતા. પદાતીઓની કમરે તરવારો લટકતી હોઇ ખભે બંદુકો હતી. ઘોડેસ્વારો પાસે પણ તરવારો હતી; પણ બંદુકના સ્થાને તેમના હસ્તમાં ભાલા હતા. આ નાના સૈન્યના ત્રણ વિભાગ થયેલા હતા. એક આગળ, એક વચ્ચે અને એક પાછળની બાજુએ. આગળના ભાગમાં અર્ધા ઘોડેસ્વારો હોઇ બાકીના અર્ધા પાછળ હતા. મધ્યભાગમાં આવેલું પાયદળ ચતુષ્કોણ કૃતીથી ચાલતું હતું. ચતુષ્કોણના મધ્યભાગમાં મોટા બળવાન બળદથી ખેંચાતી બે બળદગાડી હતી અને તેની ચોતરફ નગ્ન સમશેરોનું એક વર્તુળ નિર્માણ કરવામાં આવ્યું હતું. બેઉ ગાડીઓની નજીકમાં સુમારે ત્રીસપાંત્રીસ વર્ષનો એક મુસલમાન તરૂણ અશ્વારૂઢ થઇ ભપકામાં ઘોડો ચલાવતો હતો.

બરોબર મસ્તિષ્ક પર પ્રવાસ કરતો ભાનૂ પશ્ચિમ ક્ષિતિજ તરફ વળ્યો. તેનાં તીરકસ કિરણ હવે સૈનિકોના પ્રત્યક્ષ મસ્તકપર પડવાને બદલે તેમની નગ્ન તરવારો પર પડવા લાગ્યાં, રસ્તામાં ઉભય બાજુએ લાગેલી ઝાડીમાંથી શ્રમ પરિહાર કરનાર વાયુની મંદ લહરી તે આદિલશાહી સૈન્યના દીલને આનંદ આપવા લાગી અને કેટલાક સીપાહીઓએ ઉંચ સૂરમાં શ્રવણ મનોહર ઉર્દૂ સંગીત લલકારવા માંડ્યું.

કેટલીક વારે એ સૈનિકો ઘીચ ઝાડી વાળા પ્રદેશ પાસે આવી પહોંચ્યા. એટલામાં તેમના મુખ્ય સેનાનાયકે પોતાની સમીપના એક તરૂણને કહ્યું, " હુસેન, પેલી ઘીચ ઝાડી જોઈ કે ? એવાં સ્થાન તે મરાઠા શયતાનોને છુપાઈ રહેવાનાં સ્થળો સમજવાનાં છે ! ખરેખરાજ શયતાન ! અને આપણા બાદશાહના દરબારમાં રહેતા શહાજી રાજાનો છોકરો શિવાજી તો અસલજ શયતાન ! બડો કાફર ! આવી એકાદ ઘીચ ઝાડીમાંથી કેવળ શયતાનની માફક બહાર પડીને ક્યારે અચાનક છાપો મારશે તેનો—"

પણ સુબેદાર મુલાના અહમદ ( એજ તે તરૂણનું નામ હોઈ, તે કલ્યાણનો સુબેદાર હતો. ) ના મુખનું વાક્ય પૂર્ણ થતા પહેલાંજ તે ઝાડીમાંથી એકદમ ત્રણસો માવળા સ્વાર બહાર પડ્યા ! તે બાદશાહી સૈન્યને શયતાન જેવાજ જણાયા. શયતાનની સાથે લઢવું વ્યર્થ છે, એવી સમજથીજ કે કોણ જાણે શાથી, એકેનો પણ પોતાની સમશેર તરફ હસ્ત ગયો નહિ. અલ્પાવકાશમાંજ તેમાંના ઘણાને આ શયતાનોએ નિઃશસ્ત્ર કરી મુકયા. તેમાંનો મોટો શયતાન અને તેની સાથેજ રહી લઢનાર મુરારરાવ એ બન્નેએ એકદમ મુલાના અહમદ અને હુસેન પર ધસારો કર્યો.

" શયતાન ! તોબા ! તોબા ! ! " એવી એકજ ચીસ બાદશાહી

લશ્કરમાંથી નીકળી અને એ ચીસનો પ્રતિ ધ્વનિ તે વન્યપ્રદેશમાં વિલિન થતા પૂર્વેજ "ખજાનો લૂંટાયો! ખજાનો લૂંટાયો!!" એવા પ્રકારની અહમદ મુલાના અને હુસેન એ બન્નેના મુખમાંથી નીકળતી હૃદય ભેદક ચીસથી સર્વે ખીણો ધમ ધમી ઉઠી!

મુલાના અહમદને કપાળ પર સખત ઘા થવાથી તેના નેત્રોને અંધારી આવી તે મૂર્છા ખાઇ પડયો. હુસેન મુરારરાવ સાથે શયતાનની માફક લઢ્યો. પણ છેવટે જમણા પગે ઘાયલ થઇ તે પણ પાણી પાણી કરતો જમીન પર પડયો! બાકીનું સૈન્ય જેમ રસ્તો સૂઝ્યો તેમ હાવરૂ બાવરૂ બની નાશવા લાગ્યું.

આ નાશી જતા સૈન્યની પીઠ પકડવાની પંચાતમાં ન પડતાં મરાઠા માવળા આવ્યા તેવાજ શયતાનની માફક અદૃશ્ય થયા.

સરકારી ખજાનાની બન્ને ગાડીયો ખાલી થઇ. તેમાંની પૈએપૈ શયતાનો લૂંટી લઇ ગયા!



# પ્રકરણ ૨ જું.

## અહમદનું અપમાન.

ખજાનો લુંટાવાની વાત ઝપાટા બંધ જ્યાં ત્યાં પ્રસરી ગઇ. એકાદ અનિષ્ટ બનાવની વાત વાયુથી પણ વિશેષ ત્વરાથી વહી જાય છે. પણ તેના કરતાં એ વિશેષ ઝડપથી સરકારી ખજાનો રાયગઢના કિલ્લા પર જઇ પહોંચ્યો હતો.

વિજાપુરમાં આ સાહસી કૃત્યની જ્યાં ત્યાં ચર્ચા થવા લાગી, નાના પ્રકારના તર્કવિતર્ક લોકોમાં પ્રસરવા લાગ્યા. કોઇ કહેવા લાગ્યા કે, "આ કૃત્યમાં ખૂદ અહમદ મુલાનાનો હાથ હોવો જોઇએ. શિવાજીનું નામ આગળ કરી અહમદ મુલાનાએજ ખજાનો ઉડાવ્યો છે ? આટલા બંદોબસ્તથી જતો ખજાનો લુંટવાની શિવાજી જેવાની શી હીંમત" તેમાંનાજ કેટલાક એમ પણ કહેવા લાગ્યા કે, "કદાચિત્ શિવાજીએ દરોડો પાડયો હશે, પણ નજીવી ક્ષુદ્ર ચોરીમાં જેમ રખવાલની સંમતી શિવાય સાધારણ રીતે ચોરી થઇ શકતી નથી, તેજ પ્રમાણે ખૂદ મુલાનાનો હાથ હોયા સિવાય ધોળા દિવસે બાદશાહી ખજાના પર ધાડ પડવી બીલકુલ શક્ય નથી." એવી વાતો કરનારાઓ મુલાના પ્રત્યે ઇર્ષા ધરાવનારાજ હતા. તે મુલાના પરજ બે ઇમાનીપણાનો અપ્રમાણિકતાનો આરોપ કરવા લાગ્યા.

પોતાના કથનના સમર્થનાર્થે તેમાંના એક શાણાએ કરેલી કાર્ય કારણ મીમાંસા મઝાની હતી. તેણે કહ્યું, "તેમ નહોત તો બાદશાહના ચરણમાં આ બનાવની હકીકત નિવેદન કરવા માટે આપણે બધા એ વાત જાણીએ તે પહેલાંજ મુલાના આવી પહોંચત

જોઇતો હતો. પણ તે તો આવ્યો નહિ અને વાત તો આવી પહોંચી, એ સમાચાર કંઇ આપો આપ આવ્યા નથી. કોઇ ભૂત પ્રેતે આપણા કાનમાં કહ્યા નથી. અર્થાત્ જે કારણથી એ સમાચાર આવતા પહેલાં મુલાના આવી પહોંચ્યો નહિ તે કારણેજ દાળમાં કંઇ કાળું હોવું જોઇએ. નહિ તો તેણે એમ મોઢું છુપાવ્યું નહોત.”

આ ચર્ચાકારની કાર્ય કારણ પરંપરા ઠીક હતી, પણ તેમાં ગમ્મત એ હતી કે, જે વાત તે સિદ્ધ કરવા ઇચ્છતો હતો, તેજ તે સિદ્ધ કરતાં પહેલાં સિદ્ધ માની લેતો હતો. આ દરોડામાં મુલાનાને કંઇ ઇજા થઇ હશે તેથી તે ત્વરાથી વિજાપૂર આવવાને અશક્ત થયો હશે એ વિચાર તેના મનમાં બીલકુલ આવ્યો નહિ. કારણ એ કૃત્યમાં મુલાના શિવાજીને મળી ગયેલો હતો, અર્થાત્ તેને કોઇ પણ પ્રકારે ઇજા થાય તે શક્યજ નથી, એમ પ્રથમથીજ તેણે સ્વીકારી લીધેલું હતું!

નાના પ્રકારના જનસમાજે નાના પ્રકારનો ઉહાપોહ કરવા માંડયો; તેજ પ્રમાણે ભિન્ન ભિન્ન મનુષ્યોના મનમાં આ વાતથી ભિન્ન ભિન્ન ભાવનાઓ ઉત્પન્ન થઇ. કેટલાક મુસલમાન સરદાર શિવાજીને લુંટારો, ધાડપાડું, પાજી, નિમકહરામ, કાફર ઇત્યાદિ પુષ્પાંજલીથી વધાવવા લાગ્યા. શહાજીની સલાહથી એ દરોડો શિવાજીએ નાખ્યો હોવો જોઇએ એવા ધાષ્ટર્ય પ્રલાપ કાઢવામાં પણ તેમણે પાછી પાની કરી નહિ. શિવાજીનો અને તે સાથે શહાજીનો નાશ કરવાના શપથ તેમણે અલ્લાનું નામ લઇ ઉચ્ચાર્યા. તેમની મનોવૃત્તી અત્યંત ક્ષુબ્ધ બનેલી હતી. દ્વેષથી ઓષ્ઠ કરડી તે પહોંચાં કરડવા લાગ્યા. સ્ત્રીઓની માફક આંગળાં મરડવામાં પણ કેટલાકને શરમ આવી નહિ. ત્યારે બીજી બાજુ જેમનામાં શિવાજી સંબંધી કંઇક

આદર હતો, તેમના કૃત્ય તરફ જેમની થોડી ઘણી સહાનુભૂતિ હતી, તેમને શિવાજીના આ કૃત્યથી અંતર્યામી કંઈક સંતોષજ થયો. તેઓ આ કૃત્યને દરોડો કહી શકયા નહિ. લુંટ અને દરોડો એ બે શબ્દોના અર્થમાં મનસ્વી ભેદ છે એવું પ્રતિપાદન કરવાનો તેમણે આરંભ કર્યો. તેઓએ કહ્યું, "શિવાજીએ ખુલ્લી રીતે બાદશાહી સૈન્યની સામે થઇ, તેમને હરાવી તેમની દૃષ્ટી સન્મૂખજ ખજાનો ખેંચી લીધો છે. એ વિજયી શત્રુએ યુદ્ધમાં મેળવેલી લુંટ છે, દરોડો નાખી ચોરી લીધેલું ધન નથી!"

શિવાજીના પક્ષપાતીએ પ્રતિપાદેલી આ વિચાર સરણી સાંભળી વિરૂદ્ધ પક્ષના એક મુસલમાને લાલચોળ બની જઇ કહ્યું, "એક બાયલાની માફક શિવાજી ભરાઇ રહેલો હોવો જોઇએ. તેણે બે સાવધ સૈન્યપર અચાનક છાપો માર્યો અને બાદશાહી ખજાનો લુંટી લીધો!"

"ખાનસાહેબ." હિંદુ પક્ષના એક ગૃહસ્થે તિરસ્કારપૂર્ણ હાસ્ય કરી ઉપરોધિક સ્વરે કહ્યું, "અચાનક હૂમલો કરવો એ યુદ્ધમાંનોજ એક પ્રકાર છે. એને ગનિમી કાવ્યનું યુદ્ધ કહે છે. ભલભલા અને સાચા રણકુશળ વીરો પણ યુદ્ધકળામાં એ પ્રકારનું અવલંબન કરવામાં દોષ માનતા નથી. આપ 'ખજાનો લુંટી લીધો' એમ કહો છો તેનો અર્થ પણ તેવોજ થાય છે. યુદ્ધમાં સામે થઈ હરણ કરેલા ધનને 'લુંટ' કહેવામાં આવે છે. દરોડો પાડી સામે થયા વગર ધન માત્ર લઇને નાશી જવામાં આવે તેને કદી લુંટ કહેવામાં આવતી નથી. તેવી રીતે દબાવવામાં આવેલા દ્રવ્યને માટે જે શબ્દ વપરાય છે તે–તે આપના કચરાથી ભરાયલા મગજને—

"કચરાથી ભરાયલું મગજ! યા અલ્લા! ખુદા!"

" કચરાથી ભરાયલું મગજ" યુક્ત અલ્લા નામનો ઘોષ વિરુદ્ધ પક્ષના સર્વના મુખમાંથી બહાર નીકળ્યો! "કોના માથામાં કચરો છે તે હમણાંજ બતલાવી દઇએ છીએ " એવી બૂમ પાડી દસબાર મુસલમાનોએ પોતાના સોટા ઉંચક્યા. બસ, ઉભય પક્ષમાં લડાલડીનો વા વાયો અને કેટલાકનાં માથાં રંગાયાં. સુદૈવે આ વખતે કોઇની પાસે તલવાર નહતી; નહિતો ખૂનજ થાત!

એટલામાં જેના મસ્તકમાં કચરો હોવાનું કહેવામાં આવ્યું હતું, તે દાંત પીસી હોઠ કરડતો સોટો પકડી પ્રતિસ્પર્ધીપર ધસી ગયો અને તેણે તેના મસ્તકપર જોરથી સખ્ત પ્રહાર કર્યો. તરતજ તેના માથામાંથી રક્ત વહેવા લાગ્યું અને તેને મૂર્છા આવવા લાગી, પરંતુ મૂર્છિત થઇ પડતા પહેલાં તેણે તેના હાથમાંથી સોટો ખેંચી લઇ તે મુસલમાનના માથાપર સખ્ત ફટકો માર્યો. ઉભયના મસ્તકમાંથી ખળખળ લોહી વહેવા લાગ્યું અને કોના મસ્તકમાં કચરો છે તેનો નિર્ણય થતા પૂર્વે બન્ને જમીનપર પડ્યા. જ્યાં ત્યાં એકજ હાક વાગી રહી. રસ્તામાં જતા આવતા માણસો ત્યાં એકઠા થઇ ગયા. કોઇની આ પક્ષને તો કોઇની બીજા પક્ષને સહાનુભૂતિ મળવા લાગી. અને થોડાજ વખતમાં અનર્થકારક પ્રસંગ ઉદ્ભવવાનાં ચિહ્ન સ્પષ્ટ જણાવા લાગ્યાં.

આજ વખતે આ રસ્તે આદિલશાહના પ્રધાન મુરાર જગદેવ બાદશાહનું તાકીદનું તેડું આવવાથી જતા હતા, આ સમય અંધાધૂંધીનો હતો, કોઇનોએ પગ સ્થિર નહતો, કોઇ કોઇને માનતું ન હતું. ઉપર કહી તેવી મારામારી વિજાપૂરના રસ્તાપર વારંવાર થતી હતી. સામાન્ય મરાઠાઓનોજ નહિ પણ દરબારમાં માન ધરાવનાર ઉચ્ચ કુલીન મરાઠા સરદારોનો ઉપમર્દ પણ અનેક વખત થતો હતો; ખૂદ આદિલશાહના મનમાં પણ દરબારમાં બેસતા મરાઠા સરદારોની રાજ્ય

ભક્તિ વિષે સંશય ઉત્પન્ન થયેલો હતો. આથી તે મુસલમાનોનાં ઉન્મત કૃત્યો તરફ આંખ મીંચી જતો હતો. એટલુંજ નહિ પણ પોતે પણ જાણી જોઇને કીંવા અજ્ઞાન પણાથી કેટલીક વખત અપૂર્વ રાજનિષ્ટા ધરાવનાર મરાઠા સરદારોને દરબારમાં ઉતારી પાડવામાં પાછો હઠતો નહતો.

કેટલાક દિવસપર શહાજીને મળવા માટે શિવાજીનું વિજાપૂરમાં આગમન થયું હતું. તે વખતે તેમણે વિજાપૂરના રાજમાર્ગો, અરે ગલીએ ગલીમાં મરાઠાઓનો થતો તિરસ્કાર પ્રત્યક્ષ જોયો હતો.

તેજ પ્રમાણે બાદશાહની મુલાકાત કરાવવા માટે જ્યારે શહાજી શિવાજીને દરબારમાં લઇ ગયા, ત્યારે પણ મરાઠા સરદારોનું દરબારમાં કેટલું માન છે તે તેમની ચાણાક્ષ દૃષ્ટિ આગળ છુપું રહી શક્યું ન હતું. ગર્ભિત ભાષામાં, ઉપરોધિક શબ્દોથી તે વખતે શહાજીનું ભર દરબારમાં થયેલું અપમાન તે ચતુર અને અભિમાની વીરરત્નના લક્ષમાં આવ્યા શિવાય રહ્યું ન હતું. તેમની નસોનું લોહી ધડકી ઉઠયું હતું. તેમણે આગળ પાછળનો કંઇપણ વિચાર કર્યા વગર બાદશાહને નમન કરવાને બદલે જાણે કે પોતાના દેશબંધુઓના અપમાનનો બદલો આપતા હોય તેમ ધિક્કારપૂર્ણ દૃષ્ટિથી બાદશાહ તરફ જોઇ ખુદ બાદશાહનું અપમાન કરી દરબારને પીઠ દર્શાવી રસ્તો પકડયો હતો ! તે દિવસથી તો બાદશાહનું મન સર્વ મરાઠા સરદારો માટે કલુષિત બની ગયું હતું.

રસ્તાપર ભીડ થયેલી જોઇ થોડીવાર દિવાન અટકયા, પણ હમેશ થાય છે, તેવુંજ કંઇ હશે સમજી તે રાજભૂવન તરફ જવાની તૈયારીમાં હતા તેટલામાં ગર્દીમાંથી એક માણસે બૂમ પાડી કહ્યું:—

" દિવાન સાહેબ, અરે જગદેવરાવ, આ જુઓ આપના ભાઈ

બંધનો પ્રતાપ ! પધારો, જરી નજર કરો, એટલે સમજાશે કે એક હાથે કેમ તાળી પડી શકતી નથી ? "

દિવાન જગદેવનું નામ સંભળાતાંજ ઉભય પક્ષના માણસો એકદમ બાજુએ થયા. મુસલમાન અને મરાઠા એ બન્ને કોમના મનમાં દિવાન જગદેવ માટે સદ્‌ભાવ વસી રહેલો હતો. તેમાં પણ મરાઠાઓનો આદરભાવ વિશેષ હતો; કારણકે મુરાર જગદેવના વજનથીજ તેમની આપત્તીનું સ્વરૂપ તદ્દનતો નહિ પણ થોડું ઘણું નરમ પડેલું હતું. કેટલીક વખત ઉપર જણાવેલા તોફાન જેવા સમયે જગદેવ મરાઠાઓને વિશેષ સહાયકારક થઇ પડતા હતા અને ઘણી વખત મરાઠાઓના પક્ષનું સમર્થન કરી મુસલમાનોને કડક શાસન કરાવતા હતા. બાદશાહ મનમાં ને મનમાં અકળાતો, પણ અંતે તેને હારવું પડતું હતું; કારણકે તે જાણતો હતો કે, પોતાનું અને તેના રાજ્યનું જીવન જગદેવ, શહાજી, બાજી ઘોરપડે વગેરે જેવા મરાઠા મુત્સદીઓના હાથમાં હતું.

દિવાન સાહેબે ટુંકામાં બન્ને પક્ષની વાત સાંભળી લીધી ત્યારે તેમને જણાયું કે, તોફાનમાં બન્ને પક્ષનો અપરાધ છે. ઉભય પક્ષના આગેવાનોને તેમણે જેમ તેમ સમજાવ્યા અને તરતજ ઘાયલ થયેલાઓના ઔષધોપચારની વ્યવસ્થા કરાવી. પણ જ્યારે તોફાનનું મૂળ તેમના જાણવામાં આવ્યું ત્યારે તેમનું ચિત્ત અતિ અસ્વસ્થ બની ગયું. શિવાજીએ સરકારી ખજાનો લુંટી લીધાનું લક્ષમાં આવતાં તેમના હૃદયને ભારે ધક્કો લાગ્યો. શિવાજીના આ સાહસીક કૃત્ય–શૌર્યની પ્રશંસા કરવી કે હવે તેમની સંરક્ષણની ચિંતામાં રહેવું તે નક્કી કરી શક્યા નહિ, વળી તે સાથેજ આદિલશાહીને માટે હવે મોગલ શહેનશાહ શહાજહાન સિવાય એક બીજો પ્રબળ શત્રુ ઉત્પન્ન થયો

એ ચિંતા પણ રાજનિષ્ઠ જગદેવને થવા લાગી. એકજ સમયે સ્વદેશનું હિત, રાજ્યનું હિત, મિત્રનું ( શહાજી જગદેવના પ્રાણતુલ્ય સ્નેહી હતા,) હિત, સ્વામીનું હિત એ સર્વ ફીકર કરાવનાર પ્રશ્ન તેમના મનમાં ઉપસ્થિત થયા. એ સર્વનું હિત એકજ વખતે સાધ્ય થવું કેટલું દુર્ઘટ છે તે વિષે વિચાર થતાં તે નિરાશામાં ડૂબી ગયા. એવીજ નિરાશામય માનસિક સ્થિતિમાં તે રાજભૂવનના પંથે પડયા.

દિવાન સાહેબે દરબારમાં પગ મુકયો તે સાથેજ પોતાની પહેલાંજ કેટલાક મુસલાન અને મરાઠા સરદારો આવી ઉભેલા દૃષ્ટિએ પડયા. આદિલશાહ મહમદ ઉંચ સિંહાસનપર આરૂઢ થઇ કેટલાક મહત્વના કાગળો જોવામા લીન થઇ ગયો હતો. મુરાર જગદેવનો સભાગૃહમાં પ્રવેશ થતાંજ સભાસદોમાં સહજ ચળવિચળ થઇ. જે જે માણસ તેમના તરફ જોતો તે તે માણસ જાણે કે ' દિવાનસાહેબ, હમેશ બરાબર સમયે હાઝર રહેતા અને આજે આટલું મોડું કેમ ?' એવો પ્રશ્ન કરતો હોય એમ તેમને લાગ્યું. દિવાન જગદેવ કદી પણ દરબારમાં પણ ગાડી ઘોડે ચઢી આવતા નહતા; હમેશાં તે સુવર્ણની મૂઠીવાળી એક લાકડી લઇ પગેજ ચાલીને દરબારમાં આવતા, પરંતુ કદીએ દરબારમાં તે ક્ષણ માત્ર મોડા થતા નહિ. તેમના જીવનમાં આજે પહેલીજવાર મોડું થયું હતું.

જગદેવ સ્વસ્થાને બેઠા તે સાથેજ બાદશાહે સહજ ઉંચું જોયું અને પરસ્પર દૃષ્ટો દૃષ્ટ થઈ.

" અરે ! જગદેવરાવ ! ક્યારે આવ્યા તમે ? ઘણીવાર થઇ હશે ? દરબાર ભરાતા પહેલાં કેટલાએ વખતથી જગદેવરાવ રાહ જોઇ બેસી રહે છે ! દરબાર કદીએ તેમના માટે અટકી રહેતો નથી ! "

આટલું બોલી બાદશાહે પુનઃ પોતાની દૃષ્ટિ કાગળપત્રોમાં રોકી.

"દરબાર કદીએ તેમના માટે અટકી રહેતો નથી." એ એકજ વાક્યથી જો કે બાદશાહે બાહ્યતઃ દરબારની શિથીલતા અને જગદેવની નિયમિતતા વ્યક્ત કર્યા હતાં, પણ તેજ વાક્યમાંથી ભિન્ન અર્થનો ધ્વનિ પણ નીકળતો હતો. અરે, એકજ વાક્યમાં અર્થના પરિવર્તનથી દરબારની નિયમિતતા જણાવી જગદેવ પર અવ્યવસ્થિતપણાનો આરોપ મુકીને બાદશાહ ચૂપ રહ્યો નહિ. તેણે એ વાક્ય એવું કંઈ ચમત્કારિક હાસ્ય કરી ઉચ્ચાર્યું અને તે ઉચ્ચારતી વખતે એવી કંઇ મુદ્રા કરી કે પ્રથમ તે હાસ્ય અને મુદ્રાનો આઘાત જગદેવના પ્રમાણિક અંતઃકરણપર થયો અને પછી તે વાક્યનો અર્થ પૂર્ણ રીતે તેમના લક્ષમાં આવ્યો. તે અર્થનો તેમણે પોતાના મન પ્રત્યે ઉચ્ચાર કરતાં કહ્યું:—

"જગદેવ, તમે અતિ અવ્યવસ્થિત છો. તમે એક દિવસ ભૂલે ચૂકે પણ દરબારમાં સમયસર હાજર રહેતા નથી. છતાંએ દરબારનું કામ હંમેશ ચોખ્ખું અને નીયમિતપણે થાય છે. દિવાનસાહેબ આવ્યા નહિ માનીને દરબાર કંઇ બંધ રહેવાનો છે? દરબારને જગદેવની દરકાર નથી. તે તો તેને તૂચ્છ ગણે છે."

આ અર્થ બાદશાહ સમક્ષ સ્પષ્ટ કરવાને તેમના ઓષ્ટ ઉંચા થયા, પણ તરતજ તે વિચાર ત્યજી દઈ તેમણે સંયમ સાંધ્યો. પછી શું બોલવું તે તેમને સૂઝ્યું નહિ. તે ચૂપકીથી પોતાની જગ્યાએજ બેસી રહ્યા.

જગદેવરાવને ગભરાઇ ચૂપ બેઠેલા જોઇ કેટલાક મુસલમાન અને મિથ્યાભિમાની મરાઠા સરદારો મનમાંને મનમાં ખુશી થઇ હસ્યા. પોતે ઉચ્ચારેલા શબ્દોનું બાણુ દિવાનના મર્મસ્થાને લાગેલું જોઇ બાદશાહને આસુરી આનંદ થયો; પણ એ વિકાર પોતાના વદન

પર લેશમાત્ર પ્રકટ થવા દીધા વગર કાગળો જોવામાં તે લીનતા ધારણ કરી બેઠો. એજ સંતોષકારક આસુરી હાસ્યની લહરી કાગળ પત્રમાંની હકીકત સમજાવનાર 'સરજેખાન નામના સરદારના મુખ૦ પર સહજ ઝળકી, પણ તે બહાર ન પડે તેટલા માટે પોતાનું મુખ ઢંકાઈ જાય તેવી રીતે પોતાના મુખ સામે એક કાગળ રાખી સરજે-ખાને બાદશાહને નમ્રતાપૂર્વક કહ્યું:—

"ખાવીંદ, આવીજ રીતે એ ચંદ્રરાવે પ્રથમથીજ સરકારની આંખમાં ધૂળ નાખી છે, સરકારના ચરણમાં નોકરી કરે છે જુદો અને એ હમાની નોકરીનું ફળ ચાખે છે જુદો! શહેનશાહના પરમ પુજ્ય 'યુસફ આદિલશાહ એમણે ચંદ્રરાવ મોરેને આ દુનિયામાં ચળકતા તારા બનાવ્યા. હુઝૂર મારા મોઢેજ મારી મહત્તાનું શું ગાન કરૂં? આત્મપ્રશંસા કરનારને લોકો મૂર્ખ કહે છે; પણ પૂર્વજોની પ્રશંસા કરનાર એ દોષને પાત્ર નથી તેથી કહું છુ કે, જે કાર્ય માટે યુસફ આદિલશાહે એ મોરેને ચંદ્રરાવનો ખીતાબ અર્પી જાવળીનો રાજા બનાવ્યો તે કાર્ય બીજાએ—"

"હા. હા, સરજેખાન, પહેલાં એ વાતની અમોને ખાત્રી થઈ નહતી, પણ હમણાં ચંદ્રરાવની જે વાતો અમારા કાને આવી છે, તે પરથી ખાત્રી થવા લાગી છે. નિરાવારણમાંનો પ્રાંત તમારા—"

"જી હુઝૂર આ બંદાના પૂર્વજોએજ—"

"કબજે કર્યો?"

"જી, જી! આપના ચરણની પૂણ્યાઇ. હુઝૂર, તેમ નહોત તો અમારા જેવા પામરની એવો મોટો પ્રભાવ મેળવવા જેવી પૂણ્યાઇ ક્યાંથી હોય?" અતિ વિનયી અને નમ્ર બની સરજેખાને કહ્યું.

"કંઇ ફીકર નહિ, સરજેખાન! એ વાત અમારી ધ્યાન

બહાર નથીજ. અમારા પુણ્ય પ્રભાવથીજ એ પ્રાંત કબજે થયો હતો. અન્ય કોઇની પૂણ્યાઇથી એ બનાવ બન્યો હોત તો આજે આ સિંહાસન અમારાથી વિભૂષિત થએલું તમારી દૃષ્ટિએ પડત નહિ."

"બાદશાહના મુખમાંથી ઉચ્ચાર થતા પહેલાંથીજ એ વાતની સર્વને ખબર છે પણ ખાવીંદ—"

"હા. હા, સમજ્યો. સરજેખાન, નહિ, નહિ, મુખે ઉચ્ચાર કરવાની તસ્દી લેશો નહિ. તમારા હૃદયનો હેતુ અમારા લક્ષમાં આવ્યો છે."

"પણ ખાવીંદ—"

"અરે, સરજેખાન, મુખે ઉચ્ચાર કરશો નહિ કહ્યુંને?" બાદશાહે એકદમ ચીઢાઇ જઇ કહ્યું.

"અમારા મરાઠા સરદારોની માફક તમનેએ તમારા જ્ઞાનનું અભિમાન ચઢે છે કે?" બાદશાહે આગળ કહેવા માંડ્યું.

"અમે બોલીએ છીએ તે પહેલાં તમે અમારા મનનો હેતુ જાણી જાવ છો તો પછી તમારા મનનો અમો શું નહિ સમજતા હોઇએ? સરજેખાન, મોઢું સીવી લ્યો–મોઢું બંધ કરો! તેમ નહિ કરો તો—"

"સરજેખાનનું મુખ તડાકાબંધ ઉતરી ગયું. તેનો ચહેરો ભયથી કાળો પડી ગયો.

"તેમ નહિ કરોતો—" બાદશાહે આગળના શબ્દો ઉચ્ચાર્યા હોત તો શરીરને કંપાવી નાખનારો પ્રસંગ આવ્યો હોત તેની કલ્પના થતાંજ સરજેખાનને લાગ્યું કે, ભૂમિમૈયા માર્ગ આપે તો ઠીક.

"તેમ નહિ કરોતો, કાજળ જેવો શીદી હાથમાં સોયદોરો લઈ પ્રત્યક્ષજ કામ કરી નાખશે!"

એજ શબ્દો બાદશાહે ઉચ્ચાર્યા હોત અને તેમ થયું હોત તો ક્ષણમાત્રમાં તેનો પ્રત્યક્ષ અમલ થયો હોત. પોતાની ઇચ્છા ભિન્ન ભિન્ન પ્રકારે બાદશાહને સમજાવી કાર્ય સાધવાની સરજેખાનની ઇચ્છા હતી; પણ ઉપરોક્ત શબ્દો બાદશાહના મુખ દ્વારમાંથી બહાર નીકળતાંજ તેને જાણે મુખ શીવી લીધું હોય તેમ સજ્જડ બંધ કરી દેવું પડયું.

ક્ષણવાર સર્વત્ર સ્તબ્ધતા પ્રસરી રહી. જાણે કે સરજેખાનને લાગેલા ભયે સર્વના અંતઃકરણમાં સંચાર કર્યો હોય. તે સ્તબ્ધતાનો ભંગ કરવાનું ધૈર્ય કોઇથી થતું નહતું; તેટલામાં દિવાન જગદેવરાવે દરબારમાં નીચેનો પ્રશ્ન સાદર કરી તે ભીષણ શાંતિનો ભંગ કર્યો.

“ચંદ્રરાવ મોરે જેવા બાદશાહના એક નિઃસીમ ભક્તને રાજ-નિષ્ઠાને કલંકિત જણાવનાર વચનો દરબારમાં પ્રકટ થાય છે, અને તેનો પ્રતિકાર કરવાનું ધૈર્ય કોઇ કરી શકતું નથી! એ ખરે-ખરજ આશ્ચર્ય—”

“હાં! હાં!” જગદેવરાવનું વાક્ય પૂર્ણ થતા પૂર્વેજ બાદ-શાહ ખળભળ્યો, “હા હા! અમને પણ એજ આશ્ચર્ય થતું હતું. દિવાન સાહેબ આજે દરબારમાં બીરાજેલા છે છતાં રાજનિષ્ઠ ચંદ્ર-રાવના પક્ષનું કેમ કોઇ સમર્થન કરતું નથી? રાજનિષ્ઠ! ખરેખર રાજનિષ્ઠ! શહાજીના જેવાજ રાજનિષ્ઠ!”

જગદેવરાવનું ધારવું એવું હતું કે, શિવાજીએ સરકારી ખજાનો લુંટયાના સમાચાર અદ્યાપિ દરબારમાં આવ્યા નહિ હોય; પણ બાદ-શાહે શહાજીને આપેલી બક્ષિસથી એ સમાચાર આવી પહોંચ્યા છે કે શું એ વિષે તેમના મનમાં સંશય ઉત્પન્ન થયો.

ખરી રીતે એ સમાચાર હજુ સુધી બાદશાહને મળ્યા નહતા. એ વાત ગમે તે રસ્તે પ્રસરી તેના માટે શહેરમાં તોફાનો થયાં હતાં;

પરંતુ બાદશાહ તેનાથી અજાણ્યોજ હતો. આથી વાચકે આશ્ચર્ય પામવાનું કારણ નથી. કારણકે વિજાપૂરનો બાદશાહ તે વખતે તેવોજ એદી હતો. બાદશાહે તો શિવાજીએ પુના વગેરે પ્રાંતમાં કરેલાં તોફાનોને અનુલક્ષીનેજ શહાજી વિષે ઉચ્ચાર કર્યો હતો.

શહાજીનું નામ નીકળતાંજ પુનઃ દિવાન જગદેવરાવ ગભરાયા. વિશેષતઃ તેમણે પોતે શિવાજીએ સરકારી ખજાનો લુંટયાની વાત જાણી હતી તેથી અને એ વાત બાદશાહના જાણવામાં કદાચિત્ આવી હશે એ કલ્પનાથી બાદશાહને શો ઉત્તર આપવો તે તરત જગદેવરાવના ધ્યાનમાં આવ્યું નહિ. દિવાન સાહેબ ઘૂંચાયા અને બાદશાહે ઉપહાસિક સ્વરે કહ્યું–" કેમ ? જગદેવરાવ, અમે કહીએ છીએ તે ખરૂં છે કે નહિ ? તમને દમ ચઢી ગયો હોય તેમ લાગે છે. આજે તમે ઘણી ઉતાવળથી આવ્યા છો. દિવાનજી, જરીકવાર નીચે બેસી થાક ખાવ ! વૃદ્ધાવસ્થાના બદલે રાજનિષ્ઠામાં માણસ જો વૃદ્ધ થાય છે તો તેને એ થાક તો લાગેજ છે. "

પોતાના ઉપહાસપૂર્ણ ભાષણથી ખુશ થઇ બાદશાહ ખરેખરો હસી પડયો.

થોડો વખત પસાર થયા પછી કેવળ ગણ્યા ગાંઠયા શબ્દોમાં બાદશાહ બોલ્યો.

" જગદેવરાવ, એ રાજનિષ્ઠ ચંદ્રરાવ વિષે તમને કંઇ માહિતી છે કે ? "

" હુઝૂરનો પ્રશ્ન અતિ વ્યાપક છે. નામદારને કંઇ બાબતની માહિતીની જરૂર છે ? "

" ઠીક ! ઠીક ! એ વ્યાપક પ્રશ્નનો તમે શો ઉત્તર આપો છો ? "

" હું એટલુંજ કહી શકીશ કે–કે—"

"કે તેને એક ખૂબસુરત કન્યા છે! હં, હં!"

બાદશાહ પુનઃ એકવાર ખડખડ હસ્યો અને તે સાથેજ આખા દરબારમાં હાસ્યધ્વનિ થઇ ઉઠયો.

બાદશાહ પોતે હસ્યો એટલે દરબારીઓ હસ્યા તે માટે તેણે અયોગ્ય ધાર્યું નહિ અને સરજેખાનની કળી પણ પુનઃ ખીલી.

"નામદાર," તિરસ્કાર યુક્ત સ્વરે દિવાન જગદેવરાવે કહ્યું, "મારી એવી કલ્પના હતી કે કંઇ મહત્વના વિષયનો ઉહાપોહ કરવા માટે હુઝૂરે આજે અચાનક ઉતાવળથી દરબાર ભર્યો છે. આવા ગંભીર પ્રસંગે નામદારની ઇચ્છા ગમ્મત તરફ઼ ઢળશે એવી—"

"હાં હાં! જગદેવરાવ, અમને લાગતું હતું કે ગંભીર રહીને પણ મોજીલી વૃત્તી રાખી શકાશે!"

"તેમ હોય તો એ એક ભૂલ ભરેલી સમજ–ધારણા છે."

બાદશાહે ઓઇ કરડી દિવાન તરફ઼ દ્વેષપૂર્ણ દૃષ્ટિ ફેંકી પણ તેની પરવા ન કરતાં જગદેવરાવે ધીમે રહી કહ્યું,—

"હુઝૂરના પ્રશ્નનો હું એટલોજ ઉત્તર આપી શકીશ કે, ચંદ્રરાવ મોરે એ બાદશાહનો એક સાચો સેવક છે અને નામદારની સેવામાં એક પગે તત્પર છે. ખાવીંદના અન્ય મરાઠા સરદારોની માફકજ તે ઉત્તમ પ્રકારનો રાજનિષ્ઠ પુરૂષ છે."

"દિવાનજી, ગાંભીર્ય અને મોજીલી વૃત્તિ એ બે વાતો જેમ પરસ્પર ભિન્ન છે, તેમ અલ્પજ્ઞાની પણ જાણી શકે છે કે, રાજનિષ્ઠા અને રાજદ્રોહ એ વૃત્તિ પણ પરસ્પરથી તદ્દન ભિન્ન છે."

"જી, હુઝૂરે ખરેખર યોગ્યજ કહ્યું છે!" બાદશાહનું વાક્ય સાંભળી એક મરાઠા સરદાર બોલી ઉઠયો, અને જગદેવરાવ તેનો કંઇ

ઉત્તર આપી શકશે નહિ એ કલ્પનાથી તેમના તરફ તે વિજયી મુદ્રાએ જોવા લાગ્યો.

"નામદાર," જગદેવરાવે શાંતિપૂર્વક કહ્યું, "આપની માફક ક્વચિત્ પ્રસંગે કોઇ મોજીલા બની શકે, પણ રાજનિષ્ઠ માણસ રાજદ્રોહી બની શકતો નથી."

"વાહજી વાહ! જગદેવરાવ, તમે ઢળઢળીત ખોટું બોલો છો."

આ દોષારોપ સંભળાતાંજ જગદેવરાવનાં નેત્રોમાંથી જાણે અગ્નિની ચીણગારીઓ ઉડવા લાગી. અતિ ભારે પ્રયાસથી ક્રોધને અટકાવી તેમણે કહ્યું,—

"હુઝુર, સ્વાભિમાની પુરૂષને, તે રાજનિષ્ઠ નહિ હોય તો પણ આ વખતે આપનો ક્રોધ શાંત કરવાનું દુર્ઘટ છે. હું ખોટું કહું છું એ સિદ્ધ કરવામાં આવશે કે?"

"સિદ્ધજ છે."

"બેશક! બરાબર!" એક યવને વચ્ચે કહ્યું.

"જહાંપનાહ કહે તે સિદ્ધજ છે" બીજા એક મરાઠા સરદારે યવન સરદારના કથનને ટેકો આપ્યો.

"અરે, જે સાચું હશે તેજ ખાવીંદના મુખમાંથી નીકળશે" ત્રીજા એક મરાઠા સરદારે સંમત્તી દર્શાવી.

"હા, હા, જગદેવરાવ;" બની શકે તેટલા મોટા અવાજે બાદશાહે કહ્યું, "અમે કહીએ છીએ કે તમે ખોટું વદો છો. તમારા એ રાજનિષ્ઠ ચંદ્રરાવના રાજદ્રોહ વિષે તમે કંઈ જાણી શક્યા છો? જાણી શક્યા નહિ હો તો પણ તમે અસત્યપણાના દોષમાંથી મુક્ત થઇ શકતા નથી. અમારા રાજ્યના દિવાન તરીકે તમારે તેના રાજદ્રોહી કૃત્યની માહિતી મેળવવી જોઇતી હતી."

જગદેવરાવે અજ્ઞાનદર્શક વદન કર્યું અને તેથી તે પરનું તેજ ફીકકું જણાવા લાગ્યું.

"ઠીક, ઠીક," જગદેવરાવની નિસ્તેજ મુદ્રા જોઇ બાદશાહે આગળ પુછ્યું, "જગદેવરાવ, તેવીજ રીતે પેલા રાજનિષ્ઠ શહાજીના રાજદ્રોહી સ્વાર્થ વિષે તમે કદી વિચાર કર્યો છે કે? ઠીક છે! રાજ-નિષ્ઠાનો બાહ્યાડંબર કરી આંતરથી રાજદ્રોહી વિચારથી પરિપૂર્ણ રહે-નાર શહાજી જગદેવરાવના ટોળાનોજ છેને?"

શિવાજીએ હમણાંજ કરેલા કૃત્યની કલ્પના તરી આવી અને જગદેવરાય ચમક્યા અનેઃ—

"હુઝૂરની માફક અન્યનાં આંતર સમજવાની બુદ્ધિ પ્રભુએ મને આપી નથી." એટલુંજ કહી તે ચૂપ બેઠા.

પરંતુ બાદશાહ કંઈ થોડોજ તેમ સ્વસ્થ બેસવા દે તેવો હતો? સામાનું હૃદય ભોકાય તેવું બોલી તેની માનસિક અશાંતિની મઝા જોવામાં મહમદ આદિલશાહને રાક્ષસી આનંદ થતો હતો. ખીજવવો, ચીડવવો, ઉપહાસ કરવો, માર્મિક પ્રહાર કરવા વગેરે સિવાય ઘડીભર ગમ્મત કરવાનું સાધન મહમદશાહ જાણતોજ ન હતો.

"જગદેવરાવ, તેવી બુદ્ધિ ખૂદાએ તમને નહિ આપી હોય, પણ અમને આપી છે એ અમારૂં, અરે અમારા રાજ્યનું સુદૈવજ માનીએ છીએ. દિવાન, તે શહાજીના તોફાની બંડખોર પુત્ર સામે ચંદ્રરાવની હમણાં અતિ ગાઢ મૈત્રી જામી છે એ વાત તમારા કાને આવી છે કે?"

"જી હા, પણ હુઝૂર, તેમાં કંઈ તમારે ભય પામવા જેવું જણાતું નથી."

"બરાબર છે, શા માટે જણાય? તેની ફીકર વિજાપુર રાજ્યને!

તમોને શું ? બસ! અમારે અમારા રાજ્ય માટે સાવધાન રહેવું જોઇએ. નિમકહરામ રાજદ્રોહી સરદાર સામે અમારે અતિ દક્ષતાથી વર્તવું જોઇએ. એ ચંદ્રરાવ અને પેલો શહાજી ! બસ ! સરજેખાન !" કંઇ સાંભળી આવ્યા જેવું કરી અર્થપૂર્ણ દૃષ્ટિએ સરજેખાન તરફ જોઇ બાદશાહે કહ્યું.

"તમારા મનમાં અમને જે વાત પુછવાની ઇચ્છા હતી તે અમે જાણી ચુકયા છીએ ? આ લો મારૂં આજ્ઞાપત્ર ! તે ઉપરથી શું છે તે તમે સમજી શકશો."

ઠેઠ ભૂમિ સુધી મસ્તક નમાવી અતિ નમ્રતાથી સરજેખાને બાદશાહના હાથમાંથી આજ્ઞાપત્ર લીધું અને દિવાન તરફ એક વખત તૂચ્છતા યુક્ત દૃષ્ટિ ફેંકી સરજેખાન પોતાની જગ્યો પર જઇ બેઠો.

ઉક્ત આજ્ઞાપત્રમાં ચંદ્રરાવ મોરે વિષે કંઇ પણ હકીકત હશે એવી કલ્પના કેટલાકોએ કરી હતી પણ ખરી હકીકત તેમાં શી હશે તે વિષે પ્રત્યેક સરદાર વિચાર કરવા લાગ્યો. એટલામાં દરબારના મુખદ્વાર આગળ કંઇ ગડબડાટ થતો સર્વના સાંભળવામાં આવ્યો, સર્વની દૃષ્ટિ મુખદ્વાર તરફ ગઇ અને જોતજોતામાં ભયથી થરથર ધ્રુજતા સફેદ પૂણી જેવા ચહેરા યુક્ત બે માણસો ગભરાતા ગભરાતા દરબારમાં પ્રવેશ કરી બાદશાહના ચરણમાં આવી લોટી પડયાં !

તેમાંની એક વ્યક્તિના ભયયુક્ત ફીક્કા ચહેરા તરફ જોઇ સરજેખાનના મુખનું તેજ ઉડી ગયું.

"હુસેન ! હુસેન ! તારો ચહેરો રક્તહિન, અરે આટલો ફીક્કો કેમ જણાય છે ?" ચિંતાતુર થઇ સરજેખાને પોતાના પુત્રને પુછ્યું. એ યુવક સરજેખાનનનો પુત્ર હતો.

પરંતુ સરજેખાનના પ્રશ્નનો ઉત્તરજ મળ્યો નહિ.



અહમદ! અરે અહમદ મુલ્લાના! આવી રીતે એકદમ દરબારમાં દોડી આવી અમારા ચરણમાં પડવાનું શું કારણ છે! ... ... ...પૃષ્ઠ ૩૧.

હુસેનની ભયાકુલ દૃષ્ટિ બાદશાહના મુખ તરફ સ્થિર થઈ ગઇ હતી.

અચાનક ઉપસ્થિત થયેલા પ્રકારથી વિસ્મત થયેલો બાદશાહ સરજેખાનના મુખમાંથી નીકળેલા શબ્દથી ભાનપર આવ્યો. શુદ્ધિમાં આવતાંજ હુસેન તરફ ન જોતાં બાદશાહની દૃષ્ટિ તેની સાથેની વ્યક્તિ તરફ ગઈ. ક્ષણમાત્રમાં બાદશાહે તેને ઓળખી લઇ ક્રોધપૂર્ણ સ્વરે એકદમ બૂમ પાડી કહ્યું, " અહમદ, અરે અહમદ મુલાના ! આવી રીતે એકદમ દરબારમાં દોડી આવી અમારા ચરણમાં પડવાનું શું કારણ છે ?તું આવ્યો, પણ ખજાનો ક્યાં છે ? "

સર્વ દરબારની દૃષ્ટિ અહમદ મુલાનાની ભયપૂર્ણ મુદ્રા તરફ વળી અને તેના મુખમાંથી શું નીકળે છે તે સાંભળવાને સર્વ આતુર બન્યા.

" ખાવીંદ, જહાંપનાહ ? આ અહમદ શહેનશાહની ચરણ-રજમાં આળોટશેઃ—

" બસ ખજાનો ક્યાં છે ? એકદમ બોલ ! " બાદશાહે પ્રચંડ અવાજે કહ્યું.

" હુઝૂર—"

" અહમદ અરે બેવકૂફ ? પ્રથમ ખજાનાની વાત કહે ! હાં ! જલદી કહે ! નહિતો અલ્લાના સપથ લઇને કહું છું કે કે,—"

" ખજાનો ! ખજાનો ! ખાવીંદ, ખજાનો, શયતાનો લુંટી ગયા ! ! ! " આક્રન્દપૂર્ણ સ્વરે મુલાનાએ કહ્યું.

અહમદ મુલાનાના મૂખના આ શબ્દો સાંભળતાંજ દરબાર આશ્ચર્યથી દિંગમૂઢ બની ગયો, નિર્જીવ પત્થરના પુતળાની માફક સર્વ સભ્યો મુલાના તરફ શૂન્ય દૃષ્ટિએ જોવા લાગ્યા અને જગદેવને કઇ તરફ જોવું તેજ સૂઝ્યું નહિ.

ખજાનો લુંટાયાની વાત સાંભળતાંજ બાદશાહના મનમાં ચીરાડો પડયો; પણ હોઠ ઘટ્ટ કરી બિલાડીની માફક હમેશાં ચકચકતાં નેત્રો ઉંચાં નીચાં કરી બાદશાહે કહ્યું, " અહમદ, તું શું બોલે છે તેનો અર્થ તો તું સમજી શકે છે ને ? બેશુદ્ધ અવસ્થામાં બકતો તો નથી ને?"

" જી હુઝૂર, હું પુર્ણ શુદ્ધિમાં છું અને મેં કહી તે વાત પણ ખરી છે. નામદાર, અચાનક બાદશાહી સૈન્ય પર હુમલો કરી શયતાનો ખજાનો લુંટી ગયા ! તેમનો આગેવાન આપણા રાજનિષ્ઠ શહાજીનો પુત્ર શિવાજી હતો ! "

" શિવાજી ! પુનઃ તેજ નામ ! શિવાજી ! અહમદ, શહાજીનો પુત્ર શિવાજી ! "

" નહિ, શયતાન, શયતાન સરકાર ! "

" એ શયતાન શહાજીના પેટે જન્મ પામ્યો ! જગદેવરાવ" એકદમ દિવાન તરફ દૃષ્ટિ કરી બાદશાહે કહ્યું, " ખરી છે ને આ વાત ? "

" નામદાર, ખોટી કેમ કહી શકાય ? પરંતુ જો કે રાજનિષ્ઠ શહાજીને ત્યાં તેનો જન્મ થયો પણ—"

" હા. સમજ્યો જગદેવ, શહાજીનો પક્ષ કરવાનો પ્રયત્ન વ્યર્થ છે હવે ! પિતાની સલાહ સિવાય એ ચોરના હાથે આવો અત્યાચાર થાય નહિ. ખૂદાની મેરીયતથી શહાજી અમારા હાથમાં છે અને એ ચોરનો નાશ કેવી રીતે કરવો તે અમે સમજતા નહિ હોઇએ પણ–પણ—"

બાદશાહે આગળનું વાક્ય ઉચ્ચાર્યું નહિ; પણ એક વિકટ હાસ્ય માત્ર કર્યું. બાદશાહનો પ્રકોપ એ હાસ્યથી શમ્યો નહિ. તે

વખતે તેના કોપને પ્રત્યક્ષ બળીદાનની જરૂર હતી. પોતાના શાબ્દિક શસ્ત્રાસ્ત્રોનો તે ગૂપચૂપ જગદેવપર હમેશ પ્રહાર કરતો; પણ જગદેવના સંબંધમાં શબ્દને કૃતીનું રૂપ આપવાનું તેનાથી બની શકે તેમ નહતું. જગદેવની શક્તિ તે સારી રીતે જાણતો હતો. આ વખતે શહાજી દરબારમાં નહતા. તે આ પહેલાંજ કર્ણાટકપરના આક્રમણમાં ગયા હતા.

આવી સ્થિતિમાં પુનઃ પોતાના ચરણની રજ ચાટતા અહમદ તરફ બાદશાહની નજર ગઇ અને તે સાથેજ તેના મસ્તકપર જોરથી લત્તાપ્રહાર કરી બાદશાહે બૂમ પાડી કહ્યું, "મુલ્લાના, અરે બેવકૂફ કૂત્તા, લુંટાયલા ખજાનાનો આંકડો કેટલો છે? ક્યાં છે હિસાબના કાગળ?"

આ વખતે આગળ વર્ણવેલા રસ્તાના લોકોની માફકજ દરબારના સભ્યોએ ધાર્યું હતું કે, દરોડો પાડીને શિવાજીએ ખજાનો લુંટી લીધો. બાદશાહનો ઉપરનો પ્રશ્ન સાંભળી એક અવિચારી મરાઠા સરદારે ઉભા થઇ કહ્યું. "જહાંપનાહ, એ ધાડપાડુ દ્રવ્ય સાથે કાગળો પણ ચોરી ગયો હશે! એવીજ એક ધાડ પાડવા માટે તેને પ્રથમ શાસન થયું છે. તેની નિશાની તરીકે તેની ડાબી આંખની ઉપરની બાજુએ—"

પણ એ સરદારનું ભાષણ અધુરૂંજ રહ્યું. અણીદાર મુખવાળી બાદશાહના હાથમાં અત્યાર સૂધી સ્થિર થઇ રહેલી સૂવર્ણ લેખીનીએ તેજ ક્ષણે બાણની માફક સૂ સૂ કરતી ધસી આવી તે સરદારની ડાબી આંખના ઉપરના ભાગમાં લાલ નિશાની કરી દીધી! શાહીને રક્તવર્ણ પ્રાપ્ત થયો અને તે ગાલપરથી સરી પડી શુભ્ર અંગરખાપર ટપકવા લાગી! વિશેષમાં 'કલમ લઇ આવ, અરે મૂર્ખ, જલદીકર, કલમ લાવ! હજુ અમને એની જરૂર છે,' એવો હુકમ તે સરદારને મળ્યો.

આ ઘોર અપમાનથી કેટલાક મરાઠા સરદારોને પગથી માથાં સુધી લાગી ગઇ અને તેની સાથે કેટલાક વૈમનસ્ય ધરાવનારાઓને સંતોષ પણ થયો! પરંતુ દિવાનની રાજનિષ્ઠાને તો ધક્કોજ લાગ્યો.

કલમ લાવવાનો ઉપમર્દકારક બાદશાહી હુકમ છુટયો ખરો, પણ તે સરદારના સુભાગ્યે બીજીજ ક્ષણે બાદશાહને એ વાતની સ્મૃતિ રહી નહિ અને ખજાનો લુંટાયો—શયતાનોએ ખજાનો લુંટી લીધો એ એકજ વાતનો ધ્વનિ સર્વના કર્ણપટ આગળ ઘૂમી રહ્યો.

"મુલાના અહમદ, હિસાબના કાગળ કાઢ! કેટલી રકમ લુંટાઇ છે તે નક્કી કહે!" પુનઃ બાદશાહ દાંત કકડાવી ઓષ્ટ પીસી ઘૂરકયો.

મુલાનાએ જેમ તેમ કરી કાગળ પત્રો કાઢયા, તે સર્વાંગે ધ્રુજી ઉઠયો હતો અને તેનું શરીર પરસેવાથી તરબોળ બની ગયું હતું. મહા પ્રયાસે તેણે લુંટાયલી રકમનો આંકડો બાદશાહ આગળ રજુ કર્યો તેમાં બાદશાહને પોતાની ધારણા કરતાં આંકડો ઘણો ભારે જણાયો, તેથી તેને જુદોજ સંશય આવ્યો. એકવાર મુલાના પગથી માથા સુધી નજર ફેરવી નિરીક્ષણ કરી બાદશાહે કહ્યું, "અહમદ, તેં ખજાનાની અફરાતફર કરી રકમ ઉચાપત કરી છે!"

બિચારા અહમદ મુલાના પર એકાએક રકમ ઉચાપત કર્યાનો આરોપ મુકી બાદશાહ તેના તરફ ભેદક દૃષ્ટિથી જોવા લાગ્યો. "અલબત્! તેં રકમ ઉચાપત કરીજ હોવી જોઇએ!"

બાદશાહે પુનઃ ખાત્રીપૂર્વક વિધાન કર્યું, "ખરેખર, તું કહે છે તેટલી દોલત કંઇ લુંટાઇ ગઇ નથી!"

"સરકાર, ખુદા સાક્ષી છે. પૈએ પૈ શયતાનો લૂંટી ગયા છે."

"હરામખોર! પાજી! આ વર્ષે એટલું ભારે વસુલ આવવાનો જ સંભવ નથી. તેં આંકડો વધાર્યો છે. તેં ખાધેલા પૈસા અને

લુંટાયલા પૈસાનો સરવાળો અમારા સમક્ષ મુક્યો છે. તું બીકણ અને નિમકહરામ છે."

"સરકાર, ખાવિંદ—"

"બસ એક પણ શબ્દ કાઢીશ નહિ."

"નહિ, નામદાર, બીકણ અને નિમકહરામ શબ્દ આ સ્વામીનિષ્ઠ અહમદને રૂચશે નહિ."

બાદશાહ નેત્ર પહોળાં કરી અહમદ તરફ જોવા લાગ્યો. કારણકે, તેને પ્રત્યુત્તર આપવાનું ધૈર્ય અત્યાર સુધી કોઇએ કર્યું નહતું.

"હુઝૂર, હું બીકણ નથી તેમ નિમકહરામ પણ નથી." સ્વભાવતઃ જ બાદશાહની માંજરી આંખોના ચમકારાની દરકાર ન કરતાં અહમદ પોતાનું નિર્દોષપણું સાબીત કરવા લાગ્યો, "નામવર, કલ્યાણની સુબાગીરીપર ગોઠવણ થઇ ત્યારથી આ અહમદે અપ્રમાણિકપણે એક કોડીને પણ સ્પર્શ કર્યો હોય તો ખૂદાના કસમ!"

"બેશક! અહમદ ખૂદાને સાક્ષી રાખી ખીસ્સાં તર કરી શકાય છે."

"બીજાઓ તેમ કરી શકતા હશે, પણ આ અહમદ ખીસ્સાં તર કરી શકતો નથી. તેજ પ્રમાણે હું બીકણ છું કે કેમ તે મારા શરીરપર એકવાર દૃષ્ટિ કરવાથી જણાઈ આવશે. જુઓ, આ લોહીના ડાઘ જુઓ! કાયરતાના ડાઘનો રંગ આવો લાલ નથી હોતો!"

"હા! હા! પલવારમાં તે લાલનો કાળો થશે!"

વિકટ હાસ્ય કરી બાદશાહે આ શબ્દો ઉચ્ચાર્યા અને પોતાની સમક્ષ પડેલો કાળી શાહીનો ખડીયો અહમદ મુલાનાના મુખ પર ફેંક્યો!

"હાય! હાય!" અંતઃકરણ ભેદી નાખે તેવા સ્વરે મુલાની

પોકારી ઉઠયો, "શયતાન ગણાતા શિવાજીની સમશેરે પણ મને આવો ઘા કર્યો નથી. જોઇશ! વેર લેવાશે તો લઇશ!"

એટલું બોલી મુલાના દરબારમાંથી એકદમ નીકળી ગયો અને જ્યાં ત્યાં ભયાનક શાંતિ પ્રસરી ગઇ.

## પ્રકરણ ૩ જું.

### એ સરદાર !

અખિલ સૃષ્ટિને આલ્હાદિત કરનાર ભગવાન રશ્મિકાંતનાં કિરણ અવનિતલપર હમણાંજ પ્રસર્યાં હતાં, ધીચ લત્તાપલ્લવ કુંજગૃહમાં તેનો પ્રવેશ થઇ તેમના આંતર પ્રદેશને તે પ્રમોદ અર્પી રહ્યાં હતાં, વૃક્ષ રાજીપર તેમનું નૃત્ય ચાલી રહ્યું હતું, પલ્લવ દલ પરનાં ઝાકળ બિંદુમાંથી તેમનું મૌક્તિક હાસ્ય ચમકી ઉઠતું હતું, મધુલોલુપ ભ્રંગ મુદિતાન્તઃકરણથી કમલ પંક્તીપરથી રસસ્વાદ લેતા વિહરતા હતા અને ગાન પ્રિય કોકિલ આમ્ર વૃક્ષપર કર્ણ મધુર આલાપ કરી રહ્યાં હતાં, પરંતુ એ અખિલ સૃષ્ટિની પ્રસન્નતા તંજાવર શહેરના એક ભવ્ય મહાલયના દિવાનખાનામાં ચિંતામગ્ન સ્થિતિમાં પડેલી એક મહાન વ્યક્તિના અંતઃકરણને વિશેષ આલ્હાદ જનક લાગતી નહતી.

"ખજાનો લુંટયો, કિલ્લા લીધા અને કલ્યાણના સુબાને કેદ કરી આખો પ્રાંત તાબે કર્યો!" ઉદ્વેગજનક અવાજમાં ઉપરોક્ત વ્યક્તિના મુખમાંથી ઉદ્ગાર નીકળ્યા. પોતાના મુખમાંથી નીકળેલા ઉદ્ગારના સત્યપણા વિષે જાણે પોતાનેજ શંકા થઇ હોય તેમ સામે પડેલા કાગળો હાથમાં લઈ તેમાં લખાયલા ઉક્ત વાક્ય પર તે વ્યક્તિએ પુનઃ એકવાર પોતાની દૃષ્ટિ ફેરવી.

"નહિ મારૂં મન ભ્રમિત થયું નથી, દૃષ્ટિ અંધ બની નથી. ખરેખર આ હકીકત ખલિતામાં લખાયલી છે. પરમ પૂજ્ય આદિલ-શાહે અસત્ય આરોપ—સ્વામી નિષ્ઠા વિરૂદ્ધનાં ગમે તેવાં કૃત્ય—મારા પુત્રના, અને પર્યાયથી મારા શીરે વ્યર્થ ઢોળ્યાં નથી. પરંતુ એ વાત સંભવિત છે કે? સાચી છે કે? એવો વારંવાર મનમાં સંશય આવ્યા કરે છે."

"માની લઉં કે એ વાતો ખરી છે?" ક્ષણવાર સ્તબ્ધ રહી અને વિચારી મુદ્રા કરી શહાજી મહારાજ મનમાંજ ગણગણ્યા.

"ખરી માનવી! મને લાગે છે કે, શક્ય અશક્યપણાનો વિચાર ઘડીભર દૃઢ રાખી, નિઃસીમ રાજનિષ્ટા તરફ પળવારને માટે આંખ આડા કાન કરી, એ વાતો ખરી માનવી. એ વાતો સાંભળી મનને જેટલી અસ્વસ્થતા લાગે છે, જેટલું દુઃખ થાય છે, તેટલોજ એજ વાતોથી સંતોષ પણ થાય છે. એ વાતો સાંભળી એક તરફથી "શાંત પાપં" વદવાનો વખત આવે છે, ત્યારે બીજી બાજુથી તેનું કર્ણ કટુત્વ લુપ્ત થઇ જઇ એ શબ્દ કર્ણેંદ્રિયને મધુર લાગે છે. હાય! જે ખલિતાપર આવા અયોગ્ય અક્ષરો લખાયા છે તે ખલિતાના કકડે કકડા કરી તેને પગ નીચે કચડી નાખું એમ થાય છે, પણ બીજીજ ક્ષણે તેને ચુંબન કરી હૃદય સરસા ચાંપવાની ઇચ્છા થાય છે. આ—આ સ્વામીદ્રોહાત્મક લેખન પરથી દૃષ્ટિ દૂર થાય છે નથી થતી અને પુનઃ તેના પ્રત્યેક શબ્દનો અર્થ આશામય અદ્દ્ભુત શક્તિથી ગ્રહણ કરવા યોગ્ય લાગે છે." સ્વામીનિષ્ઠ શહાજી મહારાજે દૂર કરેલી દૃષ્ટિ પુનઃ ખલિતાપર સ્થિર કરી અને તે વાંચવામાં પુનઃ લીન થયા.

પચાસી વટાવી ગયેલ તે સ્વામીહિત તત્પર પુરૂષનું વદન આ

વખતે જોવા જેવું હતું, પોતાના પુત્રના હસ્તે સ્વામી હિત વિઘાતક બનેલા કૃત્યનો પાઠ વાંચી તેમની ભ્રકુટી તિરસ્કારથી વચ્ચે વચ્ચે સંકુચિત થતી હતી, આટલી ઉત્તર વયમાં પણ તેમનાં તેજસ્વી જણાતાં નેત્ર ક્રોધથી લાલચોળ બની જતાં હતાં, ઓષ્ઠ સ્ફુરણ પામતા હતા અને આદિલશાહ તરફથી આવેલો ખલિતો ધારણ કરનાર કર કંપી ઉઠતા હતા.

"શિવાજી, અરે કુલાંગાર પુત્ર!" ખલિતામાંની કંઇ અનીષ્ઠ હકીકત વાંચી શહાજી મહારાજ ક્રોધથી કંપી ઉઠી બૂમ પાડી ઉઠયા, "કેવાં અનિષ્ઠકારક કાર્ય આરંભ્યાં છે? શું આ તોફાન માંડયું છે? સર્વ જીવન સ્વામી સેવામાં ગાળનાર તારા આ પિતાની ઉમર તરફ જો! અરે! સ્વામી હિતની ચિંતા કરવામાં આ શહાજીના વાળ ધોળા થયા! નહિ, આવી છેવટની ઉમરમાં નીચું જોવાનો વખત લાવીશ નહિ! તારૂં પાષાણ હૃદય અન્ય કંઇથી દ્રવે તેમ ન હોય તોએ, ઉત્તરાવસ્થામાં પિતાના હાલ બેહાલ થશે, આ જીર્ણ શરીરને બેડીઓનો ભાર ઉઠાવવો પડશે, છેવટના કાળમાં તુરંગમાં સડવું પડશે અને હમેશને માટે કલંક લાગશે, એ-એ કલ્પનાથી તારા વજ્ર જેવા હૃદયમાં ઝરણ ફૂટવાદે! નહિ, નહિ! શિવાજી, આ અંતિમ કાળે એવી યાતના આપીશ નહિ!"

ક્રોધ અને સંતાપની પરાકાષ્ટાથી આરંભમાં કઠોર જણાતા શહાજીરાજનો અવાજ ક્રમે ક્રમે કરૂણ ભાવનાથી કંપિત થયો અને જોત જોતામાં બે અશ્રુબિંદુ નેત્રમાંથી સરી તેમની સફેદ દાઢી પર પડયાં.

વાંચક, શહાજી જેવા તેજસ્વી પુરૂષના નેત્રમાંથી અશ્રુ નીકળવાનો પ્રસંગ અસાધારણજ સમજવો જોઇએ. પોતાને દુઃખ થાય

છે, પોતે પીડાય છે તેથી પોતાની જાતને માટે એવા પુરૂષના નેત્ર-માંથી સહેલાઇથી અશ્રુ નીકળતાં નથી. તેમને ખેદ થાય તો તે બીજાને માટેજ થાય છે. શહાજી જેવા ઉચ્ચતર હૃદયના પુરૂષ સ્વ સુખની અભિલાષાથી મુક્ત હોય છે. પોતાની ઉત્તરાવસ્થામાં પોતાપર તુરંગ વાસ કરવાનો પ્રસંગ આવશે એ ભયથી તેમનાં નેત્રમાંથી અશ્રુ ટપકયાં નહતાં. પોતાના માટેજ જો તેમનાં નેત્રમાંથી બિંદુ પડયાં હોય તો તે અરાજકતાની મુદ્રા પોતાના કપાળ પર હમેશની પડશે, સ્વામી પ્રત્યે નિમકહરામી કર્યાનો આરોપ આવશે અને જીવન અનિશ્ચિત હોવાના કારણે એ આરોપનું નિરાકરણ પોતે કરી શકશે નહિ, એજ વિચારથી કદાચ તેમનાં નેત્રમાંથી પાણી નીકળ્યું હશે; પરંતુ એ સિવાય તેમ બનવાનાં બીજાં પણ અનેક કારણ હતાં. અનેક પરસ્પર વિરૂદ્ધ કારણોને લીધે, નાના પ્રકારની અનીર્ણિત ભાવનાના કારણે તેમનાં નેત્રમાં અશ્રુ આવ્યાં હતાં એમ પણ કહી શકાય.

પોતાના પુત્રની–શિવાજીની કર્તૃત્વ શક્તિ, તેમનું પરાક્રમ વગેરે, આ વખતે તેમના લક્ષમાં આવી ગયાં હતાં. કેવળ વીસ વર્ષની વયમાં તેમણે ગજાવેલું પરાક્રમ તે સારી રીતે સમજી ચુક્યા હતા. પહેલાં તેમની માન્યતા એવી થઇ હતી કે, ક્ષુદ્ર માથા ફરેલના ફંદમાં પડી તેમણે અવિચારી તોફાન મચાવવા માંડયું છે, પણ હવે એ માન્યતા પરિવર્તન પામી હતી. પોતાના પુત્રનાં તોફાનોનો વચ્ચે વચ્ચે તેમને અતિ ભય થતો. છોકરો હાથમાંથી ગયો, દાદાજી કોંડદેવ જેવા અનુભવી અને નિપૂણ ગુરૂનું શિક્ષણ ધૂળમાં મળી ગયું એમ લાગતું અને દારૂણ ચિંતામાં પડી જતા. પિતાનુંજ હૃદયને! ગમે તેવું કઠોર હોય પણ એકાદ પ્રસંગે પણ પેટના પુત્રના કલ્યાણ માટે તેના હૃદયમાં લાગણી થયા સિવાય કેમ રહે?

"શિવબા, બાપુ, તારો શો દોષ? મેંજ તને વિચિત્ર અવસ્થામાં મુક્યો, તારા કલ્યાણ માટે હું બેફીકર રહ્યો. દાદાજી કોંડદેવ! અરે, તેથી એ અધિક યોગ્યતા ધરાવનાર અન્ય પુરૂષ શું કરી શકે? પ્રભુ, દાદાજી જેવા પૂજ્ય ગુરૂને હું દોષ દેતો નથી; પણ પિતાની દેખરેખ, પિતાની વત્સલતા અને પેટના પુત્રના હિત માટેની પિતાની લાગણી કંઇ જુદાંજ હોય છે. શિવ, તારી અને તારી માતા સાથે હું ભિન્ન પણે વર્ત્યો? અરે, આજસુધી તેની સાથે મેં એક પણ સુખનો શબ્દ ઉચ્ચાર્યો નથી! એટલુંજ કરીને અટક્યો નહિ, પણ દ્વિતીય લગ્ન કરી મેં તેનો ત્યાગ કર્યો! છટ્! એથી પણ એથાએ અધમપણું કર્યું. તેના પિતાના અપમાનથી ચીડાઇ જઇ, તેના અપરાધનું ખપ્પર તેના માથા પર નાખ્યું; ખરા અણીના પ્રસંગે છેવટના દિવસ આવેલા હોવા છતાં શિવનેરી જેવા ભિષણ કિલ્લામાં તેને અણીચીંતવી છોડી દીધી અને હું મારો જીવ લઇ નાઠો!"

"શિવબા, બેટા, તારો જન્મ જંગલમાં થયો. તે વખતે આ અભાગી શાહાજીને પુત્ર મુખ જોવાની ઇચ્છા થઇ નહિ; પણ જન્મ થતાંજ પિતૃ મુખ દર્શનાર્થે ઉત્સુક બની તેં તારી બાવરી નજર ચોતરફ નાખી હશે, અને પ્રસૂતિ વેદના સહન કરી ચૂપકીથી પ્રેમ પૂર્વક તારૂં મુખ પંપાળનાર માતા સિવાય અપત્યસ્નેહથી તારૂં મુખ નિરખનાર અન્ય કોઇજ તારી દૃષ્ટિએ નહિ પડ્યું હોય!"

ગત વાતોનું સ્મરણ થઇ આવતાં શાહાજીના મુખમાંથી ઉપરના ઉદ્ગાર નીકળ્યા. શિવાજીની બાલ્યાવસ્થાનું આલ્હાદક મુખ તેમની દૃષ્ટિ આગળ તરી આવ્યું. તેમના શૂરત્વની સાક્ષી આપનાર તેમની બાળ લીલાની કલ્પનાઓ થવા લાગી, "એવી બાળવયમાં પિતા એ શી વસ્તુ છે, એવો પ્રશ્ન તેના મનમાં ઉત્પન્ન થયો હશે

કે ?" ક્ષણવાર સ્તબ્ધ રહી શહાજીએ પોતા પ્રત્યે પ્રશ્ન કર્યો, "માતૃ પ્રેમ આગળ પિતાના વાત્સલ્યનું તેને સ્મરણ થયું હશે કે? ધ્રુવકુમારની માફક પોતાને એવો વત્સલ પિતા છે કે નહિ તે તેણે તેની માતાને પુછ્યું હશે કે ? પણ મારી પત્નીએ તેને શું સમજાવ્યું હશે ?" એવા અનેક પ્રશ્નના ઉત્તર પણ શાહાજીએ મનમાં ને મનમાં વાળવા માંડ્યા.

"શું તેણે તેને સમજ પાડી હશે? શેની સમજ પાડે? પોતાના કોમળ ઉછરતા બાળકના મુખનો ઉક્ત પ્રશ્ન સાંભળતાં વારજ તેના નેત્રમાં પાણી ભરાઇ આવ્યું હશે, અને પ્રેમથી તેણે તેને હૃદય સાથે ચાંપી લીધો હશે; અથવા પિતાના સ્થાને રહેલા દાદાજી તરફ તેણે આંગળી કરી હશે, કિંવા તેના શરીરમાં રમતું જાધવ રક્ત તો ઉછળ્યું નહિ હોય ? તેણે મારી નિર્ભત્સના તો નહિ કરી હોય ? બેટા, પિતાએ તારો અને તારી માતાનો ત્યાગ કર્યો છે. તારા શરીરમાં ભોંસલે અને જાધવ એ બન્ને કુળનું રક્ત વહે છે, માટે સ્વપરાક્રમથી તારૂં અસ્તિત્વ વ્યક્ત કરી આવું રત્ન મને પ્રાપ્ત થયું છે તેનું તેમને અભિમાન થવા દે!—એવા પ્રકારનો ઉત્તર આપી તેણે તેના કોમળ મનને આઘાત તો નહિ કર્યો હોય ?"

"પણ આજે શું છે ? આવા વિચાર મારા મનમાં કેમ આવે છે ?" એકાએક કલ્પના સૃષ્ટિમાંથી જાગ્રત થઇ શહાજીએ પોતાના મનને પુછ્યું, "છટ્ છટ્! એવા ભાવના પ્રચુર વિચાર મારા માટે શોભાસ્પદ નથી. બસ, મારા પુત્રના કૃત્ય સાથે મારો કંઇજ સંબંધ નથી, એવી બાદશાહને કોઇ પણ ઉપાયથી પૂર્ણ ખાત્રી કરી આપવી જોઇએ. તે સિવાય—"

"હા, હા, હું પણ તેજ કહું છું. ગમે તેમ હો! ભીતરની

રામ જાણે, પણ બાદશાહને ગમે તેમ કરી ખાત્રી કરી આપવી જોઇએ." કંઈ ટોળના સ્વરે ઉક્ત વાક્ય ઉચ્ચારી, શહાજીનો વિજાપૂર દરબારનો એક પ્રતિસ્પર્ધી અને બાદશાહનો માનીતો વિશ્વાસુ મરાઠા સરદાર બાજી ઘોરપડે અંદર આવ્યો.

બાજીને જોતાંજ શહાજી ચમક્યા. બાદશાહના ખલિતાના કારણે મનમાં ઉત્પન્ન થયેલા વિચાર મુખ દ્વારા પ્રકટ થયા તે તેણે સાંભળ્યા હશે કે શું એવી શંકા સ્વાભાવિક રીતે ઉત્પન્ન થઈ. શું તેણે પોતાના મુખનું છેવટનું વાક્યજ સાંભળી તેનો વિપર્યાસ કર્યો હશે? તેનો સ્વરતો તેવો ભાવ ખુલ્લી રીતે બતલાવી આપે છે એમ પણ તેમને લાગ્યું. બાજીનો શબ્દ કાને પડતાંજ શહાજી મહારાજે ઉતાવળથી બાદશાહી ખલિતો અંગરખાના અંદરના ખીસામાં સરકાવ્યો. તે ખલિતા દ્વારા બાદશાહે તેમની નિર્ભત્સના કરી હતી, અરે પુત્રના દુષ્કૃત્યમાં તેમનું અંગ છે એમ આદિલશાહે સ્પષ્ટ રીતે જણાવ્યું હતું. આવા પ્રકારનો ખલિતો અન્ય કોઇની દૃષ્ટિએ ન પડે એવી પ્રત્યેકની ઇચ્છા હોયજ અને તેમાં પણ પોતાના પ્રતિસ્પર્ધીની દૃષ્ટિએ ન પડે તે માટે પ્રત્યેક પ્રયત્નશીલ રહેજ! પરંતુ શાહજીના ખીસામાં એવાં કેટલાંએ ફરમાનોને રહેવા જેટલી જગ્યો હતી; પણ દુર્દૈવે તે વખતની ઉતાવળમાં તે આજ્ઞાપત્ર ખીસાના ઉંડાણમાં જઇ શક્યું નહિ. તે ઉંચું જોઇ ચૂપકીથી ચોતરફ નજર કરવા લાગ્યું! તે નિર્જીવ આજ્ઞાપત્રનો શો દોષ? કોચનું નિર્ભત્સનાનું મુખ ઝેરી સાપ પ્રમાણે હમેશ બહારજ રહે છે.

"શાનો વિચાર ચાલતો હતો?" બાજીએ ઠાવકાઇથી પુછ્યું.

"બાજી, શાનો વિચાર ચાલવાનો છે? ઉત્તરાવસ્થાની મુદ્રા હમેશ વિચારીજ દેખાય છે. જુઓ, તમારી મુદ્રાએ વિચારી જણાતી નથી કે? મને લાગે છે કે તમે પણ કંઇ વિચાર કરો છો!"

ખરેખર બાજી ઘોરપડેનું મુખ વિચાર મગ્ન જણાતું હતું; પણ તેટલા પરથી તેના મનના વિચારનું સ્વરૂપ કંઇ વ્યક્ત થતું નહતું. ઉલટું, શહાજીનું ઉક્ત આત્મગત ભાષણ બાજીએ પુરેપુરૂં સાંભળ્યું નહિ હોય એવી કલ્પના કરીએ, પણ શહાજીના છેવટના વાક્યથી તેમના વિચારની રૂપ રેખાની કલ્પના થવાને સ્થાન હતું.

" શું કહ્યું! આપે શું કહ્યું ? " બાજીએ આશ્ચર્ય પામી પૂછ્યું, " મારી મુદ્રા વિચારી જણાય છે? મને તેમ લાગતું નથી; પણ તમે કંઇ કોઇના પર વ્યર્થ આરોપ મુકો તેવા નથી. તમે કહો છો ત્યારે હું પણ માનું છું કે મારૂં મુખ વિચારી જણાય છે. પરંતુ 'ઉત્તરાવસ્થાની મુદ્રા હમેશ વિચારીજ દેખાય છે!' તે હું સ્વીકારી શકતો નથી. કોઇ પણ પ્રકારનો વિચાર નહિ હોવા છતાં ફક્ત ઉત્તરાવસ્થાના કારણે તમારૂં વદન વિચારી જણાય છે ત્યારે તમારા જેટલીજ વયના બાજી ઘોરપડેનું વદન મનમાં કોઈ પણ પ્રકારનો વિચાર ન હોય છતાં વિચારી કેમ ન જણાય? પણ વિચારનું મૂર્ત સ્વરૂપ વાચા છે. વિચારના અસ્તિત્વ સિવાય મુખમાંથી બહાર નીકળતો સ્વયંભૂ શબ્દ અર્થ વિહીન હોય છે. અર્થ વિહીન સ્વયંભૂ ગૂઢાત્મા પ્રકટ કરે છે અને માત્ર ગૂઢાત્માજ તેનો અર્થ સમજી શકે છે. અન્ય સમયે અર્થ વિહીન–વિચારહીન કલ્પના શૂન્ય શબ્દ પ્રકટ કરનાર વ્યક્તિ ભ્રમિષ્ટમાં ગણાય છે. આપની ગણત્રી એ બન્ને પ્રકારના માણસમાં હું તો કરી શકું તેમ નથી."

"બાજી, પહેલા પ્રકારના માણસમાં મારી ગણત્રી કરાવવા માટે હું અપાત્રજ છું. બીજા પ્રકારના માણસમાં મારી ગણના થશે તો મને કંઇ એટલું માઠું નહિ લાગે." શાહાજીએ કિંચિત્ વિરક્ત સ્વરે કહ્યું.

પોતાની માનસિક સ્થિતિ છુપી રાખવા શહાજી મહારાજે જે ઉત્તરાવસ્થાની વિચારી મુદ્રાની યુક્તિ યોજી હતી, તેનુંજ અવલંબન કરી પોતે શહાજીને નિરૂત્તર બનાવ્યા, એટલુંજ નહિ પણ, તેજ યુક્તિથી પોતાના મનની સ્થિતિ દબાવી રાખી શહાજીના મનની સ્થિતિ ઉઘાડી કરી પોતે ખરેખર કંઇ વિચારમાં હતા એ કબૂલ કરવાની ફરજ પાડી, એ વિચારથી બાજી ઘોરપડેના મુખ પર પ્રથમ વિજયનો ચળકાટ ચઢવા લાગ્યો. પ્રતિસ્પર્દ્ધી પહેલવાને યોજેલા દાવનો આધાર લઈ, જેમ એકાદ મલ્લ પોતાનો બચાવ કરી સામાને ચિત્ત કરે તેવી સ્થિતિ રાજકીય અખાડામાં હમેશ એક બીજા સાથે સ્પર્ધા કરનાર આ બે મુત્સદ્દી વીરોની ક્ષણવારને માટે થઇ.

શહાજીના લક્ષમાં આ વાત આવ્યા સિવાય રહી નહિ, પણ તે વખતે તેમનું મન અધિક મહત્વની ઘૂંચવણમાં હતું. તે વખતે તેમણે બાજીના વિજયીવદનનું મૂલ્ય ક્ષુલ્લક ગણ્યું અને તે પ્રમાણે ઉત્તર આપ્યો. પોતાના વિજયની કિંમત પ્રતિસ્પર્દ્ધી સમજી ન લે તેના જેવું ચીડવનારૂં કૃત્ય અન્ય કોઈ હોતું નથી. આથી બાજીરાવને ઘણો ગુસ્સો આવ્યો; પણ રક્ત નીકળે તેટલે દરજ્જે ઓઠ કરડયા સિવાય તે અન્ય કંઈ કરી શકયો નહિ. છેવટે નિરૂપાયે પોતાના વિજય તરફ પોતેજ દુર્લક્ષ કરી તેણે શહાજીના ઉદાસ ઉત્તરથી પોતે દુઃખી થયો હોય તેમ દર્શાવતાં કહ્યું.

"શહાજી, તમે ગમે તે કહો, પરંતુ તમારૂં ચિત્ત કંઇ પણ દુઃખી વિચારોથી ઉદાસ બન્યા જેવું જણાય છે."

બસ, એકજ સહાનુભૂતિનો શબ્દ શહાજીનું દીલ હલકુ કરવાને પુરતો હતો. ભોળા બિચારા શહાજી! મુત્સદ્દીગીરીમાં તે ગમે તેવા નિષ્ણાત હશે, પણ માનવ અંતઃકરણની ખરી પરિક્ષા કરવાને આવશ્યક એવી કળા તેમને તેમના પુત્રની માફકજ સાધ્ય થયેલી નહતી.

વિજાપૂરના દરબારમાં બાજી ઘોરપડે અને શહાજી ભોંસલે એ ઉભય સમાન યોગ્યતાના હતા. બન્નેનાં માન વજન દરબારમાં સરખાં હતાં. આદિલશાહ બેઉની યોગ્યતા, કર્તવ્ય શક્તિ અને પરાક્રમથી જાણીતો હતો. દિવાન મુરાર જગદેવ, રણદુલ્લાખાન વગેરે બાદશાહનો ખાસ વિશ્વાસુ વર્ગ શહાજી સાથે સ્નેહ ધરાવતો હતો, તેજ પ્રમાણે બાજી ઘોરપડે પણ દરબારીઓના સ્નેહને પાત્ર હતો. શહાજીનો દીલદાર, સાદા અને કંઇક અંશે ભોળો સ્વભાવ કોઇની જાણ બહાર નહતો. તેવીજ રીતે બાજી ઘોરપડેનું મહત્વાકાંક્ષી, વક્રતાપ્રચુર અને કપટપ્રબંધી ચતુર મન દરબારીઓથી અપરિચિત હતું એમ કંઇ ન હતું. બાજી શહાજીના સ્વભાવ, વિચાર અને મનોરચનાથી પૂર્ણ માહિતગાર હતો; પરંતુ કમભાગ્યે નિષ્કપટી શહાજીના મનની સ્થિતિ તેવી નહતી ! એ બે પુરૂષ, એ બે યોદ્ધા વિજાપૂરના આદિલશાહી સિંહાસનના આધાર સ્તંભ હતા, એક તરફ દિન પ્રતિદિન ઉગ્ર સ્વરૂપ ધારણ કરતી શિવાજી મહારાજની ભવાની તરવાર અને બીજી તરફ બ્રાહ્મણી રાજ્યમાંથી ઉદ્ભવેલા એક એક વિભાગનો નાશ કરનાર દિલ્લીપતિની વિજયી સમશેર એ બેની વચ્ચે સપડાયલા વિજાપૂર રાજ્યને એ બંને સરદારની જરૂર હતી. મહંમદ આદિલશાહના શીર પરના ડગમગતા રાજમુકુટ અને બેઠક નીચેના ડોલતા સિંહાસનને બંને બાજુથી સંભાળી રાખવાને એ બંને એકનિષ્ઠ સરદારોની આવા કટાકટીના પ્રસંગે કેટલી જરૂર છે તે મહમદશાહ જાણતો હતો; છતાં એ સરદારોના હૃદયની સ્થિતિ કેવી હતી તે આ પ્રકરણથી ખ્યાલમાં આવી શકે છે.

બાજીરાવ, નાકબૂલ કરવામાં શો અર્થ છે ? તમે કહો છો તે પ્રમાણે ખરેખર મારા મનમાં કંઇક ઉદ્વિગ્ન વિચાર ઉપસ્થિત થયા

છે. ” બાજીના સહાનુભૂતિ યુક્ત શબ્દ સાંભળી શહાજીએ કહ્યું.

“ કેમ ? કેમ ભલા ? શહાજી, એમ કેમ બોલો છો ? મન ઉદાસ થવા જેવું કારણ શું બન્યું છે ? શહાજીનું મન ઉદાસ ! ત્યારે આખા વિજાપૂર શહેરમાં સુખી કોણ રહેશે ?

એકાદ વિકટ રાજકાર્ય પરત્વે ચિંતા થાય તો દિવાન જગદેવ જેવા સલાહ લેવા દોડી આવે, રણદુલ્લાખાન જેવા મુસલમાન પણ મન વ્યગ્ર થાય તો શહાજીની સોબતની અપેક્ષા રાખે, અરે પરમ-પૂજ્ય બાદશાહના મુખપર પ્રસરેલી ઉદાસિનતાની છાયા પણ શહાજીનું ધીર ગંભીર વદન દૃષ્ટિએ પડતાં દૂર થઇ જાય તે શહાજીનું મન ઉદાસ ! ! ”

“ હા, હા. બાજી, તેમાં આશ્ચર્ય જેવું શું છે ? શહાજી શું કોઇ અમાનુષિ વ્યક્તિ છે ? શહાજી પણ બીજાઓના જેવોજ મનુષ્ય પ્રાણી છે, ”

“ પણ તે બાદશાહનો માનીતો છે ! ”

આ વાક્ય ઉચ્ચારતી વખતે બાજીના મુખપર ઉપસેલી વ્યંગા-ત્મક સૂક્ષ્મ છટા તેના અંતઃકરણમાં ચાલતા વિચારથી અજ્ઞાત માનવના ધ્યાનમાં આવે તેમ નહતી.

“ અને બાજી ઘોર પડે ક્યાં નથી ? ” શહાજીએ કહ્યું.

ઉત્તર નિમિત્તે સૂક્ષ્મ પણ ઐાપરોધિક હાસ્ય કરવા માટે બાજીએ સહજ બારીની બહાર દૃષ્ટિ કરી.

“ હશે. હશે કદાપી ” મોંઢું ફેરવી બાજી બોલ્યો, “ પણ મોટાં મોટાં જવાબદારીનાં કામ તો શહાજીનેજ વિશ્વાસપૂર્વક સોંપાય છે ! ”

“ પણ તેટલાજ વિશ્વાસથી પાર પડે છે કે નહિ તે જોવા માટે ત્રીજાનેજ નીમવામાં આવે છે. ”

શહાજીના મુખનું આ વાક્ય સાંભળીને બાજી ચમક્યો. પળવાર તેણે ભેદક દૃષ્ટિએ શહાજી તરફ જોયું અને તરતજ કિંચિત ગંભીર સ્વરે કહ્યું, " શહાજી, એ રાજનીતિ છે, રાજકાર્યનું નામ આવ્યું કે, પછી ગમે તેટલો વિશ્વાસુ માણસ હોય, તોપણ બાહ્ય રીતે તેના પર પૂર્ણ વિશ્વાસ હોવાનું દર્શાવી, મનમાં તેના માટે અવિશ્વાસ રાખવો પડે છે. "

" કહોને, પૂર્ણ આધાર વગર વખતે તે પ્રકટ પણ કરવો પડે છે? એમજ ને? કેમ? બાજી, બોલતા કેમ નથી?"

" શહાજી " બાજીની અર્થ પૂર્ણ દૃષ્ટિ શહાજીના ખીસામાંથી ડોકીયું કરી રહેલા ખલિતા તરફ લાગી હતી. ક્ષણમાત્ર સ્તબ્ધ રહી બાજીએ કહ્યું, " એમ હશે, પણ એવી વાતો દુર્લક્ષ કરવા યોગ્ય સમજવી જોઇએ. "

" દુર્લક્ષ કરવા યોગ્ય! " શહાજીએ એકદમ આવેશમાં આવી જઇ કહ્યું, " બાજીરાવ, એ વાત અતિ અપમાનકારક છે, મનને ક્ષુબ્ધ કરનાર છે. કસોટીમાંથી પસાર થઇ ગયેલી રાજનિષ્ઠાને, સ્વામી પ્રેમને, અરાજકતા અને સ્વામી દ્રોહનું ભયંકર સ્વરૂપ આપનાર છે. તેમાં અપમાનકારક, નિંદાત્મક નિર્ભત્સનાનો ઉમેરો થાય તો તે અતિ રાજનિષ્ટ મનુષ્યને અરાજક બનાવે છે, અરે બળવાખોર બનવાને ઉત્તેજન આપે છે! "

બાજીએ કાનપર હાથ મૂકી કહ્યું, " શહાજી જેવા સ્વામીનિષ્ઠ સરદારના મુખે નીકળતાં આ વાક્યો ભયકારક લાગે છે! "

" મુકો, ખુશીથી કાનપર હાથ મુકો. હું કહું છું તે ખરા અંતઃકરણથી અને ખુલ્લી રીતે કહું છું. "

" તે સાંભળવાને આ વખતે આ બાજી સિવાય અન્ય કોઇ

નથી તે માટે હું આપનું સુભાગ્ય સમજું છું.” ફક્ત પોતાનેજ સમજાય તેવું મંદસ્મિત કરી બાજીએ કહ્યું.

“આ ભાષણ તમને ભયકારક લાગે છે!” બાજીની તે વખતની ભીતિયુક્ત મુગ્ધતા જોઇ શહાજીએ કહ્યું, “તમને ગમે તેમ લાગો, પણ બાજી, એ વાત તદ્દન સત્ય છે!”

“શું! કઇ વાત સત્ય છે? શહાજી અરાજક પક્ષને મળી ગયા! સ્વામીદ્રોહી બન્યા!!”

“નહિ. કદી નહિ! પ્રભુ શહાજીને કદી તેવી બુદ્ધિ ન આપે! બાજી, તમે મારા કથનનો ભાવ અમુક એક વ્યક્તિને લાગુ પાડશો નહિ. તેનું તત્વ ઓળખી લો!”

“ક્રમભાગ્યે તમારા ભાષણમાંનું સત્ય સ્વીકારવું પડે છે; પણ શહાજી, પૂર્ણ આધારવિના બાદશાહને પોતાનો અવિશ્વાસ પ્રકટ કરી કોઇનું વ્યર્થ અપમાન કરવાનો અધિકાર નથી, તેજ પ્રમાણે પૂર્ણ આધાર વગર બાદશાહ વિષે એવો સંશય પ્રદર્શિત કરવો એ ન્યાય યુક્ત નથી.”

“આધાર! બાજીરાવ, આથી કયા વિશેષ આધારની આવશ્યકતા છે? આ પ્રત્યક્ષજ જુઓ!” એમ કહી વિલક્ષણ આવેશથી પોતાના ગજવામાંથી બાદશાહી ખલિતો ખેંચી કાઢી શહાજીએ બાજી તરફ ફેંક્યો!

બાદશાહ તરફથી થયેલી અપ્રતિષ્ઠા, આરંભમાં શહાજીએ બાજીથી છુપાવવાનો પ્રયત્ન કર્યો હતો; પણ હમણાં પોતે થઇનેજ તેમણે પોતાની અપ્રીતિષ્ઠાનું પડીકું બાજી ઘોરપડે આગળ ઉઘાડું કર્યું! બાદશાહ તરફથી રાજનિષ્ઠ શહાજીનું થયેલું અપમાન જોઇ બાજી ઘોરપડેને માઠું લાગ્યું, ક્રોધ થયો કે અન્ય કંઇજ ભાવનાથી તેના

હૃદયની ભાવનાને ઉછાળો આવ્યો તે તેની કૃતીપરથીજ નક્કી થાય તો ઠીક. હમણાંતો આ માનાપમાનના રાજ્યમાંથી વાચકને પ્રેમ રાજ્યમાં લઇ જવાનો સંકલ્પ છે.

## પ્રકરણ ૪ થું.

### મોહનાનું સ્વપ્ન.

"મોહના, સૃષ્ટિ સૌંદર્ય વિલાસ જોવાને તું હમેશ અધીરી બની રહેતી, સૃષ્ટિની સુંદરતાનું નિરીક્ષણ કરવા માટે તું કેટલેએ દૂર દોડી જતી, વિલાસગઢના ઉદ્યાનમાં ફૂવારામાંથી ઉડતા જલતુષાર જોઇ તને જેટલો આનંદ થતો, તેનાથી કેટલાએ ઘણો ભારે આનંદ આ કુદરતી જલ નિર્ઝર રૂપી બાલિકાની ક્રીડા જોઇ તારૂં મન અનુભવતું! વિલાસગઢના લતા વૃક્ષોનું આલિંગન જોઇ તારૂં મન ઉત્સુક થતું નહતું, પણ આ વન પ્રદેશની વન્ય લત્તાવેલી આમ્ર વૃક્ષને વીંટળાઈ રહેલી જોઈ તારૂં મન પ્રેમથી તન્મય થઇ જતું હતું; પણ આજેજ તું આટલી ઉદાસ કેમ જણાય છે?"

જાવલીની હદે આવેલા વન પ્રદેશમાં ફરતી ચંદ્રરાવ મોરેની કન્યાને એક યુવકે પ્રશ્ન કર્યો.

"મુરાર." સ્વર માધુર્યના મંજુલનાદથી ભ્રમરને મુગ્ધ કરતી બાલિકા બોલી "મન ઉદાસ થવાને શું એક કારણ હોય છે? અમુક એક કારણ તરીકે શું કહું? કદી કદી કારણ વગરજ ચિત્ત ઉદાસ બની જાય છે. ભાનુનો સુખમય કર સ્પર્શ થાય છે કે તરત મુગ્ધ કલિકા ખીલવા લાગે છે, લત્તાવેલી આનંદથી ડોલવા લાગે છે,

કમલિની પ્રફુલ્લ બની અખિલ જીવ :સૃષ્ટિને સૌંદર્ય અર્પે છે; પણ કોઇ દિવસે કંઇ પણ કારણ વગર કલિકાને ન ખીલું એમ થાય છે, લત્તાવેલી ખિન્ન બની વૃક્ષ પર ડોકી નાખી દે છે અને કમલિની મુગ્ધ રહે છે!"

"પણ એ નિર્જીવ સૃષ્ટિની મને શી જરૂર છે? કલિકા લત્તાવેલી અને કમલિની સાથે મારી મોહનાનો શો સંબંધ?"

"એમ! અન્ય પ્રસંગે મોહના કલિકા બની શકે છે, લત્તાવેલી સાથે તેની સરખામણી થાય છે અને કમલિનીની કોમળતા તેનામાં આવે છે. પણ–પણ—"

આ વખતે પણ મોહનાએ ગાલમાં ને ગાલમાં હસીને ઉપર પ્રમાણે ઉત્તર વાળ્યો, મોહનાના એ પ્રણયી ભાષણથી ઉત્સુક બની તેના મુખ પર હાથ ફેરવવા અને તેને ચૂપ કરવા મુરારે હાથ લંબાવ્યો તેટલામાં એ પ્રણયી યુગલથી થોડે દૂર આવેલ જાળામાં પાનાંનો ખડખડાટ થયા જેવો અવાજ બન્નેના કાને અથડાયો. બન્ને ચમક્યાં! પુનઃ જ્યાં ત્યાં શાંતિ પ્રસરી અને તેમણે કલ્પના કરી કે કોઈ જાનવર ગયું હશે.

આ સંધીમાં મોહનાના બંને કુસુમ કોમલ કર પોતાના હસ્તમાં લઇ તેના તરફ પ્રેમાકુળ દૃષ્ટિએ જોઇ મુરારે કહ્યું, "મોહના, મારી આગળ તું તારૂં મન ખુલ્લું નહિ કરે તો કોના સમક્ષ કરીશ? તને શું લાગે છે? મારા માટે ચંદ્રાવને ચીડતો નથી ચઢી ને? હમણાં હમણાં મારા આગમનથી તેમને પહેલાંની માફક આનંદ થતો નથી. મને જોતાંજ તેમનું કપાળ આંટીઓથી ભરાઇ જાય છે!"

"હા, હમણાં હમણાં તે આપના પ્રત્યે કંટાળોજ દર્શાવે છે; પણ હું કહું છું કે, જ્યારે તેમને પસંદ નથી ત્યારે આપ હમેશને

હમેશ શા માટે આવો છો?" વાત કરતાં કરતાં મોહના મુરારના હાથમાંથી ધીમે ધીમે પોતાના હાથ ખેંચી લેવા લાગી.

પણ મુરાર તે છોડવાને તૈયાર નહતો.

"મોહના, સમજ્યો! હાલમાં તે મારા માટે કેમ કંટાળે છે તે આવ્યું મારા લક્ષમાં! પરંતુ તેટલા સારૂ તું પણ મારો તિરસ્કાર કરીશ એવી કલ્પના માત્ર નહતી." મુરારે કિંચિત ખિન્ન સ્વરે કહ્યું.

"આપની કલ્પના ભૂલ ભરેલી છે. જે કારણથી પિતાજી આપનું આગમન પસંદ કરતા નથી, તે કારણથી હું આપનો લેશ માત્ર તિરસ્કાર કે અણગમો બતાવવાની નથી."

"મોહના, તારૂં હૃદય હું સારી રીતે સમજી શકું છું. તારા વિજાપૂર દરબારની જાગીરી પર ઉછરેલા પિતાનું વલણ તે બાજુએ હોય એ સ્વાભાવિક છે. કોઇ પણ સ્વામીનિષ્ઠ માણસ એવુંજ વર્તન રાખે અને તે માટે ખરેખર તે સ્તુતિને પાત્ર છે; પણ પોતાની રાજનિષ્ઠાને હાનિ પહોંચાડ્યા વગર શિવાજી મહારાજે સ્વરાજ્ય સંસ્થાપના જેવા આરંભેલા પૂણ્ય કાર્યને સહાય કરવાનું તેમના માટે અશક્ય છે એમ કંઇ નથી. રાજનિષ્ઠા અને સ્વદેશ સેવામાં તેમણે આટલો સૂક્ષ્મ ભેદ ખેંચવો ન જોઇએ. એટલી ઊંડી દૃષ્ટિથી એટલી સૂક્ષ્મ રીતે તેમણે જોવું જોઇએ નહિ."

"પિતાજીનો સ્વભાવ કેવો છે તે આપ જાણો છો," મોહનાએ પોતાનો એક હાથ છોડાવી લઇ કહ્યું, "તે એકજ માર્ગ પકડી રાખશે. દૂધ અને દહીંમાં પગ રાખવાનું પાપ તે કદી પણ નહિ કરે. અરધી રાજસેવા અને અને અરધી સ્વરાજ્ય સેવા તેમના મનને લેશ માત્ર રૂચે તેમ નથી."

"ત્યારે તો તેમની દૃષ્ટિ ભૂલ ભરેલી છે. રાજદ્રોહનું પાતક સ્વીકાર્યા સિવાય કદી પણ સામાન્ય સ્વદેશ સેવા પણ નહિ કરી શકાય એમ જો તેમને લાગતું હોય તો એ એક પ્રકારનો ભ્રમ છે."

"સ્વદેશનો પક્ષ કરનાર એમજ કહે!" પોતાના બન્ને હાથ વાત કરતાં કરતાં મોહનાએ છોડાવી લઇ કહ્યું.

"પણ મોહના, મહારાજા અને તારા પિતાનો આ પહેલાં તો ઘણો સારો સંબંધ હતો! આમ એકાએક કેમ ભેદ ઉત્પન્ન થયો?"

"સંબંધ! હા, સંબંધ હતો, અને તે તમને ઠીક ગમી ગયો હતો!" લજ્જા યુક્ત પ્રણયથી બાલિકાએ ઉત્તર આપ્યો.

"મોહના, જાણે કે તને તો નહિજ ગમ્યો હોય! હવે તારો વિનોદ બહુ થયો! તારૂં મન આટલું અસ્વસ્થ કેમ બન્યું છે તે મને કહે."

વિનોદથી ક્ષણવાર ચંચળ બનેલી મોહનાની દૃષ્ટિ અસ્વસ્થતાનું નામ નીકળતાંજ પુનઃ ખિન્ન બની. તેના વદન પર ઉદાસપણાની છાયા દગ્ગોચર થવા લાગી. મુરારરાવથી બે પગલાં પાછળ હઠી કંઇક ભેદક સ્વરે તેણે પુછ્યું:—

"મુરારરાવ, શિવાજી મહારાજ અને પિતાનો સંબંધ હતો એમજ તમે કહ્યું ને?"

"હા. તેમાં તને એટલું આશ્ચર્ય શાનું થાય છે? સંબંધ હતો તે તારી અને મારી માફક બીજા કેટલાક પણ જાણે છે. એક બીજા તરફ વારંવાર જાસૂસ અને ખેપીયા જતા આવતા હતા; તેથીજ અને—"

"પણ ત્યારે તમે તેનો મર્મ સમજી શક્યા નહિ. વ્યર્થ! આપ નિરર્થકજ શિવરાયના પક્ષના હોવાનું કહેવડાવો છો!"

"ભલે, તેમ કહે! પણ મોહના, મહારાજના વિચાર અને રાજકાર્ય મારા જેવા શી રીતે સમજી શકે? હું તમારા અને પર્યાયે વિજાપૂરના આશ્રયમાં ઉછરેલો એક ક્ષુદ્ર માણસજ કેની? તેમાં જો કંઇ રાજ કારણ હોય તો મહારાજના અતિ વિશ્વાસુ માણસને–તાનાજી જેવાને ખબર હોય અથવા તે પોતેજ જાણતા હોય! તેમના વિશ્વાસની હું શા માટે બડાઇ હાંકું? તેમનો અને તારા પિતાનો સંબંધ હતો એટલું માત્ર મને જણાતું હતું."

"લો ત્યારે હુંજ કહું. એ બન્નેનો અન્ય કોઇ કાર્ય માટે સંબંધ નહતો. શિવાજી મહારાજનો પ્રયત્ન એટલો હતો કે, પિતાજીએ જાવલી પ્રાંત છોડી દઇ તેમને મળી જવું. બીજી બાજુ પિતાજી શહાજી મહારાજના મિત્ર હોવાથી શિવાજી મહારાજ તોફાન છોડી દે અને આદિલશાહના વૈભવોથી પરાક્રમ ગજાવી રાજનિષ્ઠ પિતાની કીર્તિમાં વધારો કરે એમ ઇચ્છતા હતા."

મુરારરાવની નજર જમીન પર સ્થિર થયેલી હતી. મોહનાની ઉક્ત વાત સાંભળી વિચાર તંદ્રામાંથી જાગ્રત થયા જેવું કરી તેણે કહ્યું, "મોહના, ત્યારે એ કાર્યમાં કયો પક્ષ વિજયી થશે એ સંબંધી તારી શી કલ્પના છે?"

મોહનાનો મુખચંદ્ર પુનઃ દુઃખના વાદળ નીચે છુપાયો.

"મુરારરાવ" તે દુઃખી અવાજે બોલી, "આટલી શાંતિથી તમે એ પ્રશ્ન કેમ કરી શકો છો એજ મને સમજાતું નથી."

"કારણ કે, તેનો નિર્ણય ગમે તેવો આવે પણ મારી મોહના વિષે મને ખાત્રી છે."

"એટલે મોહનાના સુખની તમને દરકાર નથી! મોહનાના પ્રેમની શાશ્વતીની ખાત્રી તમને થાય એટલે બસ, એમજને?" એકાએક મોહનાનાં નેત્ર અશ્રુથી ભરાઇ આવ્યાં.

પ્રેમથી ગદગદિત્ થઇ મુરારરાવે એકદમ મોહનાને હૃદય સરસી દાબી દીધી. "મોહના," તેનું મુખ પંપાળી દુઃખાશ્રૂ લૂછી ગદગદિત કંઠે તે બોલ્યો, "મોહના, એવો સ્વાર્થપણાનો આરોપ મારા પર કેમ કરે છે? મારા નિરપેક્ષ પ્રેમના અવગણના કરવા જેવું કયું કાર્ય મારા હાથે થયું છે? જો! મોહના, મારાં ચક્ષુ તરફ જો! દેખાય છે કે એ નેત્રમાં સ્વાર્થ પ્રેમ?"

"ના," એવો ભાવ પ્રકટ કરવા માટે મોહનાએ એકવાર ઉત્કંઠિત દૃષ્ટિએ મુરારરાવ તરફ જોયું અને પુનઃ પોતાનું મસ્તક તેની ખાંધ પર ટેકવ્યું.

થોડીવાર બંને એજ સ્થિતિમાં રહ્યાં. ક્ષણવાર તે રમ્ય વન પ્રદેશમાં કેવળ શાંતિનો અનુભવ થયો, ગુંજારવ બંધ કરી દઈ મધુપ લુબ્ધ બની રહ્યા એટલામાં સુગંધ યુક્ત સમીરની એક મંદ લહરી આવી અને તે સાથે જ મોહનાએ પોતાનું મસ્તક મુરારના ખભા પરથી ઉંચકી લીધું.

"પ્રિયે, મારા નિઃસ્વાર્થ પ્રેમની ખાત્રી થઇ કે?" મોહનાના વદન તરફ જોઈ મુરારે પુછ્યું.

"નિઃસ્વાર્થ પ્રેમ હોય પણ તે કંઇ નિષ્કંટક હોય છે? પ્રેમનો પંથ ભાગ્યેજ સુલભ હોય છે. પ્રેમમાં જેટલી શુદ્ધતા હોય છે-જેટલી પવિત્રતા હોય છે તેટલીજ તેમાં મુશ્કેલી અને અડચણ હોય છે-" મોહનાના ભાષણમાં વિનોદ છટાની જગ્યાએ હવે તેના પ્રત્યેક શબ્દમાં દુઃખગાંભીર્ય જણાવા લાગ્યું.

"મોહના એવી સંદિગ્ધ વાત શા સારૂ કરે છે? શું તારા પિતા મહારાજને મળી જાય એવો તને કંઇ જ સંભવ જણાતો નથી?" ચિંતાતુર બની મુરારે પ્રશ્ન કર્યો.

"છીઃ! પ્રાણાન્તે પણ તેમ બનશે નહિ. મહારાજના ભાષણની અન્ય મનુષ્યો પર ગમે તેટલી અસર થતી હશે, પણ પિતાજીના હૃદય પર; તેમના રાજનિષ્ઠા પૂર્ણ કઠોર હૃદય પર લેશ માત્ર અસર થવાની નથી. મુરાર, મહારાજ તેમની સાથે ગમે તેવો સ્નેહ રાખશે, ગમે તેવો સંબંધ ઉપસ્થિત—"

પણ એકદમ મોહનાનું શરીર આ વાક્યનો ઉચ્ચાર થતાંજ એવું કંપી ઉઠ્યું કે તે મુરારના ધ્યાનમાં આવ્યા સિવાય રહ્યું નહિ.

"મોહના, એમ કેમ કરે છે? જે જે કુળ સાથે મહારાજનો સંબંધ જોડાશે તે તે કુળ પૃથ્વી પર ધન્ય ગણાશે. ત્યારે એ વિચારથી તારૂં શરીર કેમ ધ્રુજી ઉઠ્યું? તેમાં તને ભયપ્રદ શું જણાયું? મોહના બોલ, બોલ! મહારાજના સાન્નિધ્યથી કંઇ વસ્તુ-કઇ વ્યક્તિ પવિત્ર નહિ ભાસે? કયું કુળ પાવન નહિ થાય! મહારાજનો સંબંધ ઘણા રજપૂતો પોતાના કુટુંબ સાથે જોડે છે, મને લાગે છે કે તેમ કરવામાં તેમનો હેતુ એજ છે કે, પોતાના કુટુંબને ઉજ્જવલ કરવું. મોહના, હું કહું છું તે ખરૂં છે ને? બોલ, બોલ! કેમ બોલતી નથી? હા કહે!"

"હા, પ્રયત્નની પરાકાષ્ઠા કરી અતિ ઉંડાણમાંથી સ્વર કાઢી મોહનાએ ઉત્તર આપ્યો.

"ત્યારે તું ધ્રુજી ઉઠી કેમ?"

"હા! હું શું કહેતી હતી?" મુરારના પ્રશ્નનો ઉત્તર આપવાનું પડતું મુકી મોહના બોલી, "હા! યાદ આવ્યું! હું કહું છું કે મહારાજ ગમે તેટલા ઉપાય યોજશે, ગમે તે કરશે, પણ પિતાજીનું મન તે ફેરવી શકશે નહિ. પિતાજીનું રાજનિષ્ઠાનું કવચ એવું અભેદ્ય છે કે —કે—તે એટલું કઠિન છે કે—કે—"

મોહનાનું શરીર પહેલાં કંપી ઉઠયું હતું, તેમ આ વખત કંપીને સ્થિર રહેવાને બદલે સર્વાંગ થરથર કંપવા લાગ્યું. તેજ શબ્દ અને તેજ વાક્ય પુનઃ તેના મુખ પર આવવા લાગ્યાં. તે પોતાની વાત પૂર્ણ કરી શકી નહિ તેમજ આગળનો શબ્દ બોલી શકી નહિ કે બીજો વિષય ઉપસ્થિત પણ કરી શકી નહિ.

" મોહના ! " મુરારરાવે મોહનાની તે સમયની વૃત્તિથી તદ્દન ગભરાઇ જઈ કહ્યું, " મોહના ! એમ કેમ કરે છે ? તારૂં શરીર આમ કેમ ધ્રુજે છે ? તારે શું કહેવું છે ! મહારાજ વિષે એવું તે શું ભયંકર બોલવું છે કે તું કંપી ઉઠે છે ! જે બોલવું હોય તે બોલી દે ! "

મોહનાનું વદન ભયંકર જણાવા લાગ્યું. તેનો કેશસમૂહ અસ્ત-વ્યસ્ત થઇ ગયો અને મુખ પર કેશ લટકવા લાગ્યા. ઘડીવાર પર ગમે તેવાને મોહિત કરનારી મોહનાની દૃષ્ટિ ભિષણ દેખાવા લાગી, કોકિલાને શરમીંદી બનાવનાર તેનો મંજૂલ સ્વર આ વખતે જો કોઇએ સાંભળ્યો હોત તો તે એમ જ કહેત કે કોઇ કબરમાંથી અ-વાજ નીકળે છે.

" જલદી બોલી નાખું ? મુરારરાવ, હું બોલી નાખું ? " ભ-યાનક અવાજે તેણે પુછ્યું.

" હા, એમ કરેતો જ ઠીક. " મુરાર ભયભિત બની બોલ્યો.

" ત્યારે સાંભળો ! પિતાજીની રાજનિષ્ઠા એટલી જાજ્વલ્ય છે, તેમણે ધારણ કરેલું રાજનિષ્ઠાનું કવચ એટલું અભેદ્ય છે, એટલું કઠિન છે કે તે તોડવા માટે મહારાજને તેમનું ખૂન જ કરવું પડશે ? "

મોહનાના મુખથી નીકળનારાં ભયંકર વાક્ય સાંભળવા માટે

કે કોણ જાણે શા માટે, પણ જાળામાંથી જાનવરે સળવળાટ કર્યા જેવું જણાયું; અને તે વખતની ભય કરતામાં ઉલટ વૃદ્ધી થઈ. તેટ-લામાં આવા સવારના સમયે બીજી બાજુની ઝાડીમાંથી ઘૂવડનો ઘૂત્કાર સંભળાયો.

"મોહના, મોહના! આજે આ તું શું બોલે છે? ગમે તેવું શું લવે છે? મહારાજના હાથે એવું નીચ કૃત્ય થશે એમ તું ધારે છે? ચાલ, એવી કલ્પનાનો મનમાં જન્મ પણ ન થવા દઈશ. આવ, આમ મારી પાસે આવ! અરે, આતો મૂર્ચ્છા આવી જણાય છે!" એટલું બોલી ઝડપથી તેને હૃદય સાથે ચાંપી દઇ તેનું સાંત્વન કરવા લાગ્યો, પણ તે મુરારથી દૂર થવાને તડફડાટ કરવા લાગી.

આવી સ્થિતિમાં મોહનાને દૂર કરવાનું મુરારરાવને જોખમકારક લાગ્યું તેથી પોતાનો બાહુપાશ શિથીલ ન કરતાં તેણે કહ્યું, "મોહના, હલકટ–કાયરપણાનું કૃત્ય મહારાજના હસ્તે કદી થાય નહિ એમ શું તને નથી લાગતું?"

"હાં, મને તો એમ લાગે છે કે, મહારાજ એવું કાયર કૃત્ય કરે નહિ!" મોહનાએ ધીમે રહી કહ્યું.

"ત્યારે તેં એવી વાત કેમ કાઢી?"

"મને જે જણાયું તે કહ્યું? મહારાજ એવું કૃત્ય નહિ કરે તો અન્ય કોઇ કરશે!"

"મોહના, કોની હીંમત છે કે એવું નીચ કૃત્ય કરે?"

"તેવાજ કોઇ નીચ મનુષ્યની?"

મોહનાએ પુનઃ મુરારના પ્રેમપાશમાંથી છૂટવાનો પ્રયત્ન કર્યો, પણ તે પ્રથમ પ્રમાણે જ નિષ્ફળ ગયો.

"મોહના આવા સમયે હું તને છોડીશ નહિ. મને બરાબર

કહે, ‘ મને જે જણાયું તે કહ્યું ’ એમ તું બોલી, પણ બીજું શું શું તને જણાયું તે કહે જોઇએ. ”

“ મને એકવાર દૂર થવા દો ! ” આક્રન્દપૂર્ણ સ્વરે મોહના વિનવવા લાગી.

“ તને કેમ ન છોડવી તે હુંજ સમજી શકતો નથી, તારા મુખે આવાં વિચિત્ર વચન નીકળે છે છતાં તને કેમ ન છોડવી તે મને સમજાતું નથી. ”

મોહનાના કંઠે મુરારના બાહુએ ઉલટ દ્રઢતા ધારણ કરી.

“ છોડો, છોડો, કેમ છોડતા નથી ? છોડો અને ! આ પાસ સર્પચૂડ જેવો ઠંડોગાર લાગે છે. ”

મુરાર ચમકીને પાછો હઠ્યો, પણ બાહુપાશ સહજે શિથીલ કર્યો નહિ.

“ મોહના, આજે તારૂં મસ્તક ઠેકાણે નથી. નહિ તો તું ગમે તેવો લવારો કરત નહિ. શું મારા બાહુનો સ્પર્શ તને સર્પચૂડ જેવો ઠંડો હીમ જેવો લાગે છે ? ત્યારે તો તે સર્પવિષ જેવો ઝેરી હશે ? ”

“ હા પૂર્વજોના બાહુનું વિષ કદાચિત્ આપના બાહુમાં ઉતર્યું હશે ! છોડો, હવે પણ છોડશો કે નહિ ? ”

“ છોડી દઉં એમ થાય છે, આવું આસુરી ભાષણ કરનારી મોહનાને છોડી દેવી ઠીક લાગે છે. મોહના, શું એવી જ વાતો તારી નજરે આવી ? એ બધું તેં સ્વપ્ન સૃષ્ટિમાં જોયું કે, પ્રત્યક્ષ સૃષ્ટિમાં ? ” ધિક્કારપૂર્ણ દૃષ્ટિએ મોહના તરફ જોઈ મુરારે પુછ્યું.

આ પહેલાં મુરારની દૃષ્ટિમાં વિલસતો પ્રેમ મોહનાના જીવન સર્વસ્વરૂપ હતો; પણ હવે ધિક્કાર અને પ્રેમ તેને સરખા જ જણાવા લાગ્યાં.

"પ્રત્યક્ષ સૃષ્ટિમાં જોઇ શકી હોય તો–" મોહનાનો કંઠ લૂખ્ખો બન્યો, તેની જીભ ખેંચાવા લાગી, "તો આપના સમક્ષ તે સ્પષ્ટ કરવાનો પ્રસંગ જ આવ્યો ન હોત. તે આપ જ પ્રત્યક્ષ જોઈ શક્યા હોત !"

"ત્યારે શું એ સર્વે તને સ્વપ્નમાં જણાયું ?" મુરારે સહજ પ્રફુલ્લિત ચહેરો કરી પુછ્યું.

"હા, પણ જે વાત સ્વપ્ન સૃષ્ટિમાં દેખાય છે તેજ પછીથી સત્ય સૃષ્ટિમાં જણાય છે."

"મોહના, તું ગમે તે કહે ! હું સ્વપ્ન પર આધાર રાખી ભવિષ્યની વાતો સાચી માનનારો નથી."

"એ બધું મોઢે કહેવાની જરૂર નથી. આપ પોતાને શિવાજીના પક્ષના કહેવડાવો છો !" ઉપહાસમય સ્વરે મોહના બોલી, "પણ આપનામાં તેટલી પાત્રતા જણાતી નથી. શું તે આપ જાણતા નથી ?"

"શું ! શું, હું શું નથી જાણતો ?" કુતૂહલ પ્રેરિત ભાવથી મુરારે પુછ્યું.

"મહારાજ જે વાત સ્વપ્ન સૃષ્ટિમાં જુએ છે તે પછીથી પ્રત્યક્ષ બને છે. અથવા ભવિષ્યમાં બનનારા બનાવનાં મહારાજને અગાઉથી સ્વપ્ન આવે છે તે ?"

મુરારે શરમાઇ નીચું જોયું, ઉક્ત વાતને ખોટી કહેવાને મુરાર હીંમત કરી શકે તેમ ન હતું.

"મહારાજ સ્વપ્નમાં દેખાતી વાતો પર વિશ્વાસ રાખે છે ! દૃષ્ટાંતો પર શ્રદ્ધા રાખે છે ! રાખે છે કે નહિ ?" મોહનાએ માર્મિકતાથી પુછ્યું.

મુરારની એ વાત સ્વીકાર્યા સિવાય ચાલે તેમ ન હતું.

"ખરૂંને, ખરૂંને ?" મોહનાએ જોરથી કહ્યું, "ત્યારે તેમના સેવક સ્વપ્ન સૃષ્ટિમાં દેખાતી વાતો વિષે અવિશ્વાસ કેમ દર્શાવી શકે ? કેમ વારૂ ? સ્વપ્નની વાતો સાચી માનવાને તેમનું મન શા માટે ઘૂંચવાઇ શકે ? તે માટે તેમને શરમાવાનું શું કારણ છે ?"

મોહનાને શો ઉત્તર આપવો તે મુરાર નક્કી કરી શક્યો નહિ.

"મોહના એવાં હલકાં સ્વપ્ન મહારાજને આવતાં નથી." કંઈ પણ ઉત્તર આપવો જોઇએ માની મુરારે કહ્યું.

"બસ કરો," મોહના પોકારી ઉઠી "આપનું અજ્ઞાન ખુલ્લું થયું છે તેટલું બસ છે. સારાં અને નરસાં એમ બંને પ્રકારનાં સ્વપ્ન મહારાજને આવે છે. બેઉ પ્રકારનાં દૃષ્ટાંત મહારાજને મલે છે. સારૂં કે નરસું ગમે તેવું દર્શન થાય છે તો જગદંબાની આરાધના કરે છે અને તેનો જ્યારે આશીર્વાદ મળે છે ત્યારે તેની ફીકરથી તે મુક્ત થાય છે. પણ–પણ મારી ફીકર કોણ દૂર કરે તેમ છે ?" શોકાતુલ બની મોહના ડુસકાં ભરવા લાગી.

"મોહના, એવું ગાંડુઘેલું સ્વપ્ન તને કેમ આવ્યું ? તારૂં સર્વ સ્વપ્ન મને કહે. ભલે તે ગમે તેવું ભયંકર હોય પણ મને કહે, તું મને નહિ કહે ત્યાં સુધી તું મારા પર અને મારા કુળપર ગમે તેવા આરોપોના અગ્નિની વૃષ્ટિ કરીશ, તો પણ હું તને છોડીશ નહિ." મોહનાને ન છોડતાં મુરારે આવેશથી કહ્યું.

"છટ્ ! મને આખું સ્વપ્ન કહેવાની ફરજ પાડશો નહિ. આજ સુધી મોહના તમારી હતી–સર્વ રીતે તમારીજ હતી."

"ત્યારે હવે ? હવે પછી ?" બિચારો મુરાર તદ્દન ગભરાઇ ઉઠયો.

"હવે પછી તમારી નથી ! છોડો, હવે તો દૂર ખસો."

"કારણ? એવી બે ઇમાનીનું કારણ? મારે કારણ સમજવું જોઇએ." મુરારે નિશ્ચયપૂર્વક કહ્યું.

"કારણ? પિતાના રક્તનો ચાંદલો હું સૌભાગ્ય ચિહ્ન તરીકે ધારણ કરી શકતી નથી. એવો પવિત્ર કુંકુમ ચાંદલો કપાળે ધારણ કરવા જેટલા માનને હું પાત્ર નથી. ચાલો દૂર થાવ! હવે અંત ન જુઓ!"

"મોહના, તારા કથનનો અર્થ અદ્યાપિ સ્પષ્ટ થતો નથી." મુરારે ગંભીર મુદ્રા કરી કહ્યું.

"એથીએ સ્પષ્ટ કહું? મારા અંતઃકરણને દારૂણ યાતના આપવાનો તમારો નિશ્ચયજ જણાય છે!"

"ગમે તે કહે, તને યાતના આપવામાં મુરારને આસુરી આનંદ થાય છે એમ તને લાગતું હશે પણ તેટલુંજ સાંભળી હું ચૂપ રહી શકતો નથી. તું પ્રેમના શપથ ભૂલી ગઇ જણાય છે?"

"નહિ, મને તે સંપૂણ રીતે યાદ છે;-પણ-પણ—"

"પણ શું?"

"એક હાથે એકના હૃદયમાં ખંજર ખોસી બીજા હાથે—"

"શું! મોહના, આગળના શબ્દ પ્રકટ કરતા પહેલાં બરાબર વિચાર કર." મોહનાના શરીર પરથી પોતાનો એક હાથ બાજુએ કરી બીજા હાથે મોહનાને દૂર કરી મુરારે કહ્યું.

"બીજા હાથે તેની કન્યાને પત્નીનું માન આપવું—"

"હું આ શું સાંભળું છું? મોહના, કેવો ભયંકર પ્રકાર તને સ્વપ્ન સૃષ્ટિમાં જણાયો છે?"

"એવોજ. એથીએ ભયંકર—"

"એથી એ ભયંકર? બોલ જલદી! મારૂં હૃદય ચીરાઇ

જાય છે. એ સર્વ અધિક સ્પષ્ટતાથી કહી નાખ!"

"પણ તે પહેલાં તમારા આ હાથ મારા શરીરથી દૂર કરો. મારાથી ચાર પગલાં દૂર રહો!"

"પ્રથમ કહે અને પછી મુક્ત થા!"

"સાંભળો, એજ પ્રકાર મને સ્વપ્ન સૃષ્ટિમાં પ્રત્યક્ષ બનેલો જણાયો. મારા પ્રિયાત્મનના પિતાએ-શિવાજી મહારાજની સેવામાં રહેતા સંભાજી કાવજી નામના સરદારે એક સોબતી સહ મારા પિતાનું ખૂન કર્યાનું મને જણાયું."

એક પત્થરના પૂતળાની માફક મુરાર જ્યાંનો ત્યાં ચૈતન્યહિન ઉભો રહ્યો. મોહનાના ખભા ઉપર સ્થિર રહેલો હાથ નિર્જીવ ચિત્ર પ્રમાણે સ્થિર થઇ ગયો. એક શબની દૃષ્ટિની માફક તેનાં નેત્રોનું તેજ લુપ્ત થઇ ગયું અને તેના વદન પર પ્રેત કળા છવાઇ રહી!

જાણે મુરારથી દૂર થવાની આ સંધી ઠીક હોય તેમ મોહના ઠંડો ગાર લાગતો હાથ પોતાના ખભા પરથી દૂર કરવા લાગી. પણ તે સાથેજ મુરારના હાથમાં પુનઃ રક્ત સંચાર થવા લાગ્યો. તેના સર્વ શરીરમાં વિદ્યુત સંચાર થયો, તેનાં નેત્રમાં અલૌકિક તેજ વિલસવા લાગ્યું. મોહનાને પોતાની નજીક ખેંચી તેણે કહ્યું.

"મોહના, મારા શૌર્ય પર તને શ્રદ્ધા નથી કે? પ્રેમનું બળ મળતાં બળહિન માણસ પણ મોટાં મોટાં શૌર્ય ભરેલાં કૃત્ય કરે છે. મોહનાના, મારી પ્રિયાના કપાળે તેના પિતાના રક્તનો કુંકુમ ચાંદલો જોવાનું મને કેમ ગમશે? પિતાજીને તે કેમ રૂચશે? મહારાજ એવા ઘાયતાની કૃત્યને કેમ અનુમતિ આપશે? સ્વરાજ્ય સ્થાપનાને અપશકુન કરવાનું તે કેમ પસંદ કરશે?"

"એ સર્વ અદ્યાપિ આપ કેમ સમજી શકતા નથી?" મોહ-

નાએ નિરાશામય સ્વરે કહ્યું; " સાદા કાર્યમાં જે કૃત્ય અશુભ ગણાય છે તેજ કૃત્ય રાજકાર્યમાં કલ્યાણકારક અને શુભ ગણાય છે! મહારાજ એ શયતાની કૃત્ય કેમ થવા દેશે એમ કહો છો? એ કૃત્યમાં તેમની અનુમતિ નહિ મળે એવો આપને ભરોંસો છે? હાય! પ્રભુએ મારૂં હૃદય આપના જેવું કેમ ઘડયું નહિ? શિવાજી મહારાજના સહવાસમાં રહેવા છતાં તેમના હૃદયની આપ પરીક્ષા કરી શકયા નથી; પણ તેમનાથી દૂર રહેવા છતાં પિતાજીના સહવાસથી હું કરી શકી છું. રાજકારણી પુરૂષોનાં મન એકજ પ્રકારનાં હોય છે. અન્ય સમયે મહારાજનું હૃદય આપને પુષ્પ કરતાં એ વધારે મૃદુ લાગશે, પણ જ્યાં તેમના કાલ્પનિક દેશહિતનો પ્રશ્ન આવ્યો, જ્યાં તેમને રાજકારણ નડવા લાગ્યું, ત્યાં મહારાજનું અંતઃકરણ આપને વજ્ર કરતાં પણ કઠોર લાગશે. તેવા પ્રસંગે મહારાજ ગમે તે કરવા તત્પર થશે!

મુરાર નીચું જોઈ ઉભોજ રહ્યો. તેને લાગ્યું કે, મોહાનાના ભાષણમાં ઘણું સત્ય સમાયલું છે.

ઘણીવાર સુધી ઉભયમાંથી કોઇ બોલ્યું નહિ. મોહના પુનઃ દુઃસહ વિચારોમાં લીન થઇ અને ગત રાત્રીએ આવેલું સ્વપ્ન તેની દષ્ટિ આગળ આબેહુબ ખડું થઈ ગયું. તેનું વદન ચિંતાથી મ્લાન બની ગયું.

થોડી વાર પછી ચમત્કારિક શાંતિનો ભંગ કરી મુરારે કહ્યું, " મોહના, એક વખતે મેં મારૂં સર્વ જીવન તને અર્પ્યું છે. તારા સ્વપ્નની વાત ખરેખર પ્રત્યક્ષ બનવાની હશે તો મારા પ્રાણની પણ પરવા ન કરતાં તારૂં સંરક્ષણ કરવું એ મારૂં કર્તવ્ય સમજું છું. મારા આ વચનને બળવાન બનાવવા, પ્રતિજ્ઞાના ચિહ્ન તરીકે

તારા નાજૂક કપોલ પ્રદેશ પર એક વખત પ્રેમ મુદ્રા અંકિત કરવા દે! મોહના—"

પૂર્વે એક વાર મુરારના કર સ્પર્શથી સ્વર્ગીય સુખ અનુભવતી બાલિકા આ વખતે ભયથી દૂર હઠી ગઇ; પરંતુ મોહનાના ચમત્કા·

વર્તન પર વિનયનો આરોપ કરી મુરાર પોતાના બાહુપાશમાં બધ કરી તેના કપોલનું ચૂંબન લેવાને તત્પર થયો. પણ તેટલામાંજ બાલિકાએ ભયભિત બની કહ્યું, "છટ્! છટ્!! એવું ભયંકર પાતક કરશો નહિ. હું હવે સર્વથા પરાધીન છું! આ દેહ પર આપનો હક્ક નથી! કાલે–કાલે રાત્રેજ શિવાજી મહારાજે મારી માગણી કરી હતી!!!"

મુરારને વિદ્યુત્ત સમાન ફટકો પડ્યો. મોહનાને વીંટળાયલા તેના હાથ નિર્જીવ બની હેઠા પડ્યા. કિંચિત્ કાળ મોહના તરફ જોઇ તે પૂંઠ ફેરવી પોતાના નિવાસસ્થાન તરફ વળ્યો અને મોહના ધીમે ધીમે વિલાસગઢની દિશાએ જવા લાગી.

મોહનાને આવેલું સ્વપ્ન ઉપર જણાવ્યું તેવું હતું.



# પ્રકરણ ૫ મું.

## સંભાજીનું પ્રયાણ.

નાના પ્રકારની દુઃખી મનોવૃત્તિથી વ્યાકુલ બની મોહના વિલાસગઢ તરફ વધી અને મોહનાના સ્વપ્નના અંતિમ વાક્યથી હતબુદ્ધ થઇ મુરાર પોતાના નિવાસસ્થાન તરફ વળ્યો. તેટલામાં જ જાળામાંનું પ્રાણી બહાર છટકી આવ્યું.

"અહાહા! વિજાપૂરનો ખજાનો તો શું પણ બાદશાહ સહ આખું વિજાપૂર રાજ્ય જ આ પરી માટે ઓવારી નાખું!" મોહના તરફ જોઇ જાળામાંથી નીકળેલો માણુસ બોલ્યો, વાચક સમજી ગયા હશે કે જાળામાં જાનવર નહિ પણ એક માનવ સર્પ હતો.

"મોહના! અહાહા! કેવું મધુર નામ! મોહના! મોહના!! મોહનાના નામનું ગાન કાને પડતાંજ સર્પ જેવા પ્રાણીને પણ મોહિની લાગ્યા સિવાય નહિ રહે! મારી સમક્ષ પેલા દુશ્મન મુરારે મોહના, મોહના એવો જપજ ચલાવ્યો હતો અને હું તે મોહનાના નામનું ગાન સાંભળવામાં તલ્લીન બની ગયો હતો! સાવિત્રી નદીનો હમેશ ઘૂ ઘૂ કરતો પ્રવાહ તે વખતે તદ્દન શાંતિથી વહેતો હતો. પોતાનો કર્ણમધુર આલાપ કાઢવાની પ્રવૃત્તિ ત્યજી દઇ કોકિલે મૂકવૃત્તી ધારણ કરી હતી. ગાનલુબ્ધ બની ભ્રમરોએ ગુંજારવ બંધ કરી દીધો હતો. સર્વ વન પ્રદેશપર મોહનાના નામની મોહિની પથરાઇ જ્યાં ત્યાં શાંતિનું સામ્રાજ્ય પ્રસર્યું હતું.

"છટ્! છઃ! ભૂલ્યો!" પોતાની ભુલ કબૂલ કરી તે માણુસ પુનઃ પોતાના મનમાંજ બોલવા લાગ્યો, "શાંતિ પ્રસરી નહતી.

સાવિત્રી નદીનો ઘૂ ઘૂ શબ્દ હું સાંભળતો હતો; પણ હમેશનો ઘૂઘ-વાટ છોડી દઈ ' મોહના, મોહના ' એવું ગાન કરતી આ ખડક પરથી તે ખડકપર કૂદકા મારતી તે–સાવિત્રી નૃત્ય કરતી ચાલી જતી હતી. કોકિલે પણ બે ચાર વખત પોતાના કર્ણમધુર આલાપ કર્યા હતા; પણ તેના એ આલાપ હમેશની માફક અર્થહિન નહતા! તેમાંથી મોહનાનાં નામનો મંજૂલ ધ્વનિ વહેતો હતો. ભ્રમરોએ પણ કંઇ ગુંજારવ ત્યજ્યો નહોતો. તેમણે તો મોહનાના નામનો મધુર ધ્વનિ આખા વનમાં પ્રસાર્યો હતો. પણ–પણ તેજ વખતે ' વેર, વેર ' એવો ઘોર શબ્દ ક્યાંઇ સંભળાતો હતો કે? સંભળાશે, સંભળાશે! તે વખતે નહોતો સંભળાયો તો હવે સંભળાશે! "

એકાએક ' વેર, વેર ' એવો ભયંકર ઉચ્ચાર તે વ્યક્તિએ કર્યો. ખાડી કોતરોમાંથી તેનો ફૂત્કારયુક્ત પ્રતિધ્વનિ સંભળાયો, સાવિત્રી નદીનું એક સામાન્ય મોજુ કીનારા સુધી પહોંચ્યું અને તેમાંથી તેવો જ શબ્દ નીકળ્યો.

" વેર, વેર " એવો વિષમય ફૂંફાડો મારતી તે વ્યક્તિ સાવિ-ત્રીના પ્રવાહ પાસે ગઇ. તદ્દન લહરી રહિત બની રહેલા પાણીના એક ખાડા તરફ જઇ તેમાં જોઇ તેણે પોતાના મુખનું નીરિક્ષણ કર્યું.

" અરે વાહ! તદ્દન જેવું ને તેવુંજ! સંતોષપૂર્વક તે વ્યક્તિએ પોતા પ્રત્યેજ ઉચ્ચાર કર્યો. " મને લાગતું હતું કે પોતાના પવિત્ર અને સ્વચ્છ જળ માટે પ્રસિદ્ધ થયેલી નદી મારૂં વિચિત્ર સ્વરૂપ ઉજ્વલ કરી બતલાવશે. પણ છટ્! સ્ફાટિક જેવા સફેદ જળમાં મારૂં પ્રતિબિંબ તેવુંજ જણાય છે. જાણે કે આદિલશાહના જનાનાનો એક શીદીજ! "

" હવે બાદશાહનો આ સંદેશ લઇને ચંદ્રરાવ તરફ જવાને

કંઇજ હરકત નથી. તે બુઢ્ઢાએ મને આ પહેલાં પુષ્કળ વખત જોયો હશે, પણ આ વેશમાં તે મને બીલકુલ ઓળખી શકશે નહિ. હં ! હં ! તે તો શું પણ બીજાના હૃદયના વિચારનો પરીક્ષક મહમદ આદિલશાહ પણ આ વેશમાં મને ઓળખી શકશે નહિ."

"પણ–પણ–" એકાએક શંકિત હૃદયે તે વ્યક્તિ બોલી ઉઠી, "તે કાફરની–તે શયતાનની–શિવાજીની દૃષ્ટિ મારા પર પડશે તો ? પણ તે શા માટે મારા તરફ જુએ ?"

પરંતુ શિવાજી મહારાજ જ્યારે તે વ્યક્તિ તરફ નજર પણ કરવાની તસ્દી લે તેમ નથી ત્યારે એ વ્યક્તિના સહવાસમાં વધારે સમય કેવી રીતે રહેવાય ? આપણેજ શિવાજી પાસે જઇશું.

'શિવાજીએ મારી માગણી કરી છે ?' અંતઃકરણને વિદીર્ણ કરનાર મોહનાએ ઉચ્ચારેલું એ વાક્ય મુરાર સાંભળતાંની સાથેજ પથ્થર જેવો જડ બની ગયો. તેના વિચાર, તેની કલ્પના ક્ષણમાત્ર નષ્ટ થઈ ગયાં. કોકિલાનો ગાનસ્વર, ભ્રમરનો ગુંજારવ તેના કર્ણ સાંભળી શકયા નહિ. તે વનપ્રદેશમાં પ્રસરી રહેલ પુષ્પ સુવાસ તેની નાસિકા સમજી શકી નહિ. દૃષ્ટિ સારી હોવા છતાં વનશ્રીનો નયન-મનોહર દેખાવ તે જોઇ શકયો નહિ. મોહનાએ તે વાકય ઉચ્ચાર્યું તે સાથેજ મુરારનું કાલ્પનિક સામ્રાજ્ય તૂટી પડયું. જાણે શિવાજીએ મોહનાની માગણી કરી અને યમરાજાએ તેજ પળે મુરારને નિમં-ત્રણ કર્યું.

એકાદ અચેતન વસ્તુને પગ ફૂટી નીકળે અને તે માર્ગક્રમણ કરે, તેમજ તે વખતે મુરાર માર્ગે ચાલ્યો જતો હતો. ઘણો સમય એવી સ્થિતિમાં ગયા પછી ધીમે ધીમે મુરારનું ચિત્ત ઠેકાણે આવવા લાગ્યું. આસ્તે આસ્તે બાહ્ય સૃષ્ટિનું જ્ઞાન તેની ઇંદ્રિઓને થવા લાગ્યું.

મોહનાએ ઉચ્ચારેલા શબ્દ ખરા નહતા, તે એક તેના સ્વપ્નની કહાણી હતી, એ ભાવના તેના મનમાં અસ્પષ્ટપણે જાગ્રત થઈ.

"કેવો મૂર્ખ છું હું !" મુરાર એકદમ જાગ્રત સ્થિતિમાં આવી પોતા પ્રત્યેજ બોલ્યો, "મહારાજ મોહનાની માગણી કરશે? મોહના ગાંડાની માફક ગમે તેમ બોલી ગઇ પણ મારે તે પર શા સારૂ વિશ્વાસ રાખવો ? એ શબ્દોના ઉચ્ચારથી મારૂં ચિત્ત શા માટે અસ્વસ્થ બનવું જોઇએ ? મુરાર, તું મહારાજના અંતઃકરણને અદ્યાપિ સુધી ઓળખી શક્યો નથી? મોહના કોણ? તે આ મુરારનું જીવન સર્વસ્વ હશે, પણ મહારાજને લુબ્ધ બનાવી મોહ પમાડવાનું સામર્થ્ય તેનામાં નથી. મહારાજ ચંદ્રરાવ પાસે જાવળીના રાજ્યની માગણી કરશે; પણ જાવળીના વનમાં વિહાર કરતી અપ્સરાનો અભિલાષ ! ! ધિક્કાર, ધિક્કાર છે એવા નીચ વિચાર લાવનાર મુરારને !"

આ રીતે પોતાનીજ પૂર્ણ રીતે નિર્ભત્સના કરતો મુરાર ચાલ્યો જતો હતો તેટલામાં પોતે લગભગ અરધો ગાઉ ચાલ્યો આવેલો છે અને ઘોડો ત્યાંનો ત્યાંજ વૃક્ષના થડ સાથે બાંધેલો રહ્યો તે યાદ આવ્યું. મુરાર પાછો ફર્યો, પણ નવાઇ જેવું એ હતું કે બાંધેલા સ્થળે ઘોડો નહતો ! છેવટે જેમ તેમ કરી ત્રણ ગાઉ પગેજ રખડી એક ખેતરમાંથી મુરારે એક તટ્ટુ મેળવી લીધું અને બપોરે ત્રણ ચારના સુમારે શિવાજી મહારાજના મુકામે આવી પહોંચ્યો.

મુરાર એ શિવાજી મહારાજ આશ્રિત સરદાર સંભાજી કાવજીનો એકનો એક પુત્ર હતો. બાપ દીકરાએ શિવાજી મહારાજની સેવામાં–તેમના દેશકાર્યમાં પોતાનું તન, મન અને ધન અર્પણ કર્યું હતું. હમણાં શિવાજી મહારાજ જ્યાં આવી રહ્યા હતા ત્યાંજ સંભાજીની એક ભવ્ય હવેલી હતી અને ત્યાંથી ત્રણ ચાર ગાઉની પેલી તરફનો પ્રદેશ

શિવાજી મહારાજે મેળવેલા પ્રદેશમાં ગણાતો હતો. સંભાજી અને ચંદ્રરાવ મોરેને ઘણા લાંબા વખતથી સ્નેહ સંબંધ હતો; પરંતુ સંભાજી અને તેના પુત્ર મુરારનું હૃદય શિવાજી તરફ ખેંચાયલું જોઇ એ સ્નેહમાં ભેદ ઉત્પન્ન થયો હતો. શિવાજી મહારાજનું રાજ્ય જાવળી પ્રાંતને લાગેલા પ્રદેશમાં હતું અને યેન કેન પ્રકારેણ એ પ્રાંત પોતાને કબજે લેવાનો શિવાજી મહારાજનો નિશ્ચય હતો. શિવાજી મહારાજ પણ રાજકાર્ય માટે નીતિરૂપ ગણાતા સામ, દામ અને દંડનું જ અવલંબન કરતા હતા. હમેશની રીત પ્રમાણે મહારાજે સલાહ શાંતિ અને મીઠાશથી ચંદ્રરાવને વશ કરવાનો ઉપાય આરંભ્યો હતો, પરંતુ તેમને હવે એ કાર્યમાં યશ મળે તેવી આશા રહી નહતી. છતાંએ નિરાશ ન થતાં એક વખત છેવટનો દાવ નાખવાનું તેમણે નક્કી કર્યું હતું; અને તેમાં વિજય ન મળે તો છેવટનો દાવ ખુલ્લા વેરનો હતો. ચંદ્રરાવ પ્રેમથી ન બંધાય તો તેને અન્ય ઉપાયથી દૂર કરવાની આવશ્યકતા હતી. કદાચિત તેનાથી એ આગળનો પ્રસંગ આવશે એવો મહારાજને ભય હતો. ગમે તેમ થાય પણ જાવળી પ્રાંત કબજે કરવાની ખાસ જરૂર હતી. તેના અભાવે વિજાપૂર પ્રાંતપર સત્તા ચલાવવાનું સંભવિત બને તેમ નહતું.

પ્રેમ પેચનું પ્રથમ પગથીયું પૂર્ણ થઇ ગયું હતું. મીઠી મીઠાશથી બોલવું, હમેશ જવું આવવું, અનેક માર્ગે ચંદ્રરાવ સાથે પરિચય ગાઢો કરી તેમનું ચિત્ત પોતા તરફ ખેંચવું વગેરે પ્રયત્ન વ્યર્થ ગયા હતા. ચંદ્રરાવ મહારાજ સાથે મીઠું બોલતા, તેમના કાર્ય પ્રત્યે સહાનુભૂતિ દર્શાવતા, તેમની સાથે મૈત્રીની વાતો કરતા પણ તેમાં રસ નહતો. મહારાજના કાર્ય માટે એક જીવ બનવાને એટલું પુરતું નહતું. પોતાનુંજ મનાયા સિવાય કોઇ કાર્યમાં આપણું ચિત્ત સ્થિરતા પામતું નથી,

પણ ચંદ્રરાવમાં તે ભાવનાનો ઉદય કેવી રીતે કરવો? મહારાજ તેજ ચિંતામાં પડયા હતા.

મુરારના ટટ્ટુના પગલાંનો અવાજ સંભળાતાંજ નોકર એકદમ બહાર આવ્યો. પોતાના માલીકના ઘોડાના દાબડાનો અવાજ રામુ ઘણે દૂરથી પણ ઓળખી કાઢતો હતો. આ વખતે તે બહાર આવ્યો. તે પોતાના સ્વામીની પધરામણી સમજીને આવ્યો નહતો. તે આજે તો અપરિચિત ટટ્ટુ પોતાના ચોકમાં ક્યાંથી આવ્યો તે જોવા માટે દોડતો આવ્યો હતો; પરંતુ પોતાના માલીકના વજનથી ભૂમિને ભેટી પડવાની સ્થિતિમાં આવી પડેલા ટટ્ટુને જોઇ રામાને પરાકાષ્ઠાનું હસવું આવ્યું; પરંતુ માલીકની ખેદમય મુદ્રા નજરે પડતાં તેનું હાસ્ય હોઠ ઉપરજ લુપ્ત થઇ ગયું. હમેશની માફક મુરારે ઘોડો પોતાના નોકરને સ્વાધીન કરવાની પરવા રાખી નહિ અને તે ટટ્ટુ બાંધવાની પંચાતમાં રામોએ ઉતર્યો નહિ. મુરાર ટટ્ટુપરથી કૂદી પડી ઘરમાં પેઠો; પણ રામાને તેટલુંએ કરવાનું નહતું તેથી તે માલીકના પહેલાંજ ઘરમાં દાખલ થઇ ગયો.

ઘરમાં પિતા દૃષ્ટિએ ન પડવાથી મુરારે પુછ્યું, " કેમરે રામુ, પિતાજી કંઈ જણાતા નથી ? "

" જી, તે સવારથી ગયા છે મહારાજા કને. તમને ખબર નથી ? "

" ના ! "

" ત્યારે તમે ક્યાં ગયાતા સવારના ! "

" રામા, તને વગર કામનું બોલવાની બહુ ટેવ છે. " મુરારે કંટાળી જઇ કહ્યું.

" ના જી, મને લાગ્યું કે તમેએ મહારાજ પાસે ગયા હશો. "

" ઠીક, ત્યારે અત્યાર સુધી તે આવ્યાજ નથી કેમ ? "

એટલામાં મુરારની નજર સામેની દિવાલપર સંભાજીની લટકતી તરવાર તરફ ગઇ અને તેણે પુછ્યું:—

" કેમ, રામા, શું આજે પિતાજી ઉભા ઉભા મહારાજ તરફ ગયા છે?"

" જી, ઉભા ઉભા ગયા છે. ઘોડો બોડો કંઇ લઇ નથી ગયા."

રામાએ કરેલા અર્થ તરફ હાસ્ય ઉત્પન્ન થાય તેવી સ્થિતિમાં મુરાર આ વખતે નહતો. પુનઃ તેણે કંટાળીને પુછ્યું. " રામા, હું તે પુછતો નથી. હું કહું છું કે પિતાજીની તરવાર આજે અહીં કેમ રહી ગઈ?"

" ઓ તારીની! કહું છું ને કે તે ઉભા ઉભા ગયા છે! સરકાર, પિતાજીની તરવાર એટલી લાંબી છે કે, તે તેમની કમરે લટકે છે કે પોતે પોતાની મેળેજ ઉભી ઉભી ચાલવા માંડે છે અને તેમને ઉભા ઉભા ચાલવાને દુઃખ દે છે. પણ બીજી ચીજો તેમની પાસે છેને?"

" કઇ?" મુરારે પુછ્યું.

" ખંજર."

રામાના મુખનો 'ખંજર' શબ્દ સંભળાતાંજ તે શબ્દનો 'ખૂન' એવો પ્રતિધ્વનિ મુરારના હૃદયમાં ઉદ્ભવ્યો.

એટલામાં બહાર કોઇનાં પગલાં સંભળાયાં. કોણ છે તે જોવાને રામો બહાર જતો હતો તેટલામાં સંભાજી અંદર આવી પહોંચ્યા!

અંદર આવતાં મુરારપર દૃષ્ટિ જતાં તેમણે પુછ્યું, " મુરાર, આજે સવારનો ક્યાં ગયો હતો?"

મુરાર ગભરાયો, પણ સંભાજીએ પ્રશ્ન કર્યો એજ, ઉત્તર કે તેના

ગભરાટ તરફ તેમણે કિંચિત પણ લક્ષ આપ્યું નહિ. તે ઘણી ગડ-બડમાં પડયા હોય એમ જણાયું. પોતાના પૂર્વના પ્રશ્નનો ઉત્તર મળતા પહેલાંજ તેમણે મુરારને કહ્યું, " મુરાર, મહારાજના કાર્ય માટે મારે એક સ્થળે જવાનું છે. મહારાજની સેવા :માટે તૈયાર રહેજે. કાલે તેમને જઇને મળજે અને તેમની આજ્ઞાનું પાલન કરજે. "

આટલુંજ કહી સંભાજી ઉતાવળથી બહાર નીકળી પડયા, પણ બારણા આગળ જતાંજ તેમનું લક્ષ નજીકની દિવાલપર પોતાની લટ-કતી તરવાર તરફ ગયું. ક્ષણમાત્ર વિચારી વદને તે ત્યાંજ અટકયા. જતાં જતાં તેમણે પોતાની કમર ઉપર શેલુ લપેટી લીધું હતું ! તેમને શું લાગ્યું કોણ જાણે ! કમરે વીંટેલા શેલાના એક ભાગમાં તેમણે કંઇ દાબી જોઇ, દિવાલપર લટકતી તરવાર તરફથી દૃષ્ટિ ખેંચી લીધી અને દ્વાર ઓળંગ્યું.

" પિતાજી, પિતાજી " મુરારે એકદમ બહાર આવી બૂમ પાડી કહ્યું, " આટલી ઉતાવળથી કયા કાર્ય માટે જાવ છો ? "

પોતાના પ્રશ્નથી અપશુકન માની તે પાછા ફરે એવી ઇચ્છાથી મુરારે તેમને ટોકયા કે શું તે કોણ જાણે; પણ તેના પિતાએ એક પણ પગલું પાછું ન ભરતાં કિંચિત્ તિરસ્કાર વ્યજંક મુદ્રાથી મુરાર તરફ જોઇ કહ્યું, " મુરાર, તને કેટલીએ વાર કહ્યું કે કોઇ બહાર જતું હોય તે વખતે કયાં જાવ છો એમ પુછી તેને ટોકવો નહિ ? "

ખિન્ન વદને મુરાર બોલ્યો, " પણ, આમ શસ્ત્રહિન કયાં જાવ છો ? આપની પ્રિય સમશેર સાથે લઇને જાવ. "

સંભાજીએ પુનઃ પોતાની કમર દાબી જોઇ અને એક અશુભ હાસ્ય કરી કહ્યું, " મુરાર, આ વખતે સમશેરની જરૂર નથી. "

મુરારના અંતઃકરણમાં ચરરર ચેડકો પડયો.

જડ હૃદયે મુરાર પાછો ઘરમાં આવ્યો. મેડાપર જઇ પિતાની પાછળ તેણે લાંબે સુધી દૃષ્ટિ કરી તો ડાબી બાજુએથી બીજી એક વ્યક્તિ તેમની સાથે થયેલી જણાઇ. બરાબર દૃષ્ટિ કરી જોતાં જણાયું કે એ અન્ય કોઈ ન હોઇ શિવાજી મહારાજની સાથે રહેતા રાઘોજી બલ્લાળ હતો.

શિવાજી મહારાજના દર્શનાર્થે જવાની કલ્પના આપી અમે વાચકને મુરાર, સંભાજી અને રાઘો બલ્લાળની મુલાકાત કરાવી છે. તેમ કરવાની જરૂર હતી. મહારાજના દર્શને જતા પહેલાં એ ત્રણ પગથીયાં ઓળંગવાની આવશ્યકતા હતી.



# પ્રકરણ ૬ ઠું.

## પ્રેમનો દાવ!

આખી રાત મુરારને નિદ્રા આવી નહિ. મેડાપર બારીમાં ઉભો રહી પોતે પિતાજી અને રાધેબલ્લાળ તરફ હજુ પણ જોયા કરે છે એમ તેને લાગ્યું. એટલુંજ નહિ પણ રાત્રે એક બે વખત નિદ્રામાં વ્યવહાર કરનાર માણસની માફક મુરાર બારી તરફ જઇને બહાર નજર પણ કરી આવ્યો.

બહાર જ્યાં ત્યાં અંધકાર છવાઈ રહ્યો હતો; ચોતરફ શાંતિનું ભયંકર સામ્રાજ્ય પ્રસરેલું હતું, વચ્ચે વચ્ચે અંગ કંપાવનારી વાયુ લહરી વીહરતી હતી અને તેથી નાનાં નાનાં ઝાડ અને મોટાં મોટાં વૃક્ષ ભૂતપિશાચની માફક આમતેમ ફરતાં હોય તેવો ભાસ થતો હતો.

મુરારે પોતાની શૂન્ય દૃષ્ટિ દૂર સુધી લંબાવી અને તેમાં તેને દૂર દૂર બે વ્યક્તિઓ જતી હોવાનો ભાસ થયો. તેમના શરીરપરનાં વસ્ત્ર વાયુના ઝપાટાથી ફરફરતાં હોય એમ પણ તેને જણાયું. આવી ભયાનક નિશાસમયે પોતાના પંથે પળતી બે વ્યક્તિ જોઇ મુરારના શરીરનું રક્ત ઠરી ગયું. તે તેવીજ જ્ઞાનશૂન્ય સ્થિતિમાં બે ચાર પગલાં પાછો વળ્યો ન વળ્યો તેટલામાં દિવાલપર લટકતી તરવાર સાથે તેનું માથું અફળાયું અને તે શુદ્ધિપર આવ્યો. તરતજ તેણે સહજ પાછા ફરી નજર કરી તો પુનઃ બે વ્યક્તિ નજરે પડી અને ઘાતકી કાર્ય માટે હમેશ તૈયાર રહેનાર ખંજર તેમાંની એક વ્યક્તિના શેલામાં ઝળકી ઉઠયું.

મુરાર જેમ તેમ પથારીપર પડયો. મોહનાએ ઉચ્ચારેલા એક

એક શબ્દનું તેને સ્મરણ થવા લાગ્યું. મોહનાના દુઃખી સ્વપ્નનાં પાત્ર એક પછી એક તેના મનશ્ચક્ષુ સમીપથી જવા લાગ્યાં. મોહનાએ આલેખેલા શબ્દ ચિત્રની રૂપરેખામાં મુરારનું સંશયી મન મલીન રંગ ભરવા લાગ્યું. અરે, તેથીએ આગળ વધી તેની કલ્પના વિસ્તાર પામી અને તે ચિત્રનો ભયોત્પાદક દેખાવ પ્રત્યક્ષ ચીતરાવા લાગ્યો. ગમે તેને સ્થળ, કાળ અને પ્રસંગનો બોધ તે ચિત્ર તરફ દૃષ્ટિ વળતાંજ થાય તેમ હતો. જાવળીના જંગલની ધીચ ઝાડી, મધ્યરાત્રીનો સમય, રાત્રીનો કીરરર શબ્દ, ટીટુડીનો તીતી તીવક એવો દુઃખસૂચક ધ્વનિ અને ઘૂ ઘૂ, ઘૂ ઘૂ, એવા ઘૂવડના અશુભ ઘૂત્કાર સિવાય અન્ય કંઇ સંભળાતું નહતું ! તેવા પ્રસંગે પચાસની લગભગ પહોંચેલા એક ભવ્ય પુરૂષનું તે નિર્જન પ્રદેશમાં આગમન, એક વિશિષ્ટ સાંકેતિક સ્થળે તેમનું અટકવું, તેમાં અંગ કંપાવી મુકનાર વાયુના સપાટાથી ઝાડોનો મુઝારો, સૂકાં પાંદડાંનો ખળખળ અવાજ અને એકાએક ચંદ્રપર વાદળાં છવાઇ જવાથી આછા બનેલા પ્રકાશમાં અદૃશ્ય સ્થળેથી ધીમે રહી બહાર નીકળતી બે વ્યક્તિનું દર્શન !

આવા પ્રકારનું ભયભિત ચિત્ર મુરારની કલ્પના પીંછીથી દોરાયું–રંગાયું. અન્ય સ્થળે નયન મનોહર જણાતા લાલ, લીલા, પીળા અને કાળા રંગ આ ચિત્રમાં વિચિત્રરૂપે જણાવા લાગ્યા. એ સર્વ રંગ રક્તના લાલ રંગમાંથીજ ભિન્ન ભિન્ન પ્રકારે દેખાવા લાગ્યા. એ અમંગળ ચિત્રને મુરારની કલ્પના પીંછી છેવટનો ૫ટકો મારવાની તૈયારીમાં હતી, તેટલામાં એ ચિત્રમાં દેખાતી એક વ્યક્તિની કમરપર વિંટાયલા શેલામાંથી ખંજર ચળક્યું. તેજ ક્ષણે ચંદ્રપર કાળાં ઘોર વાદળાં ફરી વળ્યાં અને તે તદ્દન અદૃશ્ય થઈ ગયું !

રામાએ ધણીસાબ કહીને મુરારને હાંક મારી અને મુરારે આંખો

ચોળી જોયું તો બહાર ખરેખર ચંદ્રનો અસ્ત થયેલો હોઈ સવાર થયેલું જણાયું.

પિતાની આજ્ઞાનું સ્મરણ થયું. તરત પ્રાતઃવિધી આટોપી મુરાર શિવાજી મહારાજ તરફ ગયો. પણ વાચક, આપણે તેના પહેલા જઇ પહોંચીયે તો ઠીક!

* * * * *

આજના જેવી મહારાજની ચિંતામગ્ન મુદ્રા કદીએ કોઇની નજરે પડી નહિ હોય. સૂર્યોદય પછી મહારાજને કોઇએ કદી પણ પથારી-પર બેસી રહેલા જોયા નહતા; પણ આજે તે હજુ સુધી બિછાના-પરજ બેસી રહ્યા હતા. ડાબો પગ ઉંધો વાળી મહારાજે ડાબો હાથ કમરપર રાખ્યો હતો અને જમણા હાથનાં આંગળાં દાઢીએ અડકાડી રાખી કંઇ ગહન વિચારમાં લીન થઇ ગયેલા જણાતા હતા.

જાણે આજે ચિંતાનું સ્વરૂપજ મહારાજે ધારણ કર્યું હોય, એમ તેમના તરફ જોનારને સહજ લાગે તેમ હતું. મહારાજની શાંત ગંભીર મુદ્રાપર વિચાર રૂપી આવરણથી યુકત ચિંતાની તરલ લહરી સ્પષ્ટ ઉડેલી વ્યકત થતી હતી. કેટલીકવાર સુધી મહારાજ તેજ સ્થિ-તિમાં રહ્યા. ઘણા વખત સુધી વિચાર કરવા છતાં મહારાજના ચિત્તનું સમાધાન થયું નહિ.

મન એક વખત વિચાર વમળમાં ઘૂંચાય છે તો પછી તે પોતાની સાથે શરીરને પણ ચંચળ બનાવે છે. મન આમતેમ ભટકવા લાગે છે એટલે શરીર પણ ઉઠબેસ કરવા લાગે છે. મનોવૃત્તિ ક્ષુબ્ધ થાય છે એટલે વાઘ પણ પીંજરામાં આંટા મારે છે. સેંટ હેલીનાના બંદીવાસમાં નેપોલીયન માત્ર મરણ સમયેજ ખુરશી પર નિશ્ચિલ બની બેસી રહ્યો હતો. તેની ઉઠબેસ કંઇ નાશી જવા માટે નહતી. સર્વ

જગતપર વર્ચસ્વ ગજાવી પોતાના શરીરપર પણ સત્તા ચલાવનાર નેપોલીયનની માનસિક અસ્વસ્થતાજ એક તેના કારણરૂપ હતી. તેનાથી મુક્ત કોણ હોઇ શકે ? તેનાથી મુક્ત રહેવું એ મોટાઇનું લક્ષણ છે એમ પણ નથી.

એક સ્થળે સ્થિર બેસી વિચારતંદ્રીમાં ભ્રમણ કરતા મહારાજ એકદમ ઉભા થયા. તંબૂના આ છેડેથી પેલે છેડે અને પેલે છેડેથી આ છેડે એમ બે ચાર આંટા માર્યા. તેટલામાં પોતાના ઉશીકે ગોઠવેલી ચંદનમય જગદંબાની મૂર્તિ તરફ તેમનું લક્ષ ગયું. બસ, માતાનું દર્શન થતાંજ તેમનું હૃદય ભરાઇ આવ્યું. માતાની સમીપ જઇ ઘૂંટણીયે પડી તેના ચરણપર હાથ મુકી તેના સુહાસ્ય વદન તરફ દૃષ્ટિ સ્થિર કરી શિવરાયે ગદ્‌ગદ વાણીથી પૂછ્યું, " માજી, રાજકાર્યમાં આવી રીતે પ્રેમનો પાસો નાખવામાં મારા હાથે કંઇ પાતક તો થતું નથીને ? "

જગદંબાના મુખપરનું હાસ્ય જેવું ને તેવું સ્થિર રહ્યું.

" માતુશ્રી, ચંદ્રરાવને વશ કરી તેનો પ્રાંત જગદંબાના રાજ્યને જોડવાની અતિ જરૂર છે. તે વિના બાદશાહી કોમના પગ ઉખેડી શકાશે નહિ, તેની સત્તા અટકાવી રખાશે નહિ અને તેના મનમાં ભય ઉત્પન્ન થશે નહિ. માતુશ્રી, સ્વરાજ્ય મંદીરના પાયામાં એ પથ્થર ગોઠવવોજ જોઇએ. પ્રેમના ચૂનાથી એ પથ્થર હું ચોંટાડી શકીશ કે ? " જગદંબાને આજીજીપૂર્વક પ્રશ્ન કરી મહારાજ માતાના સુહાસ્ય વદન તરફ નીરખી નીરખીને જોવા લાગ્યા, પણ માતાની સુહાસ્ય મુદ્રામાં કંઇ પરિવર્તન થયું નહિ.

" પણ—પણ—" મહારાજના ચિત્તમાં વિલક્ષણ ખળભળાટ થયો અને તે બોલ્યા, " સ્વરાજ્યના પાયામાં બેસાડવામાં આવનાર પથ્થર

કોઇના અંતઃકરણ સાથે જોડાયલો તો નહિ હોયને? ત્યાંથી તેને ઉખેડી લેવાનું પાતક મારા હસ્તે થતું નથીને? હાય! માતુશ્રી, આજે આપ કેમ બોલતાં નથી?"

આ વખતે જગદંબાના ઓષ્ઠ સહેજ સ્ફૂર્યાનો ભાસ થયો.

"કંઈ કલ્પના થઇ શકતી નથી. પ્રેમના ચૂનાથી એ પથ્થર પાયામાં સ્થિર કરવા કરતાં રક્તભર્યા કાદવથી કામ લેવું ઠીક થશે એમ લાગે છે! એક વખત એમજ લાગે છે કે, સ્વરાજ્ય મહાલય માટે યોજેલા પ્રેમના શુભશકુન કરતાં રક્તના અપશકુન ઠીક થઇ પડશે. આ યોજનાથી જો એક વ્યક્તિના પ્રેમની રક્ષા થઇ બીજાને પ્રેમથી બાંધી શકાય, તો–તો–માતુશ્રી!––"

એકાએક જગદંબાનું અંગ કંપિત થયા જેવું લાગ્યું.

"તો–તો મા ભવાની, હું ખુલ્લી રીતે બીજો માર્ગ સ્વીકારીશ. ચંદ્રરાવ સાથે સંબંધ બાંધી તેને પ્રેમથી બાંધવાના પ્રયત્નમાં હું કદી પણ પડીશ નહિ. હમણાંતો એજ પંથે છું; પણ ભવિષ્યનું ધોરણ અત્યારથી તૈયાર કરવું જોઇએ. મારા એકનિષ્ઠ ભગત સંભાજી કાવજી અને રાઘોબલ્લાળ એ બેને ચંદ્રરાવના પ્રાંતનાં અનેક સ્થળોનું નિરીક્ષણ કરવા અને તેમના સૈન્ય તથા અંતઃસ્થિતિનું અવલોકન કરવા મોકલી દીધા છે. પણ–પણ–પ્રેમનો દાવ સફળ થાય, કોઇના અંતઃકરણમાં રચાયલા પ્રેમ મંદીરનો વિધ્વંસ થયા વિના એ પ્રેમના દાવમાં ચંદ્ર-રાવને બાંધી શકાય તો–"

એકાએક જગદંબાના વદન પર છાયા પ્રસરેલી જણાઈ.

ક્ષણમાત્ર તેમને સંશય આવ્યો કે, આ વિષણ્ણતાની છાયાતો નથીને! પણ તરતજ તેમની દૃષ્ટિ પીઠ તરફ ગઇ, તો તંબૂની બહારથી કોઇની છાયા અંદર પડી હોય એમ જણાયું. પ્રથમ મહારાજનો

પથારીપર લટકતી સમશેર તરફ હાથ ગયો, પણ આ વખતે તેની જરૂર નહતી. બહાર મહારાજની પરિચિત વ્યક્તિજ રાહ જોઈ ઉભી હતી. મહારાજની આજ્ઞા થતાંજ મુરાર અંદર આવ્યો.

શિવાજીને વંદન કરી મુરારે નમ્રતાથી પૂછ્યું, " મહારાજના એકાંતિક કાર્યમાં વિઘ્ન તો નથી આવ્યું ને ?"

" ના, ના ! મુરાર, ખરા સમયે આવી પહોંચ્યો ! આવ, મારી પાસે આમ આવીને બેસ." મુરારને પોતાની પાસે બેસાડી થોડીવાર મુરારના મુખ તરફ નીરખીને શિવાજી મહારાજે અવલોકન કર્યું.

મુરારે પોતાના નિસ્તેજ વદનપર બને તેટલી પ્રફુલ્લતા લાવવાનો પ્રયત્ન કર્યો, પણ તેમાં તે જોઇએ તેટલો ફાવી શક્યો નહિ.

" મુરાર, આજે તારૂં મુખ મ્લાન કેમ છે ? કાલે આખો દિવસ કંઈ જણાયો નહિ ?"

" મહારાજ, કાલે રાત્રે પિતાજી કોણ જાણે ક્યાં ગયા છે ? આખી રાત મને ઉંઘજ આવી નહિ." મુરારે બીતાં બીતાં ઉત્તર આપ્યો.

" તેથીજ. કાલે રાત્રે ઉંઘ નહિ આવવાથી તારો ચહેરો ફીક્કો જણાય છે. પણ ઉંઘ નહિ આવવાનું કારણ શું ?"

મહારાજના આ પ્રશ્નનો શો ઉત્તર આપવો તે મુરાર નક્કી કરી શક્યો નહિ.

" પ્રભુ, ક્યાં જાઉં છું, શા માટે જાઉં છું વગેરે પિતાજીએ મને બરાબર કહ્યું નહતું." એટલુંજ બોલી મુરાર સ્તબ્ધ રહ્યો.

" હં ! ગાંડો જેવો ! મુરાર, એને માટે તારૂં મન કેમ તલપાપડ બન્યું ! સંભાજી અને બલ્લાળને કંઇ ગુપ્ત કાર્ય માટે મેંજ મોકલ્યા છે."

" ગુપ્ત કાર્ય " એ શબ્દ સાંભળતાંજ મુરારના હૃદયમાં ધ્રાસકો

પાડયો. પણ મુરારની ભયભિત બનેલી સ્થિતિ તરફ દુર્લક્ષ કરી મહારાજે કહ્યું.

"મુરાર, મને નહોતું લાગતું કે, તારૂં અંતઃકરણ આટલું કોમળ હશે? સિંહની માફક મારી સાથે રહી વિજાપુરના સૈન્ય સાથે યુદ્ધમાં ઘૂમેલા મુરારનું હૃદય આવું નાજુક? આટલું ઠંડુ અને કોમળ ચિત્ત તેં કયાંથી ઉત્પન્ન કર્યું?"

"મહારાજ, વજ્રથી પણ કઠોર એવા મનને પ્રેમનો વિકાર અતિ શિથીલ અને નાજુક બનાવી દે છે."

આ ઉત્તર મુરારના ઓષ્ઠપર આવી રહ્યો હતો; પણ તેટલામાં પોતે શિવાજી મહારાજની સમક્ષ ઉભો છે એ લક્ષમાં આવ્યું અને તે કેવળ અવનત મુખે સ્થિર રહ્યો.

મુરાર તરફ એક વખત ઝીણી નજરે જોઇ કંઇક વિષાદી સ્વરે મહારાજ બોલ્યા, "મુરાર, તું ખરા વખતે આવી પહોંચ્યો એમ મને લાગ્યું હતું. પણ–પણ."

"નહિ, નહિ," એકદમ આવેશપૂર્વક મુરારે કહ્યું, "મહારાજ, હું બરાબર વખતસરજ આવ્યો છું. મહારાજને મારી જરૂર પડે તેવા પ્રસંગે હું હાઝર ન હોઉં એવો મારા જીવનમાં એક પણ પ્રસંગ આવશે તો હું મારૂં જીવન વ્યર્થજ માનીશ. મારૂં સર્વ જીવન નકામું ગયું, ધૂળમાં મળી ગયું એમજ મને લાગશે. નહિ, મહારાજ, સ્વામી સેવામાં હું સમયસર તત્પર રહ્યો નથી એવો દોષ આપશો નહિ. એ વાત મરણ પર્યંત મારા હૃદયને ખૂંચ્યા-કરશે!"

અત્યંત દયાર્દ્ર મુદ્રા કરી મુરાર મહારાજ તરફ જોવા લાગ્યો. એકનિષ્ઠ મુરારની સ્વામીકાર્ય તત્પરતા જોઈ શિવાજીનું હૃદય ભરાઇ આવ્યું. મુરારને પોતાના હૃદય સરસો ચાંપી મહારાજે કહ્યું, "મુરાર,

જે વ્યક્તિઓને મેં મારા હૃદય સાથે પ્રેમથી બાંધી છે, તે સર્વની માફકજ મુરારની એકનિષ્ઠા વિષે,–તારી કાર્ય તત્પરતા વિષે મને ખાત્રી છે. હું જો તેવો વ્યર્થ દોષારોપ કરીશ તો મુરારના પ્રમાણેજ આ શિવાજીના હૃદયને પણ તે જીવંતપર્યંત ખૂંચ્યા કરશે."

"ત્યારે તો મુરાર જેવો ભાગ્યશાળી અન્ય કોઇજ નથી. મહારાજની શી આજ્ઞા છે? આ મુરારનું સ્મરણ કેમ થયું?"

પ્રેમરસ વહેવડાવી રહેલી શિવાજીની મુદ્રા ગંભીર બની. ક્ષણમાત્ર વિચાર કરી તે બોલ્યા, "મુરાર, આજે એક કાર્ય માટે તારી યોજના કરી છે."

"ત્યારે તે કહેવાને મહારાજે શામાટે વિલંબ કરવો જોઇએ? એવું કયું કાર્ય છે કે તે કહેવાને મહારાજને કષ્ટ થાય છે."

મહારાજના વદનપરનું ગાંભીર્ય આ વખતે તેમના મનની ખિન્નતા ઢાંકી શક્યું નહિ.

"મહારાજ," શિવાજીના મનની ખિન્નતા સમજી મુરાર બોલ્યો. "મારી મુદ્રા આપને મ્લાન જણાઈ હશે, પણ આપનું એ મુખકમલ આજે પ્રફુલ્લિત જણાતું નથી. આપનેએ ઉદ્વેગ થતો હોય એમ લાગે છે. એકાદ ગરીબ બ્રાહ્મણના ધર્મકાર્યમાં કોઇએ વિઘ્ન નાખી તેના હાલ બેહાલ કર્યાના સમાચાર તો આવ્યા નથીને? કોઇ મદાંધ મોગલે સત્તાના જોરપર સ્વાભિમાની મરાઠાનું અપમાન કર્યાની બાતમી આવી નથીને? કોઈ પતિવ્રતાની કુચેષ્ટા કરી—"

"અરે! એવાં કૃત્યોની કહાણી મુરારને કહેવા માટે શિવાજી નવરો પડ્યો છે એમ તને લાગે છે?" શિવાજી મહારાજે મુરારને વચ્ચેજ અટકાવી વિલક્ષણ આવેશથી કહ્યું, "હશે કાર્ય તો હમેશનાંજ છે. આપણે બીજા એક કૃત્યનો વિચાર કરવાનો છે–આપણે બીજુંજ

કાર્ય થતું અટકાવવાનું છે, પણ તેના માટે અનેક બાબતની આવશ્યકતા છે. ગમે તેમ હો ! આજે તને જે કાર્ય સોંપવાનું છે તે સહજ ભિન્ન પ્રકારનું છે." આટલું કહી મહારાજ વિચારમગ્ન બન્યા. પુનઃ તેમના વદન ગાંભીર્યપર ખિન્નતાની છાયા ઉપસી આવી.

"મહારાજ, આદિલશાહના દરબારમાં તો કંઇ અણચિંતવ્યો નહિ ધારવા જેવો બનાવ બન્યો તો નથી ?" મુરારથી સ્વસ્થ રહેવાયું નહિ. પુનઃ તેણે પ્રશ્ન કર્યો, "કર્ણાટકમાંથી શહાજી મહારાજ તરફથી તો કંઈ—"

એકદમ પોતે કયા પંથે ચઢે છે તેનું ભાન આવ્યું અને મુરાર ચમક્યો; પરંતુ મુરારના અરધા વાક્યથી તેના કરતાંએ વધારે શિવાજી ચમક્યા !

હવે મુરારને કાર્ય સોંપી રસ્તે પાડવાની જરૂર જણાવાથી મહારાજ બોલ્યા, "મુરાર, છટ્ ! એવું કંઈ નથી. તને જે કાર્ય સોંપવાનું છે તે અતિ નાજૂક છે. તારી–તારી ચંદ્રરાવની મોહના સાથે મૈત્રી છે ? એટલે–એટલે–"

મુરારનું વદન સફેદ પૂણી જેવું બની ગયું !

"એટલે બાલ્યાવસ્થાથીજ તમે એક સ્થળે રહ્યાં છો–રમ્યાં છોને ?" મુરાર તરફ જોતાં મહારાજે પુછ્યું.

"જી હા !" ખોખરા અવાજે મુરારે ઉત્તર આપ્યો.

"તમારો તે સમયનો પરિચય અદ્યાપિ ચાલુજ હશે ! તારી બાલ મૈત્રીણી તરફ કદી કદી જાય છે કે નહિ ?"

મહારાજનો પ્રશ્ન ક્યાં સુધી પહોંચશે તેની કલ્પના મુરાર કરી શક્યો નહિ; એવો પ્રશ્ન કરવામાં મહારાજનો હેતુ શો હશે અને તેનો ઉત્તર શો આપવો તે પણ તેને સુઝ્યું નહિ. અરધા વિનોદથી પુછા-

યલા પ્રશ્નનો શો ઉત્તર આપવો અથવા ઉત્તર આપવાનું ટાળવાના વિચારમાં મુરાર હતો તેટલામાં મહારાજે પુછ્યું.

"ચાર પાંચ દિવસમાં મોહનાને મળવાનો વખત તને મળ્યો હતો કે ?"

મુરારને લાગ્યું કે પોતાના પગ તળેની જમીન ચીરાય છે.

"મહારાજ, કાર્ય શું છે તે સાંભળવાને મારૂં ચિત્ત અધીરૂં થઇ રહ્યું છે." મુરારે જેમ તેમ કરી જવાબ આપ્યો.

"મુરાર," તેના તરફ ભેદક દૃષ્ટિએ જોઇ મહારાજે કહ્યું, "મારા મનના વિચાર કહેવાને હું પણ તેટલોજ અધીરો બન્યો છું. પણ અધીરતાથી કોઇ પણ કાર્ય થતું નથી. કેવળ મનની ઉત્સુકતા બતલાવીશ તેથી કંઇ મારૂં કાર્ય પાર પડી ગયું છે એમ ગણાશે? કાર્ય સાંભળી લેતા પહેલાં મારા પ્રશ્નના ઉત્તર આપ. મોહના તને ક્યારે મળી હતી ?"

"કાલે-કાલેજ !"

"મારા પહેલા પ્રશ્નનો ઉત્તર હવે મને મળે છે. ઠીક, ઠીક, ત્યારે તું કાલે મોહનાને મળવા ગયો હતો ?"

"જી હા," મુરારને સત્યજ ઓચરવું પડ્યું. મહારાજની પ્રતારણા મુરારથી પ્રાણાંતે પણ થાય તેમ નહતી.

"ત્યારે પહેલાંના જેવોજ મોહના સાથે ઘાઢો પરિચય છે ને ? ઠીક, મુરાર, મોહના તારી સાથે તદ્દન ખુલ્લા દીલથી વર્તે છે ને ?"

"જી, હા !"

"તદ્દન-તદ્દન સગા ભાઇની માફક ?"

આ પ્રશ્નથી મુરારપર જે આઘાત થયો તેવો કશાથી થયો નહિ હોય.

"અથવા તો જે વાત કદાચિત્ તે સગા ભાઇ આગળ પણ કાઢે નહિ તે કદી કદી તારા આગળ કાઢે છે ?"

"મહારાજ એવા મોઘમ કથનથી હું શું સમજું ? દૃષ્ટાંત તરીકે એકાદ પ્રત્યક્ષ વાત કહેશો તો મહારાજને શેની માહિતીની જરૂર છે તેનો મને ખ્યાલ થઈ શકશે."

મહારાજની વૃત્તિ કિંચિત્ વિચલિત થઇ અને તેમણે તંબૂમાં આ છેડેથી પેલા છેડા સુધી એક આંટો માર્યો; પછી એકદમ સુરારની સામે ઉભા રહી કહ્યું, "સુરાર, મોહના વીર કન્યા છે, તે સજ્ઞાન છે. તે પોતાના પિતાને વહાલી છે. પોતાની બરાબરીના મુત્સદ્દી આગળ જે વાત ચંદ્રરાવ નહિ કરતા હોય તે તે લાડમાં ને લાડમાં કેટલીક વખત મોહનાને કહેતા હશે. પોતાના જેવા અમીર ઉમરાવની, સરદાર જાગીરદારની, આદિલશાહના દરબારની અને આપણા જેવા તોફાનીઓની વાતો તે હમેશ પોતાની લાડકી મોહના આગળ કાઢતા હશે. સુરાર. આપણાં તોફાની કૃત્ય સાંભળીને તેને શું લાગે છે ?"

અતિ સૂક્ષ્મ રૂપે સુરારના મનમાં વસી રહેલો સંશય મહારાજના આ પ્રશ્નથી અધિકજ વધી પડ્યો.

"મહારાજ," જાણે એકેક શબ્દની સાથે સુરારના અંતઃકરણનું રક્ત ટીપે ટીપે ઓછું થવા લાગ્યું, "આપના વિષે મોહનાના મનમાં કેટલીએ પૂજ્ય વૃત્તિ છે ! કેટલોએ આદરભાવ છે ! કેટલોએ પ્રેમભાવ—"

અત્યાર સુધી લાંબી પડી રહેલી પથારી મહારાજે પાછળ ફરી જાતેજ વીંટી લીધી.

"તેના હૃદયમાં આપના વિષે કેટલો અથાગ પ્રેમ છે, તેની કલ્પના કરાવવાને આ સુરાર અશક્ત છે !"

"એજ, એજ શક્તિ મુરારે મેળવી જાણી લેવાનું છે."

પથ્થરના પૂતળાની માફક ચૈતન્યહિન દૃષ્ટિ મુરારે શિવરાય તરફ સ્થિર કરી, પણ કેટલીવાર? એક ક્ષણ માત્ર!

"હં! એટલુંજ!" ખેદપૂર્ણ મંદહાસ્ય કરી મુરારે તરત કહ્યું, "મહારાજ, એટલુંજ છેને? મને લાગતું હતું—"

"તેનાથીએ વધારે છે." શાંતિપૂર્વક મહારાજે કહ્યું, "મુરાર! મારી સર્વ શિષ્ટાઇ નિષ્ફળ ગઇ છે. ચંદ્રરાવ સાથે કરેલી સર્વ પ્રેમ-ગોષ્ટિ વ્યર્થ બની છે. અન્ય કોઇ પણ સુલેહ ભરેલા માર્ગે જાવળી પ્રાંત સ્વદેશ સેવા માટે અર્પણ કરી ચંદ્રરાવ આપણા મિત્ર બને તેમ લાગતું નથી અને જાવળી પ્રાંતનો કબજો મેળવ્યા સિવાય ચાલે તેમ નથી.

"ત્યારે? ત્યારે? મહારાજ, આ મુરાર પાસે કઇ સેવાની અપેક્ષા રાખો છો?"

"ચંદ્રરાવની કલ્પના વિચિત્ર છે. તેની સાથે યુક્તિવાદ કરી તેનું મન વાળી શકાય તેમ નથી. મુરાર, રાજનીતિ કદી પણ નિષ્કંટક નથી હોતી. હમેશ તેને આડાં પગલાં ભરવાં પડે છે. સરળ માર્ગનું પ્રમાણિકપણું રાજનીતિને કદી પણ પ્રિય હોતું નથી. કેવળ સરળ પ્રમાણિકતાની રાજનીતિથી વશ કરવા ઇચ્છનાર રાજકારણી પુરૂષને યશનો ભાગ અલ્પજ મળે છે. માટે પુષ્કળ વખત રાજકારણી પુરૂષ પર અપ્રમાણિકતાના નિંદ્ય આરોપ મુકવામાં આવે છે. ચંદ્રરાવ સાથે આરંભેલું રાજકાર્ય અધવચ છોડી દેવાય તેમ નથી. કુટિલ રાજનીતિ સાથે સહજ આડા માર્ગે જવું જોઇએ. પ્રેમનો સરલ દાવ નાખીને ચંદ્રરાવને જીતી શકાય છે કે શું તે જોયું, પણ દાવ સાધ્ય થતો નથી. આદિલશાહનું ભમાવનારૂં રાજદ્રોહનું ભૂત, સરળ, પ્રામાણિક

એવા સ્વદેશપ્રેમના પાસાને અવળા નાખે છે. મુરાર, પુનઃ હું કહું છું કે ચંદ્રરાવની કલ્પના વિચિત્ર છે! આદિલશાહી પ્રત્યે રાજનિષ્ઠ રહીને ચંદ્રરાવ સ્વદેશસેવાને સહાય આપી શકે તેમ છે; પણ તેતેમની બુદ્ધિને રૂચતું નથી. માટે મુરાર, સહજ વક્રગતીએ જવું જોઇએ."

થોડીવાર વિશ્રાંતી લઈ મહારાજે મુરારના મુખ તરફ જોયું.

"કહો, કહો! મહારાજ, હું તદ્દન સાવધ છું."

"ચંદ્રરાવ જે કાર્ય સ્વદેશપ્રેમ માટે નહિ કરે, તે કદાચ અપત્ય પ્રેમ માટે કરશે. સ્વદેશ પ્રેમનો પાસો આદિલશાહી રાજદ્રોહરૂપી ભૂતથી અવળો પડે છે. એ પાસો જો અપત્ય પ્રેમથી નખાય તો ?"

"તો—તો?" મુરાર એટલુંજ બોલી સ્તબ્ધ થયો.

"તો કદાચ આ પ્રેમનો દાવ પ્રેમના પાસાથી જીતી શકાશે. મુરાર, આ શિવાજીની સાથે તું અને તારા પિતા પુષ્કળ દિવસથી છે. આ શિવાજી કોઇને પણ પ્રેમથીજ વશ કરવામાં પોતાનું બીરદ સમજે છે તે કહેવાની જરૂર નથી. આ કાર્યમાં નાખેલો પ્રેમના દાવથી અધિકાધિક ગૂંચવણ ઉભી કરી એ રાજકાર્ય સાધ્ય કરવામાં હું પ્રયત્નની પરાકાષ્ઠા કરીશ. એ કાર્ય સાધ્ય થવુંજ જોઇએ. પ્રેમથી જો એ દાવ નહિ સધાય, એ દાવમાં પ્રેમનો પાસો નિરૂપયોગી થશે, તો—તો પ્રેમનો કર્ણ મધુર અવાજ ઉડી જઇ તે સ્થળે શસ્ત્રાસ્ત્રોનો ખણખણાટ સંભળાશે. પ્રેમના દાવ ઉડી જઇ ક્ષણ માત્રમાં ત્યાં રક્તનું ખાબોચીયું ભરાશે! પણ દાવ જીત્યા સિવાય શિવાજી સ્થિર થશે નહિ!

મહારાજના મુખપર આત્મસત્તા—શ્રદ્ધાનું તેજ ચમક્યું. મુરાર અને મહારાજનું વય લગભગ સમાન હતું; પણ તે વખતે પોતાની આગળ પોતાથી વયમાં કેટલાએ શ્રેષ્ઠ એવા મુત્સદ્દી અને યોદ્ધાની મૂર્તિ છે એવો ભાસ થયો. મહારાજનું ભાષણ સાંભળવામાં મુરાર તલ્લીન બની

ગયો. સ્વપ્નમય અને નિરાશાપુર્ણ રાત્રિ તેના સ્મૃતિપટમાંથી દૂર થઇ. પિતાની કમર સાથે બંધાયલું ઘાતકી ખંજર તેના લક્ષમાં રહ્યું નહિ. તેની તે દૃષ્ટિજ બદલાઇ ગઇ અને મોહનાની સ્મૃતિજ રહી નહિ. કહો કે ઘડીભર તે પોતાની જાતનેજ વીસરી ગયો.

કેટલીક વાર સુધી ઉભયમાંથી કોઇ બોલ્યું નહિ. છેવટે મુરારે શુદ્ધિમાં આવી કહ્યું, "મહારાજ, સર્વે પરિસ્થિતિ મારા ધ્યાનમાં આવી ગઇ છે; પણ આ પ્રેમના દાવને આપ જે ભિન્ન દિશાએ લગાડવાના છો તેનો બોધ મને બરાબર થયો નથી, એ પ્રેમની ઘૂંચવણ આપે મને બરાબર ઉકેલી બતલાવવી જોઇએ."

"અલબત્ ! મુરાર, કેટલાક સમયને માટે આપણે આપણું પ્રથમનું ધોરણ તદ્દન બદલી નાખવું જોઇએ, વિધર્મીઓના હસ્તે થતું અપમાન કેટલાક કાળ સુધીને માટે મૂગે મોઢે સહન કરી લેવું જોઇએ, આદિલશાહીનાં સ્તુતિ સ્તોત્ર ગાવાનો આરંભ કરવો જોઇએ ! આપણું શૌર્ય જાણે આદિલશાહીના રક્ષણ માટેજ છે, આપણી તલવાર આદિલશાહની સત્તા જમાવવા માટેજ છે, આપણે માટે દેશ નથી, આપણો કંઇ ધર્મ નથી, આપણા કોઇ બન્ધુ નથી ! આદિલશાહીની ઉન્નતિ જોઇ આપણે આનંદ માનવો જોઇએ, આદિલશાહીના વૈભવ પર આપણે ઝુલવું જોઇએ, આપણું જીવન સર્વસ્વ મહંમદ આદિલશાહના ચરણમાં સમર્પણ કરી એકાદી સરદારી મળવાથી આપણને સંતોષ થશે અને ચંદ્રરાવની માફક કાળક્રમણ કરવામાં ધન્યતા લાગશે એમ સર્વેને-નિદાન ચંદ્રરાવને બતલાવી આપવું જોઇએ."

"મહારાજ, એમ કરવાથી શું થશે ?" ભોળા મુરારે પ્રશ્ન કર્યો.

"એમ કરીશું એટલે ધીમે ધીમે સર્વ અમીર ઉમરાવોને, દરબારના સભ્યોને, વિશેષતઃ ચંદ્રરાવને આપણા વિષે કંઇ શંકા નહિ

રહે. શહાજીનો પુત્ર નીવડી આવ્યો એમ જ્યાં ત્યાં કહેવાશે, ચંદ્રરાવનો પ્રેમ દૃઢ થશે અને એ પ્રેમ અધિકાધિક દૃઢ કરવા માટે ચંદ્રરાવ પાસે મારા તરફથી એક વાત વિશે વિનંતી–માગણી કરવામાં આવશે !"

"શેની ? કઇ વાતની ?–કઇ વસ્તુની માગણી ?" મુરારે બેદિલ બની પુછ્યું.

"ચંદ્રરાવની કન્યાની–મોહનાની માગણી–પણ મુરાર, આજે અવસ્ય તને કંઈ થાય છે. આમ એકાએક ઘેરી કેમ આવી ?"

"કંઈ નહિ મહારાજ, કાલે આખી રાત ઉંઘ આવી નહતી."

"ત્યારે આટલો ઉતાવળથી મને કેમ મળવા આવ્યો ?"

"મહારાજ, આપે નહિ કહ્યું કે વખતસર આવ્યો તે ઠીક થયું !"

"હા, તે પણ ખરૂં છે. પરંતુ—"

"નહિ, નહિ ! મહારાજ ખેદ પામશો નહિ." મહારાજની ખિન્નતાની છટા તરતજ ઓળખી લઇ મુરારે કહ્યું, "આપે પ્રથમ કહ્યું તે કંઈ ખોટું નથી. મારૂં મન અને તેની સાથે શરીર પણ અતિ નાજૂક બન્યું છે એમ હવે મને પણ લાગે છે. પણ જુઓ ! મન અને શરીરની નાજૂકતાનો નાશ કરૂં છું. આપ મોહનાની માગણી કરશો ? હા, ચંદ્રરાવને પ્રેમપાશથી બાંધવાને માટે એ એક ખાસ ઉપાય છે ખરો." તદ્દન દૃઢ સ્વરે વિકાર રહિત વદને મુરાર બોલ્યો. "શિવાજી મહારાજ સાથે શારીરિક સંબંધ થતાની સાથેજ શિવાજી મહારાજની કલ્પના પણ ચંદ્રરાવ મોરેના કુલમાં ઉતરવીજ જોઇએ. હવે વિલંબ શા માટે ? મહારાજના માર્ગમાં હવે શી હરકત છે ?"

"એક ભારે હરકત છે !"

" કઇ ? "

" કઇ ! એજ મહાન સંકટરૂપ છે ! મુરાર. ?"

મહારાજના મનમાં વિલક્ષણ ખળભળાટ મચ્યો: " મુરાર, જગદંબાએ અદ્યાપિ મારી ચિંતા દૂર કરી નથી. એ બાબતમાં મારા ચિત્તને શાંતિ મળી નથી. તું એ ચિંતા દૂર કરીશ કે ? એ વાર્તાનો પ્રત્યક્ષ ઉહાપોહ કરી તું મારા ચિત્તમાં રહેલા કિલ્મીષને નષ્ટ કરીશ કે ? "

" બોલો, બોલો મહારાજ. મહારાજના કાર્ય માટે આ મુરાર શું નહિ કરે ? કઇ વાતના નિર્ણયની આપને જરૂર છે ? "

" હું જો હ્દયમાં ઉઠતા સારાનરસા વિચારોની દરકાર નહિ કરૂં, મનની સત કલ્પનાનો ત્યાગ કરી દુષ્ટ વિચારની સહાયથી એ પ્રેમનો ફાંસો ચંદ્રરાવના કુટુંબપર નાખીશ, જો એ પ્રેમની તાંત હું મોહનાના ગળામાં આરોપીશ, તો ચંદ્રરાવનો જાવળી પ્રાંત જોત જોતામાં હું મેળવી લઇશ. પણ–પણ—"

" નહિ ! નહિ ! મહારાજ, એવું નહિ બોલો ! "

" છટ્ ! તે સિવાય અન્ય માર્ગજ નથી. એવું અધમ કૃત્ય હું કરીશ તો જાવળીના નંદનવનમાં વિહાર કરતી લલનાનું રાજ્યજ મેં દગલબાજીથી મેળવ્યા જેવું થશે. છટ્ ! મુરાર, એક મુગ્ધ બાલિકાના હ્દયના પ્રેમ મંદીરને તોડી પાડી તે પર સ્વરાજ્યનો મહેલ ચણવાનું પાતક ! શરીર કંપી ઉઠે છે ! શું, એવું ભયંકર કૃત્ય શિવાજીના હસ્તે ? છીઃ ! મહાન અનર્થ વર્તી જાય ! ભવાની માતાનો કોપજ થાય ! એવા પાયાપર રચાયલો મહેલજ તૂટી પડે, શિવાજીનું શિવાજીપણું નષ્ટ ભ્રષ્ટ થઇ જાય ! "

" ત્યારે મહારાજ, શું કરવું જોઇએ ? "

"તારો અને મોહનાનો બાલ્યાવસ્થાથી મૈત્રી ભાવ છે?"

"હા જી."

"ત્યારે તું જાણી શક્યો હોઇશ કે, તેણે આપણા સ્વરાજ્યનો પાયો રચાય તે પૂર્વેજ પોતાના હૃદયમાં પ્રેમ સિંહાસનની સ્થાપના કરી કોઇ વ્યક્તિને તે પર સ્થાપવાનો નિશ્ચય કરી દીધો છે કે કેમ? તું એ વિષે કહી શકીશ?"

"હું! હું તે કહી શકીશ! બાલ્યકાળથી મોહના સાથે મૈત્રી ધરાવનાર હું નહિ કહી શકું તો કોણ કહી શકશે?"

"અલબત. એ વિષે પ્રથમ આપણી પૂર્ણ ખાત્રી થવી જોઇએ. રાઘો બલ્લાળ અને સંભાજીને મેં આજે જો કે મોહનાની માગણી કરવા મોકલ્યા છે, પણ એ સંશયનું નિરાકરણ થયા વિના એક અક્ષર પણ તેમના મુખમાંથી નીકળશે નહિ. કહે ત્યારે તું એ બાબતમાં શું કહી શકે તેમ છે?"

મુરાર શૂન્ય દૃષ્ટિએ જોવા લાગ્યો.

"શું ત્યારે? મુરાર, એ વિષે તું કંઇ કહી શકે તેમ છે કે?"

"જી ના, કંઇ પણ નહિ, તે વિષે મારી કંઇ ખાત્રી થઇ નથી." શુદ્ધિપર આવી મુરારે મહારાજના પ્રશ્નનો ઉત્તર આપ્યો.

"ત્યારે બાલપણાની મૈત્રીનો–ગાઢા પરિચયનો લાભ લઇ, મૃદુ વચનથી મોહનાનું મન મેળવી લઇ વિવિધ પ્રકારની યુક્તિથી એ માહિતી મોહના પાસેથી મેળવી લે. મુરાર, એજ નાજુક કાર્ય આજે તને સોંપવાનો છું."

"મને લાગતું હતું કે–કે એનાથી કોઇ અતિ કઠોર કાર્ય મારા હાથે કરાવવાજ મહારાજની ઇચ્છા હશે! એટલુંજ?"

કાર્યની ક્ષુલ્લકતા બતાવવા માટે મુરારે મંદસ્મિત કર્યું.

મુખપર ઉલ્લાસનું ફરફરતું આવરણ ધારણ કરી ખેદયુક્ત નિરાશા કેવી હોય છે તે તે વખતે તેમની દૃષ્ટિએ ચડત, પણ મુરારે તે જોઇ લેવાની મહારાજને તક આપી નહિ. તરતજ નમન કરી તે ત્યાંથી મુખ ફેરવી નીકળી ગયો.

" મને લાગે છે. " મુરારની પાછળ નજર કરી મહારાજે પોતા પ્રત્યેજ કહ્યું, " વધસ્તંભ તરફ જનાર માણસની ગતિ પણ એથી અધિક ઉલ્લાસ ભરેલી હશે ! "



# પ્રકરણ ૭ મું.

## બાજીએ શું કર્યું!

પોતાના અપમાનનું પડીકું શહાજીએ બાજીના મુખપર, અરે નહિ, શરીર તરફ ફેંક્યું કે તરત બાજીએ તે વાંચી નાખ્યું હશે? ના, બાજીએ તેમ કર્યું નહિ. તેણે માત્ર અધીરાઇથી તે ઉંચકી લીધું એટલુંજ. તેમાંની હકીકતો તે ધીમે ધીમેજ વાંચવા લાગ્યો. તે ખલિતો—પોતાના પરમ સ્નેહી શહાજીના અપમાનનો ખલિતો વાચતાં વાંચતાં તેના મુખપર જેટલા વિકાર ઉપસી આવ્યા અને તે અનંત વિકારોએ જેટલું અર્થ ગાંભીર્ય વ્યક્ત કર્યું, તેટલા શબ્દ પણ તે ખલિતામાં નહિ હોય, અથવા તેટલા પ્રકારના અર્થ પણ તે શબ્દો-માંથી નીકળવા અશકય હશે.

પ્રથમ ગંભીર મુદ્રા ધારણ કરી તેણે ખલિતાને નમન કર્યું, પોતાની દૃષ્ટિ સમીપ ખલિતો રાખી તેમાંની હકીકત તે તેટલીજ ગંભીર વૃત્તિથી વાંચવા લાગ્યો. આરંભમાં તે ખલિતા પર વિહંગમ દૃષ્ટિ ફેંકતાં તેને મહદાશ્ચર્ય થયું હોય તેમ જણાયું, કિંચિત્ સમય પસાર થતાંજ તિરસ્કારથી તેની ભ્રકુટી ઉંચી ચઢી, અલ્પકાળમાં સંતાપથી તે તેથીએ આગળ વધી, આશ્ચર્યથી ફાટેલાં નેત્રમાં તિરસ્કારની ઝાંખી થવા લાગી અને તરતજ ક્રોધની લાલી ચઢી અને કપાળ પર પડેલી આંટીઓમાં તિરસ્કારની કઇ અને ક્રોધનો કઈ તે સમજવાનું મુશ્કેલ બન્યું. એટલામાં વચ્ચે અતિ અસ્પષ્ટ એવા શયતાની હાસ્યની રેષા ક્રોધથી સ્ફૂરણ પામેલા ઓષ્ઠપર ચમકી.

“બાજી, કેમ, કેમ બોલતા નથી?” ખલિતો વાંચવાથી બાજીને શું લાગ્યું તે સમજાયાથી શહાજીએ પુછ્યું.

બાજીએ એક દીર્ઘશ્વાસ છોડી કહ્યું, "શું બોલવું તેજ મને સુઝતું નથી. શહાજી માટે હમેશ આદરયુક્ત પ્રેમભાવ ધારણ કરનાર બાદશાહ શું લખે છે, તેનો અર્થજ મને સમજાતો નથી."

"નહિ સમજાય, બાજી, તમને તે નહિ સમજાય; પણ તેનો પ્રત્યેક શબ્દ આ શહાજીને વિષદગ્ધ શલની માફક હૃદયને ભોંકી નાખે છે. બાજી, જરા સ્પષ્ટ બોલું છું તે માટે માફ કરજો; પણ એજ હકીકત બાદશાહે તમને ઉદ્દેશીને લખી હોત તો તેનો અર્થ સમજવામાં તમને આટલી વાર લાગી હોત એમ હું ધારતો નથી."

"છટ્! છટ્! શહાજી, મારા વિષેનો તમારો આવો ભિન્ન ભાવ જોઈ મને માઠું લાગે છે. બાદશાહની હકીકત સંબંધી મનમાં ભય ઉત્પન્ન થવો, તિરસ્કાર ઉદ્દ્ભવવો કે એ બંને વિકારોનો મનમાં જન્મ થતા પૂર્વેજ ક્રોધાગ્નીથી અંતઃકરણ ભસ્મ થવું જોઇએ તે કંઇજ સમજાતું નથી. શહાજી, બાદશાહનો ઉપમર્દકારક સંદેશ જોઇ શું થાય છે તે કંઇ કહી શકાતું નથી. હૃદયમાં તીવ્ર તિરસ્કાર ઉત્પન્ન થાય છે, વિલક્ષણ સંતાપથી અંતઃકરણ ઉકળી ઉઠે છે અને તેજ સમયે દારૂણ ભયથી મનને ચેડકો પડે છે."

'ભયથી ચેડકો પડે છે' એ શબ્દ બાજીએ એટલા ઉંડાણમાંથી કાઢ્યા કે બાજીના અંતઃકરણમાં પડેલો ચેડકો શહાજીને સંભળાયો હોય તેમ લાગ્યું. આ વખતે શહાજીની દૃષ્ટિ બાજીના મુખ તરફ ગઈ નહિ. તેમ થયું હોત તો કદાચિત શયતાની હાસ્યની ઝીણી લહરી બાજીના મુખપર પ્રસરેલી તે જોઇ શક્યા હોત અને બાજીનું અંતઃકરણ સંતાપથી ઉકળવાને બદલે શયતાની આનંદથી વિકાસ પામે છે એમ સમજાયું હોત ! પણ તેમ થયું નહિ. બાજીએ બતાવેલી સહાનુભૂતિથી શહાજીનું ઉદાર અને મોટું અંતઃકરણ ભરાઇ આવ્યું. "બાજી, આવાં

સમયે તમારા જેવો સ્નેહી મારા દુઃખનો ભાગીદાર છે જાણી મારા હૃદયપરથી કેટલો ભાર ઉતરી ગયો છે તે હું કેવી રીતે કહું ? બાદશાહનો અપમાનકારક ખલિતો વાંચી તમારા અંતઃકરણમાં ભયનો ચેડકો પડે છે એ પરથી તમારા પરમ સ્નેહની કલ્પના થાય છે. ભયાનક રણસંગ્રામમાં મારા ખભા સાથે ખભો રાખી યુદ્ધ કરનાર પક્કા રણવીર બાજી ઘોરપડેનું હૃદય બીકણુ નથી પણ કોમળ છે એમ પ્રત્યેકને માનવું પડશે. બાજી, તમારી માફકજ આ શહાજી બાદશાહી ખલિતાને પૂજ્યજ માને છે પણ તેનાથી ડરી જતો નથી. મારા પોતાના સંબંધમાં પુછતા હો તો કહીશ કે ભયના માટે તો હું એને તૂચ્છ સમજું છું. કરી કરીને બાદશાહ શું કરશે ? બહુ તો જીવન પર્યંત તુરંગમાં રાખશે !"

"છીઃ છીઃ ! બાદશાહની ક્રૂરતા એટલેથી અટકશે એવું સમજો છો ?" આપત્તિસૂચક સ્વરે બાજીએ કહ્યું.

"એટલે ! બાજી, બાદશાહ એથી વધારે શું કરશે ?" બાજીના મુખનું વાક્ય સાંભળી શહાજીના મનમાં પણ ભયનો આઘાત થયો.

"શહાજી, જોતે હું કહી શકું તેમ હોત તો તે દૂર કરવાનો ઉપાય પણ સૂચવત નહિ કે ? પરંતુ દૈવના હૃદયની ગૂહ્ય વાતનું જ્ઞાન થવું જેટલું કઠિન છે, તેટલુંજ બાદશાહના ઉંડા અંતઃકરણને ઓળખવું મુસ્કેલ છે.

એક ખિન્નતા પૂર્ણ દીર્ઘ શ્વાસ છોડી બાજીએ ભૂમિ તરફ દૃષ્ટિ કરી. અનંત વિકારોથી ક્ષણપર બાજીના ઘેરાયલા વદનપર આ વખતે એકજ વિકારી ખિન્નતાની છાયા પ્રસરી.

"બાજી વ્યર્થ ખળભળાટ કરવાથી શું બનવાનું છે. પ્રારબ્ધમાં જે હશે તે બનશે." નિષ્કપટી શહાજીએ ધૈર્ય ભરેલા ઉદ્‌ગાર કાઢ્યા.

" શાહજી, એ વાત સાચીજ છે! પણ મને એટલાજ માટે માઠું લાગે છે કે મારા જેવો સ્નેહી આ વખતે તમને કોઇજ રીતે ઉપયોગી થઇ શકતો નથી. હું કેવળ વ્યર્થ સહાનુભૂતિ બતલાવીશ. બહુ તો તમારા પર આવી પડેલા સંકટથી નેત્રમાંથી બે અશ્રુ ઢાળીશ અને નિરાશાથી સ્વસ્થ બેસીશ. શહાજી, એ સિવાય બાદશાહની વિરૂદ્ધ બાજી શું કરી શકશે ? "

મિત્ર પ્રેમથી બાજી તદ્દન ગળગળીત થઇ ગયો ! તેજ સમયે જાણે તેનાં નેત્ર દુઃખાશ્રુપૂર્ણ બની ગયાં; પરંતુ પોતાના જેવા રણવીરના હૃદયમાં નિવાસ કરતી કોમળ ભાવના અશ્રુરૂપે અન્યની દૃષ્ટિએ પડવા દેવી એ શૌર્યને શરમાવનાર છે એ વાત તેજ ક્ષણે જાણે બાજીના લક્ષમાં આવી હોય તેમ દુઃખથી વ્યાપ્ત (!) બની ગયેલો ચહેરો તેણે શહાજી તરફથી ફેરવી લીધો.

શહાજીથી પોતાની સ્થિતિ છુપાવવાનો બાજીનો એ પ્રયત્ન સફળ થયો નહિ. પોતાને લીધે બાજીનું અંતઃકરણ વ્યથિત થયું છે તે શાહજીના ધ્યાનમાં આવ્યા સિવાય રહ્યું નહિ.

પોતા પ્રત્યે લાગણી ધરાવનાર માણસને માટે ફક્ત કોમળ પ્રકૃતીની સ્ત્રી જાતિનું મૃદુ અંતઃકરણ દ્રવે છે એમ કંઈ હોતું નથી. દૃઢ મનોવૃત્તિના શહાજી જેવા યોદ્ધાના અંતઃકરણમાં પણ એ કોમલ ભાવનાનો એવા સમયે ઉદય થાય છે. સ્ત્રીઓ જેમ પોતા પ્રત્યે સ્નેહ રાખનારી સખી પાસે પોતાનું હૃદય ખાલી કરે છે, તેમ કઠોર હૃદયનો પુરૂપ પણ પોતાના મિત્ર પાસે પોતાનું દીલ ખુલ્લું કરે છે.

" બાજી, " શહાજીએ ભોળવાઇ જઈ કહ્યું, " મારા માટે તમારા હૃદયમાં જે ગાઢો પ્રેમ વસે છે તેથી મારા હૃદયપરથી કેટલો ભાર ઘટયો છે તે હું શબ્દથી વર્ણવી શકું તેમ નથી. બાજી, હાલના

સમયમાં સાચો મિત્ર પ્રેમ દુર્લભ છે. દરબારમાં શું કે અન્ય સ્થળે શું? મરાઠા માત્રમાં પરસ્પર દ્વેષ, ઇર્ષા, તિરસ્કાર, અદેખાઈ વગેરે જણાઇ આવે છે, સ્વાર્થ સિવાય કોઇને જગતમાં અન્ય કંઇ જણાતુંજ નથી. ચાડીયાપણામાં તો મરાઠા સરદારો એટલા નિપૂણ બની ગયા છે કે, વિધર્મીઓએ ચાડીયાપણાનું રાજ્ય તેમના ગુણ પર લુબ્ધ થઇ તેમને અર્પણ કરી દીધું હોય એમ જણાય છે. બાજી, આવી સ્થિતિમાં ખરા મિત્ર પ્રેમનું મૂલ્ય કેટલું છે?"

"શહાજી, તમે કહેલા દુર્ગુણ વિશેષ કરીને દરબારી પ્રતિસ્પર્ધાઓમાં નજરે પડે છે અને બાજી ઘોરપડે વિજાપુર દરબારમાંનો તમારો એક પ્રતિસ્પર્ધી છે!"

"માટેજ તેનો નિઃસ્વાર્થ મિત્ર પ્રેમ કિંમતી છે!" શહાજીએ કહ્યું.

"બાજી, આપણા મરાઠાઓની સ્થિતિ કેવી દયા ભરી થઈ પડી છે? આપણે આપણું તન, મન અને ધન બાદશાહને અર્પણ કરવું, સ્વજનના હિત તરફ દુર્લક્ષ રાખવું, સ્વહિતને તિલાંજલી આપવી અને સ્વદેશ સેવા માટે આટલી ઉછરતી ઉમરમાંજ પ્રયત્નશીલ બનેલા પેટના પુત્રને ધિક્કારવો—"

"શું? શહાજી, એને તમે સ્વદેશ સેવા કહો છો? બેચાર તોફાનીઓને એકત્ર કરી બાદશાહી પ્રદેશમાં ધીંગાણું મચાવનાર પુત્રના કૃત્યને દેશસેવાનું નામ આપો છો?" શહાજીને બોલતા અટકાવી આવેશથી વચ્ચેજ બાજી બોલી ઉઠયો.

"બાજી, કદાચિત એને સ્વદેશ સેવાનું નામ નહિ શોભે. કૌતુકથી મારા મુખમાંથી સ્વદેશ સેવા શબ્દ નીકળ્યો હશે; પણ બાજી, પોતાના પુત્રના શૌર્યપૂર્ણ કાર્ય તરફ જોઇ ક્યા પિતાને કૌતુક નહિ થાય?"

"કૌતુક, એવા ઘોર કૃત્ય માટે કૌતુક?"

"કેમ? તેમાં આશ્ચર્ય શું છે? બાદશાહે આ ખલિતામાં જણાવેલ વાતો જો સત્ય હોય તો–તો કોણ કહેશે કે તે કૌતુક કરવા જેવી નથી?"

"ભયયુક્ત આશ્ચર્યથી બાજીનાં નેત્ર સ્ફૂર્યાં. "શહાજી," તે વિસ્મયતાથી બોલ્યો, "બાદશાહી ખજાનો લુંટવો એ આપને કૌતુક કરવા જેવું લાગે છે? ખજાનો લુંટયો, કિલ્લા લીધા, કલ્યાણના સુબેદારને કેદ કરી આખો પ્રાંત તાબે કર્યો. કેવી અનર્થકારક વાત! શહાજી શું એ સર્વ વાતો કૌતુક કરવા જેવી છે? ઠીક છે કે મારા આગળજ આપે અંતઃકરણ ઉઘાડ્યું છે! શહાજી, તમારા પુત્રનાં એ કૃત્યો ગમે તેવાં શૌર્ય ભરેલાં હશે પણ રાજદ્રોહાત્મક છે એમ તમોને નથી લાગતું? શહાજી, એક વખત બોલી ચુકયા છો! હવે મારાથી–જેને તમે એક વખત ખરો દોસ્ત કહેવડાવો છો તેનાથી કંઈ પણ છુપાવી રાખશો નહિ. બોલો, મન મોકળું કરી બોલો."

"બાજી, દેશસેવાની અને રાજનિષ્ઠાની દૃષ્ટિએ જ્યારે હું શિવાજીનાં કૃત્યો તરફ જોઉં છું, ત્યારે મારા મનમાં પરસ્પર વિરોધી વિચારોનો જે ખળભળાટ થાય છે તે સ્પષ્ટ રીતે હું કહી શકતો નથી. એક વખત એ દુષ્ટ કૃત્યો માટે શિવાજીને ધિક્કારૂં એમ થાય છે પણ બીજીજ વખત મનમાં તેના માટે લાગણી થઇ રહે છે. શિવાજીનાં એ કૃત્યો એક વખત અત્યાચાર અને અરાજકતાના કાળાકટ્ટ જેવા ભયાનક રંગથી રંગાયલાં જણાય છે, ત્યારે બીજીજ ક્ષણે ઇંદ્ર ધનુષ્ય પ્રમાણે નયનમનોહર રંગોથી વિભૂષિત જણાય છે. બાજી, એક વખત ખિન્ન ચિત્તે શિવાજીનાં એ તોફાની કૃત્યોનો હું વિચાર કરૂં છું, પણ એ કૃત્યોને અટકાવવા માટે શા ઉપાય યોજવા તેની ફીકરમાં પડું છું

તેટલામાં શિવાજીનાં એ મસ્તીનાં કૃત્યો દૃષ્ટિ આગળથી દૂર થઈ જાય છે અને એકાએક શરીર કંપિત કરી મુકનાર વિધર્મીનાં અત્યાચારી કૃત્યો–ગોવધ, બ્રાહ્મણોનો છળ, મરાઠાનાં અપમાન–"

"શહાજી, શહાજી, જરા ધીમે બોલો, દિવાલને કાન નહિ હોય, પણ બાદશાહને કાન છે; અને તે તેની દૃષ્ટિની માફકજ લાંબા છે!" ગંભીર પણ વિનોદી સ્વરે બાજી બોલ્યો.

"ઠીક! તમારા મારા સિવાય આ સ્થળે અન્ય કોઈ પણ નથી. મારા કે તમારા કાને પડેલી વાત જો બાદશાહ સાંભળી–જાણી શકતો હોય ત્યારે તો તમારું કહેવું કબૂલ કરવું પડશે." શહાજીએ પણ તેમજ વિનોદી સ્વરે જણાવ્યું.

બાજીએ એક તીવ્ર દૃષ્ટિ કટાક્ષ શહાજીપર નાખ્યો; પણ તેટલામાં શહાજીએ આગળ કહ્યું, "બાજી, પણ તે માટે એટલી ચોરી રાખવાની શી જરૂર છે? હું ખુલ્લી રીતે એ વાતો કરૂં છું. એ વાતો પરમસ્નેહી બાજી ઘોરપડે સમક્ષ ખુલ્લી કરવાથી મારો ઘાત નહિ થાય એવી ધાસ્તીરહિત ભાવનાથીજ હું એ વાત બોલ્યો છું એમ કંઇ નથી,–પણ."

"પણ પછી?" બાજીનું વદન ક્ષણવાર હાવરૂ બાવરૂ બની ગયું.

"પણ એ વાત સમય આવે પ્રત્યક્ષ બાદશાહ આગળ વ્યક્ત કરવામાં શહાજી પાછો પડશે નહિ. બાજી, પોતાના પિતાની માફકજ સદૈવ શિવાજીએ બાદશાહના ભક્ત બની રહેવું જોઇએ એ વાત ખરી છે; પણ, તેજ વખતે સ્વજનો સાથે તેણે બંધુભાવથી વર્તવું ન જોઇએ કે? બાજી, રાજનિષ્ઠા અને સ્વદેશપ્રેમ એ એકજ ખાણના બે સરખા મૂલ્યના હીરા છે. એકને ઉકરડાપર નાખી દઇ બીજા તરફ અચલ દૃષ્ટિ રાખી રહેવું, એકને માટી જેવો ઠરાવી બીજાનુંજ એક

નિષ્પણે પૂજન કરવું એ કેવું દુર્ઘટ છે? બાજી, સ્વદેશપ્રેમનો હીરો છુપાવી રાખી રાજનિષ્ઠારૂપી રત્નના પ્રખર તેજથી પ્રજાનાં ચક્ષુ આંજી નાખવાં એ કદી પણ શ્રેયસ્કર નથી એ બાદશાહે ધ્યાનમાં રાખવું જોઇએ. એમ કરવાથી પ્રજા આંધળી બને છે અને આંધળી પ્રજા હમેશ ઘાતકી બને છે. સ્વદેશપ્રેમ અને રાજનિષ્ઠા એ બંને રત્નનું પ્રખર તેજ એકજ ખાણુમાંથી ઉત્પન્ન થાય છે—એકજ સ્થળેથી પ્રકટે છે તો તેનાં કિરણ સૌમ્ય અને સુંદર દેખાય છે. સ્વદેશપ્રેમ અને રાજનિષ્ઠા એ એકજ વૃક્ષને એક બીજાને વળગી રહેલા બે વેલા છે. તે એકજ વૃક્ષપર વૃદ્ધિ પામે છે. તેપરની સ્વદેશપ્રેમની વેલ તોડી નાખવામાં આવે છે તો રાજનિષ્ઠાની વેલ ભસ્મીભૂત થઇ જાય છે."

"પણ શહાજી, સ્વદેશપ્રેમની એ વેલી અત્યાચારનું પાણી પાવાથી ઉછરશે કે?"

"નહિ, નહિ! બાજી, કદી નહિ! એવા સિંચનથી તો તે તદ્દન ભસ્મરૂપજ થઈ જાય."

"ત્યારે શિવાજીનાં કૃત્યોનો શો નિર્ણય કરવો?"

"બાજી, એ બે વેલી એક બીજા સાથે ગુંથાયલી છે તે બાદશાહે શિવાજીના કોમળ અંતઃકરણમાં ઠસાવવું જોઇએ, શિવાજીના ઉછરતા અંતઃકરણને ફફડાવનાર સ્વદેશપ્રેમના નાજૂક વૃક્ષપર કોમળ હસ્તે રાજનિષ્ઠાની કલમ ચઢાવવી જોઇએ. બાજી, મારા મમતા ભર્યા શબ્દની, મારી આજ્ઞાની, ધાકની કે ધમકીની કંઈ અસર થતી નથી. બાદશાહ ખલિતાદ્વારા શિવાજીને મારીજ સલાહ છે એવો નિંદ્ય આરોપ પ્રકટ કરે છે, પણ એ તોફાની માર્ગમાંથી શિવાજીના મનને છૂટું પાડવાને હું પ્રયત્નની પરાકાષ્ઠાએ પહોંચ્યો છું અને તે પ્રભુ જાણે

છે. મારી રાજનિષ્ઠા વિષે જો કે બાદશાહ સંશય રાખે છે, મારી સાચી ભક્તિને દરબારમાં ધિક્કારવામાં આવી છે; પણ પ્રભુના ચરણથી તે દૂર નથી. બાજી, હું એ કામમાં હાર્યો છું. દાદાજી કોંડદેવનો ઉપદેશ બાદશાહની સહાયના અભાવે વ્યર્થ ગયો. બાજી, એકજ વાત કહું છું, બાદશાહે એ કાર્યમાં મમતાથી પ્રવૃત્ત થવું જોઇએ. શિવાજીનાં તોફાન સમાવી દેવા માટે યવનોનાં અનર્થમૂલક કૃત્યો પ્રથમ અટકાવવાં જોઇએ. હિંદભૂમિ ગોમાતાના રક્તનું સ્નાન કદીએ સહન કરી શકશે નહિ. ગોવધ બંધ થવો જોઇએ, બ્રાહ્મણોના પ્રતિપાળ બનવું જોઇએ, સ્ત્રીઓની પવિત્રતાનું સંરક્ષણ થવું જોઇએ, અને–અને પગલે પગલે મરાઠાઓનું થતું અપમાન—"

"શહાજી, પ્રથમ આપનું અપમાન–નાહક ઉપમર્દ કરનાર આ પડીકું હું અહીંને અહીં કચડી નાખું છું." અત્યંત આવેશથી આ વાક્ય બોલીને ખલિતાને કચડવાનો અભિનય પણ બાજીએ અતિ સશાઠ્યથી કર્યો. કારણકે તેની ખાત્રી હતી કે શહાજી તેમ કરવા દેશે નહિ અને શહાજીએ પણ તેને તેમ કરતો અટકાવ્યો.

"બાજી, અતિ શાંતિપૂર્વક શહાજીએ કહ્યું, તેમ કરવું કદી યોગ્ય થશે નહિ. એ પણ એક પ્રકારનું અત્યાચારી પગલું છે. એથી તો ઉલટ બાદશાહનું અપમાન થાય. છીઃ! તેમ કરશો નહિ. લાવો એ ખલિતો મારી પાસે."

મહાકષ્ટે બાજીએ તે ખલિતો શહાજીને આપી કહ્યું, "શહાજી, આપનું અંતઃકરણ કેટલું મહાન છે! બાહ્યતઃ અત્યાચારનું સ્વરૂપ ધારણ કરનારાં શિવાજીનાં કૃત્યોનું ખરૂં સ્વરૂપ હવે મને સમજાયું છે. ખરેખર તે માટે કયો પિતા પોતાના પુત્રનું કૌતુક ન કરે?"

શહાજીનાં નેત્રમાં આનંદાશ્રુ ચળકવા લાગ્યાં. કંપિત સ્વરે તેમણે

કહ્યું, "બાજી, શિવાજીનાં કૃત્યોનું એવી દૃષ્ટિથી મને કૌતુક થતું નથી. હું તો એમજ કહીશ કે એ કૃત્યો રાજભક્તિને વિઘાતક છે. પછી તે સ્વદેશપ્રેમનાં પોષક હો કે ન હો ? હું શિવાજીનાં કૃત્યોનો ફક્ત શૌર્યની બાબતમાં કેવળ પિતાની વત્સલ દૃષ્ટિએજ વિચાર કરૂં છું. બાજી શિવાજી એ તમારો બાળ છે—"

બાળ શબ્દને બદલે બાજીએ કાળ શબ્દ સાંભળ્યો અને તે કંઇક ચમક્યો.

"થોડીવાર કલ્પના કરો કે શિવાજી તમારો બાળક છે. પ્રત્યક્ષ બાદશાહે આ ખલિતામાં દર્શાવેલાં સાહસી કૃત્યો તમારા બાળકે એટલી ઉછરતી વયમાં કરેલાં સાંભળી તમારા પુત્ર વત્સલ હૃદયને કેવું લાગશે ? નહિ, નહિ, બીજી કોઈ દૃષ્ટિએ એ કૃત્યોનો વિચાર કરશો નહિ ! ફક્ત તમારા લાડવાયા બાળકે એવાં પ્રરાક્રમી કૃત્યો એટલી નાની ઉંમરમાં કર્યાં છે એટલુંજ લક્ષમાં લો. બાજી, તમને શું લાગશે ?"

"એવું વીરરત્ન પ્રભુએ મને આપ્યા બદલ હું મનમાં ને મનમાં તેના ધન્યવાદ ગાઉં."

"બાજી, ત્યારે હું પણ મારા શિવાજીનાં શૂર કૃત્યો માટે મનમાં ને મનમાં કૌતુક કરૂં છું. પિતાનું પ્રેમાળ હૃદય ગમે તેમ જુઓ, પણ સરખુંજ."

"પણ કૌતુક કરવાથી શિવાજીનાં એવાં કૃત્ય માટે પ્રોત્સાહન આપ્યા જેવું થશે. બાદશાહ કહે છેજ કે શિવાજીનાં કૃત્યોમાં દાદાજીની સંમત્તી છે."

"ભલે કહે ! તે પિતાના પુત્રવત્સલ પ્રેમી હૃદય અને પ્રજાજનના કઠોર રાજનિષ્ઠા પૂર્ણ અંતઃકરણ એ બે વચ્ચે રહેલો ભેદ સમજી શકતો નથી, એમજ મહાકષ્ટથી કહેવું પડશે.–બાજી, ધ્યાનમાં

રાખો, આ શહાજી હમેશ રાજનિષ્ઠાનેજ અધિક મહત્વ આપે છે. પુત્રના શૌર્યનું શહાજી પ્રેમાળ પિતા તરીકે ફક્ત મનમાં ને મનમાં કૌતુક કરશે. એ કૌતુક—એ આનંદ માત્ર શહાજીના અંતઃકરણમાંજ રહેશે. બાદશાહને તેની કલ્પના નથી અને શિવાજીને તેનો ખ્યાલ પણ નથી. એ બાબતમાં શિવાજીને તેના પિતા તરફથી પ્રોત્સાહન મળતું નથી કે સલાહ મળતી નથી. તે તો તેને ધિક્કારેજ છે."

"અહાહા! શહાજી, પિતાનું પ્રેમી હૃદય અને પ્રજાનું રાજ-નિષ્ઠાપૂર્ણ કઠોર હૃદય—એકજ વ્યક્તિમાં વાસ કરતાં એ અંતઃકરણ કેટલાં ભિન્ન હોઇ શકે છે, તે આજે તમારા ભાષણથી વ્યક્ત થયું છે. શહાજી, આજે હું તમારી પાસે શા માટે આવ્યો હતો તે પણ તમારૂં પ્રેમાળ ભાષણ સાંભળવામાં યાદ રહ્યું નહિ. તમારી પાસે આવતાંજ અચાનક નહિ ધારેલી રીતે બાદશાહ તરફથી આવેલા ખલિતાની હકીકત સાંભળી આજે ખરેખર મારૂં મન અસ્વસ્થ બન્યું હતું; પણ તમારી ધીરોચિત વૃત્તિ જોઇ હવે મારૂં મન સ્વસ્થ થયું છે."

"બાજી, કયા હેતુથી આજે તમે તમારા પ્રતિસ્પર્ધી મિત્ર પાસે આવ્યા હતા?"

પ્રતિસ્પર્ધી શબ્દ શહાજીએ કંઇ વિશિષ્ટ અર્થથી યોજ્યો છે કે શું, તે સમજવા માટે બાજીએ ભેદક દૃષ્ટિએ શહાજી તરફ જોઈ કહ્યું, "શહાજી, હું એક આનંદજનક વાર્તા કહી મારા આનંદમાં તમને ભાગીદાર બનાવવા આવ્યો હતો."

"પણ ઉલટ આ શહાજીના દુઃખના ભાગીદાર બનવાનો પ્રસંગ આવ્યો. એવી શી આનંદજનક વાત છે?"

"શહાજી, બાદશાહે આજે બહુ માનદર્શક વસ્ત્રો આપી મારૂં ગૌરવ કર્યું છે."

"શા નિમિત્તે ?"

"નિમિત્ત કંઇજ નથી; પણ આદિલશાહીનું શત્રુથી સદૈવ રક્ષણ કરનાર રાજનિષ્ઠ સેવક બાજી ઘોરપડે, એવી માનનીય પદવીથી શાહે મને વિભૂષિત કર્યો છે."

"આદિલશાહીનો કોઇ નવીન શત્રુ ઉત્પન્ન થયો છે કે શું?" શહાજીએ બ્હીતાં બ્હીતાં પુછ્યું.

"નવીન શત્રુ!" બાજીએ માથું ખંજવાળતાં કહ્યું, "નવીન શત્રુ કોણ ભલા? અને એ નવીનશત્રુથી આદિલશાહનું રક્ષણ કરવામાં બાજી ઘોરપડે કયા પ્રકારની સહાય કરશે? આદિલશાહનો મોગલ શત્રુ તો સર્વના જાણવામાં છે. નવીનશત્રુ! એ નવીનશત્રુ કોણ હશે?"

"શિવાજી તો નહિ હોય?" ભયભિત બની મનમાંજ શહાજી બોલ્યા. "અને શિવાજી પહેલાં સ્વતઃ શહાજી તો નહિ હોય?"

"શહાજી, ગમે તે હોયને?" શહાજીની ખિન્ન મુદ્રા જોઇ બાજીએ તરત ઉત્તર આપ્યો, "શહાજી, બાદશાહે કરેલા ગૌરવથી હું મારા મિત્રોનો એક ભોજન સમારંભ કરવા ઇચ્છું છું. મારા આનંદમાં ભાગીદાર બની આ સમયે હાજર રહેવા જેટલી આપના ચિત્તને શાંતિ છે કે?"

"અલબત્! શા માટે નહિ? જ્યારે તમે મારા દુઃખમાં ભાગીદાર છો ત્યારે હું તમારા આનંદનો ભાગીદાર કેમ નહિ બનું?"

"પ્રતિસ્પર્ધીના આનંદમાં ભાગ લેવાનું અતિ મુસ્કેલી ભર્યું છે." બાજીએ મનમાં કહ્યું, "શહાજી, ચાલો ત્યારે હું તમને એક ક્ષણવાર પણ અહીં નહિ બેસવા દઉં. મારે ઘેર ચાલો. અમારા સ્નેહનો આનંદ જોઇને તમારા વિષાદી મનને થોડી પણ વિશ્રાંતી મળશે."

બાજીએ દુષ્ટતાથી કહ્યું, પણ શહાજીએ તેનો સ્વાભાવિક અર્થ ગ્રહણ કર્યો. તરત જ ઠાઠમાઠથી બાજી શહાજીને પોતાની હવેલીમાં લઇ ગયો.

કર્ણાટકપરના આક્રમણમાં શહાજી સાથે રહેલા મોટા મોટા સરદારો પણ આ મંડળમાં હાજર હતા. ભિન્નભિન્ન માણસોનું આતિથ્ય સ્વીકારતાં સ્વીકારતાં શહાજી થાકી ગયા. શહાજી સાથે વિશેષ પરિચય નહિ ધરાવનારા ફક્ત તેમના તરફ નજર કરી ઔપચારિક હાસ્ય કરતા અને વિશેષ પરિચિત માણસો તેમને કડકડીને ભેટતા અને તે ભેટથી પોતાનું સન્માન થયું માનતા. ઔપચારિક હાસ્ય અને અંતઃકરણના સ્વાગતનો બાજીની હવેલીમાં એવો ભારે પ્રવાહ વહી રહ્યો હતો કે, શહાજીની ખિન્નતા તે પ્રવાહમાં ક્યાંએ વહી ગઇ. શહાજીને એમ જ થઇ પડયું કે હવે કયાં જઇ બેસું. કારણ કે પ્રત્યેક માણસને શહાજીના અધિષ્ઠાનથી પોતાની જગો શોભાવવાનો લોભ લાગ્યો હતો. આથી કેટલીકવાર સુધી કોઇ પણ જગ્યાએ બેસવાનો અવસર મળ્યો નહિ અને શહાજીને ઉભા રહેવું પડયું. છેવટે ખૂદ બાજીએ આવી એક વિશિષ્ટ રીતે સજેલી માનભરી જગ્યાએ શહાજીની ઇચ્છા વિરૂદ્ધ લઇ જઇ બેસાડયા.

થોડીવાર અહીં તહીંનાં ગપ્પાં માર્યા પછી સર્વ ભોજન માટે ઉઠયા, ભોજન સમારંભનો ઠાઠ અપૂર્વ હતો. એક બાજુ કેળનાં પાનની હારજ લાગી રહી હતી; જેના તેના માન પ્રમાણે પ્રત્યેક પાન પર સુવર્ણ અથવા ચાંદીના ત્રાટ ગોઠવાઇ ગયા હતા. નાના પ્રકારની નયનમનોહર વેલપત્તીથી પાત્રોની ચોતરફ આકર્ષક રંગથી ચિત્ર કાઢયાં હતાં. પ્રત્યેક સ્થળે ચાંદીની સમઇઓ પ્રજ્વલિત થઇ રહી હતી અને એ દીપક પ્રકાશ સુવર્ણ તથા ચાંદીનાં પાત્રો પર પડતો હોવાથી સર્વ દિવાનખાનું કંઇ અજબ સ્વરૂપથી ઝળકી રહ્યું હતું. તેમાં વળી ચાંદી

અને સુવર્ણનાં પાત્રો પરથી પરિવર્તન પામતાં દીપક કિરણ મરાઠા સરદારોના વદન પર પડતાં હતાં એ દેખાવ તો અતિ આલ્હાદજનક થઇ પડ્યો હતો. તેમનાં તેજઃપૂંજ વદન પરનું તેજ એ દીપ પ્રકાશથી વૃદ્ધિગત થયેલું જણાતું હતું. અહાહા ! તે ઠાઠ કેટલો અલૌકિક હતો ?

આવા સમારંભમાં શહાજીના મનને ખેદજનક વાતનો સ્પર્શ પણ ક્યાંથી થાય ? આજે સર્વ લોકના કૌતુકને પાત્ર બનેલા શહાજી પર બાદશાહની અવકૃપા ઉતરી છે એ વાતનો તેમને ખ્યાલ પણ રહ્યો નહિ. નજીકના સરદારો સાથે વાતો કરતાં કરતાં લગભગ અરધું ભોજન થઇ ગયું. અરધું એક ભોજન થઇ જાય છે એટલે ઘણુંખરૂં જમનારનો હાથ નરમ પડતો જાય છે, તે પ્રમાણે જ શહાજીની સ્થિતિ થઈ. પકવાનની રેલછેલ ઉડી રહી હતી અને આગ્રહનો ઝપાટો ચાલતો હતો. તેટલામાં ખૂદ બાજી ઘોરપડે સર્વને પ્રાર્થના કરવા માટે આવ્યો.

પ્રથમ શહાજી સામે ઉભા રહી તેણે કહ્યું, " શહાજી, સ્વસ્થ ચિત્તે થવા દો. આપને બહુ તસ્દી પડી છે."

" વાહ, વાહ ! બાજી, એને તસ્દી કોણ કહે ! " ઐાપચારિક હાસ્ય કરી શહાજીએ કહ્યું, " આવી તસ્દી રોજને રોજ અપાય તો બધાએ તે સ્વીકારવા તૈયાર થાય. "

" ઠીક ઠીક ! એવી તસ્દી રોજને રોજ આપવાને આપણે કંઇ કબૂલ નથી. કારણ કે આવા આનંદજનક પ્રસંગ કંઈ રોજને રોજ આવવાના છે ? " બાજી ઘોરપડેએ હસી બીજા પાત્ર તરફ દૃષ્ટિ કરી.

બાજી ઘોરપડેનું હાસ્ય શહાજીની માફક સાદું જ જણાતું હતું, પણ એવું હાસ્ય પ્રથમજ બાજીના ઓષ્ઠપર જણાયાથી શહાજીનું અંતઃકરણ ચમક્યું. બાજીએ જો કે બીજા પાત્ર તરફ નજર કરી હતી

પણ શહાજી સાથે વાત કરતાં ઉદ્ભવેલી હાસ્યછટા અદ્યાપિ ઓષ્ઠપર વિલસી રહી હતી; એટલું જ નહિ પણ સર્વપાત્રની ખબર લેતાં લેતાં પણ તેના ઓષ્ઠપર શહાજીના મનમાં એકાએક ચમત્કારિક સંશય ઉત્પન્ન કરનારૂં હાસ્ય તૂટયું નહતું.

શહાજીના અંતઃકરણમાં હમણાં ખરેખર કંઇ પણ કારણ નહતું, છતાં ચમત્કારિક ખળભળાટ શરૂ થયો. અગરબત્તીઓનો આવતો સુવાસ તેમને ગુંગળાવા જેવો લાગ્યો. છેવટે ભોજન કાર્ય પૂર્ણ થયું અને સવ બહારના ભવ્ય દિવાનખાનામાં પાન સોપારી માટે એકત્ર થયા. અત્તર ગુલાબ અને વિવિધ પ્રકારનાં સુવાસિક પુષ્પોનો સુવાસ જ્યાં ત્યાં પ્રસરી ગયો; પણ તેનાથી પ્રસન્નચિત થવાને બદલે શહાજીને ગભરાટ થયા જેવું લાગ્યું. ધીમે ધીમે બાજીની રજા લઇ સર્વ જવા લાગ્યા. પાંચ સાત માણસો સિવાય હવે કોઇ રહ્યું નહતું. તેટલામાં બાજીની રજા લેવા શહાજી ઉઠયા.

"બાજી, હવે રજા આપો. બહુ મોડું થયું." હમેશની રીતને અનુસરી શહાજીએ કહ્યું.

"રજા! શહાજી, હવે કયાં જશો?" એકાએક પૂર્ણ શયતાની હાસ્ય કરી બાજીએ પુછ્યું.

"કયાં એટલે? બાજી, તમારા કથનનો અર્થ મને સમજાતો નથી."

"હમણાં જ સમજાશે શહાજી, આ જગતમાં તમને સ્વતંત્ર રહેવા દેવા એ અતિ જોખમકારક છે."

"બાજી! શું તમે શુદ્ધિમાં છો કે? શું બોલો છો?" સ્વાભાવિક રીતે પોતાની સમશેર તરફ હાથ લઇ જઇ શહાજી અધિકાર પૂર્ણ સ્વરે બોલ્યા.

"તદ્દન, પૂર્ણ શુદ્ધિમાં છું." મીયાનમાંથી તરવાર ખેંચવાની

તૈયારીમાં આવેલા શહાજીનો કોઇ પણ રીતે પ્રતિકાર કરવાની ઇચ્છા ન દર્શાવતાં બાજી શાંતપણે બોલ્યો.

" બાજી, આવી અધમવૃત્તીનો અંગીકાર કરી મારી સ્વતંત્રતાને લુંટી લેવાની તમને શી સત્તા છે? ચાલો, દૂર થાવ! નહિ તો આ સમશેરથી મારે મારો પંથ મુક્ત કરવો પડશે."

બાજી તિરસ્કાર પૂર્વક હસ્યો. શહાજીએ મીયાનમાંથી તરવાર ખેંચી; પણ મીયાનમાંથી બહાર નીકળેલી શહાજીની હમેશની પરિચિત હોવાને બદલે એક નકલી બૂઠી તરવાર હતી!

" દગો! દગો! બાજી, દૂર થા, સમશેરના અભાવે પણ પોતાનો માર્ગ ખુલ્લો કરવાની શક્તિ આ શહાજીના બાહુમાં છે!"

ક્રોધથી શહાજી બાજીપર તૂટી પડ્યા; પણ બીજા ચાર માણસોએ આગળ થઇ શહાજીને ગીરફતાર કર્યા!

" વેર! વેર!! બાજી, આ વિશ્વાસઘાતનું વેર! બાળ શિવાજી લેશે!" નિરાશાપૂર્ણ સ્વરે શહાજીએ બૂમ પાડી કહ્યું.

બાજી સર્વાંગે કંપ્યો! તેનું વદન કાળુ મેશ જેવું બની ગયું. તેને બાળ શબ્દને બદલે કાળ શબ્દ સંભળાયો!

" શહાજી! બાદશાહની આજ્ઞાથી તમને કેદ કરવામાં આવ્યા છે. તેમાં મારો લેશમાત્ર સંબંધ નથી." જેમ તેમ કરી અચકાતે અચકાતે એટલા શબ્દ ઉચ્ચારી કાળ શબ્દથી ભયભિત બનેલો બાજી ત્યાંથી ચાલ્યો ગયો.



# પ્રકરણ ૮ મું.

## અનાથનો નાથ અને શીયળનો સંરક્ષક.

જાવળીના અરણ્યમાંથી વિલાસગઢ તરફ જતી મોહના તરફ વાંચકોનું લક્ષ્ય ગૂંથાઇ રહ્યું હશે. ગાંડીઘેલી બની ગમે ત્યાં ફરતી દુર્દેવી મોહના તરફ કોનું ચિત્ત આકર્ષાયા સિવાય રહે ? મુરાર અને મોહનાની બાલ્યાવસ્થાથી આરંભાયલી મૈત્રી યૌવનદશામાં અમૃતમય પ્રેમમાં પરિણત થઇ હતી તે વાંચકની જાણ બહાર નથી જ. એટલું જ નહિ પણ જન્મપર્યંત પોતાની સંગીની બની અક્ષય આપની જ સેવા કરતી રહીશ એવી મુરાર પાસે મોહનાએ પ્રતિજ્ઞા કરી હતી. મુરારે પણ તેમજ કર્યું હતું. એક બીજાના પ્રેમલોભથી મોહના–મુરારનું જીવન અમૃતમય બન્યું હતું; પણ એ સુધામય પ્રેમ કલશમાં મોહનાને આવેલા દુષ્ટ સ્વપ્નના વિષનું બિંદુ મિશ્ર થઇ ગયું હતું !

બે અવર્ણનીય એવા અત્યુચ્ચ કલ્પનાસુખમાં મોહનાનું મન તલમલી રહ્યું હતું. મુરારનું પ્રેમ સર્વસ્વ તેનું જીવન જ હતું; પણ સ્વપ્નસૃષ્ટિમાં શિવાજી મહારાજે તેની કરેલી માગણીથી તેના મનોમય જીવનની શી અવસ્થા થઇ હતી તેનું શબ્દચિત્ર દોરવાનું કામ અત્યંત વિકટ છે. જે પ્રમાણે મુરાર મોહનાનો આરાધ્ય દેવ હતો, તેજ પ્રમાણે પણ ભિન્ન અર્થમાં શિવાજી મહારાજની પ્રતિમા તેના હૃદયમાં અવશ્ય વાસ કરતી હતી. મુરારનું પૂજન કુમારી મોહના પ્રેમસુમનથી કરતી હતી, અને શિવાજી મહારાજની પ્રતિમાને પણ તેણે પ્રેમસુમનની જ માળા અર્પી હતી. પહેલા પ્રકારનાં પ્રેમસુમન પ્રણયના ગુલાબી રંગથી રંજિત થયેલાં હતાં, ત્યારે બીજાં સ્વર્ગના પારિજાતકના પવિત્ર વર્ણથી મહારાજના ચરણ રજનો આશ્રય કરતાં હતાં.

પહેલાંનો સુવાસ મન્મથ રાજ્યમાં ઘૂમી રહી મનને મોહિત કરી દેતો હતો; હૃદયને બંધ કરતો હતો અને કહો કે સર્વસ્વ હરણ કરતો હતો; પણ બીજા કુસુમનો ગંધ ઠેઠ આસ્માન સુધી ચઢી સર્વ અવનીતલ પર પ્રસર્યો હતો. તેના શુદ્ધ, પવિત્ર સુવાસથી મોહનાનું જ હૃદય ભરાઇ રહ્યું હતું એમ નહતું; પરંતુ મહારાષ્ટ્રના આબાલ વૃદ્ધ સર્વેનાં મન તે પવિત્ર સુગંધથી પ્રસન્ન થયાં હતાં. તેનો સુવાસ તરૂણ અને વૃદ્ધના અંતઃકરણને સરખો જ આલ્હાદ આપતો હતો. શિવનેરી, તોરણા, રાજગઢ, કોંડાણા અને પુરંદર વગેરે ગઢ પરથી તેની ચોતરફનાં ખાડી, કોતર અને વીકાળ ખીણોમાંથી તથા વન પ્રદેશમાંથી તે આકાશમાં ચઢતો હતો. જાવલીના નંદનવનમાં તે વિહરતો હતો અને સાવિત્રી નદીનાં મોજાં સાથે રમતો હતો. તો પછી મોહનાના હૃદયમાં તે કેમ ભરાય નહિ ?

મુરારની પ્રેમારાધનાનો પ્રકાર જુદો હતો અને શિવરાયની ભક્તિ પૂજાનો પ્રકાર જુદો હતો. પહેલામાં પ્રેમપૂર્ણ વિલાસ ઓતપ્રોત થયેલો હતો, ત્યારે બીજામાં ભક્તિયુક્ત પવિત્રતા પૂર્ણપણે વસી રહી હતી. મોહનાની દૃષ્ટિએ મુરારની મુખમુદ્રા પ્રેમરંગથી રંગાયલી જણાતી હતી ત્યારે શિવરાયનું મુખકમલ પ્રેમભાવથી છલછલ દેખાતું હતું. મુરાર તરફ જોઇ તે ગાંડીઘેલી બનતી હતી ત્યારે શિવરાયનું મુખ દૃષ્ટિ આગળ આવતાં જ તેનું દેહભાન ઉડી જતું હતું. મુરાર એ તેના પ્રાણનું હૃદય હતું ? ત્યારે શિવરાય તેના સર્વસ્વના પ્રભુ હતા !

મોહના એ ગામડાની મૂર્ખ છોકરી હતી એવી માન્યતા વાંચકે કરી લીધી હોય તો ભૂલ ભરેલી છે. તે એક વીરબાળા હતી. તેને તેની આસપાસની પરિસ્થિતિનું પૂર્ણ જ્ઞાન હતું. એટલું જ નહિ પણ વિજાપૂર દરબારની અને અન્ય રાજ્યકારણની વાતો ચંદ્રરાવ પોતાની

વાલસોઇ પુત્રી પાસે હમેશ કરતા. એ સર્વ વાતો પૂર્ણ રીતે જો કે તે સમજી નહતી–તેવી આશા પણ કોઇ રાખતું નહતું; તો પણ એકંદર પરિસ્થિતિનું તેને સારૂં જ્ઞાન પ્રાપ્ત થયું હતું. દરબારની વાર્તા તરફ તેનું વિશેષ લક્ષ નહતું, પણ પોતાની ચોતરફની પરિસ્થિતિ તરફ માત્ર તેની સૂક્ષ્મ દૃષ્ટિ રમતી હતી. દરબારી સરદારોના પરાક્રમની કથામાં તેને મીઠાશ જણાતી નહતી, પણ સર્વ લોકો કયા વિષય સંબંધી બોલે છે તે સાંભળવાને તે વિશેષ ઉત્કંઠિત રહેતી હતી. તે આજુબાજુના ગ્રામ્યજનો સાથે હળીમળીને ચાલતી. ગમે તે દરિદ્રી ખેડુતની ઝુંપડીમાં બાદશાહના માનીતા ચંદ્રરાવ સરદારની કન્યા કલાકના કલાક કાઢતી. એવાં જ સ્થળોએ શિવાજીના પરાક્રમની વાતો તેના સાંભળવામાં આવતી. એવાં જ સ્થળોએ શરીર કંપાવી નાખે તેવી વિધર્મીઓની નિર્દયતાની વાતો તેના કાન પર પડતી. જેમ ગોપીઓને જ્યાં ત્યાં કાલીયામર્દન કરનારી, ગોવર્ધનને કરાંગુલી પર ધારણ કરી અખિલ ગોકુલવાસી જનોનું રક્ષણ કરનારી, કંસે મોકલેલા દૈત્યનો સંહાર કરનારી શ્રીકૃષ્ણની શ્યામસુંદર મૂર્તિજ જણાતી; તેમજ યૌવનપૂર્ણ શિવરાયની અલૌકિક તેજથી વિરાજતી ધીર ગંભીર મૂર્તિ મહારાષ્ટ્રની યુવતીઓને જ્યાં ત્યાં દેખાતી. વૃંદાવનમાં ગાયો ચરાવતાં ગોપજનો પોતાના સોબતી નંદકુમારની વાતો કરતા અને યમુનામાં જળ ભરવા ગયેલી ગોપીકાઓનો વિષય પણ તેજ હતો. મહારાષ્ટ્રની પણ આ વખતે તેવી સ્થિતિ હતી. ખેતરોમાં, બગીચાઓમાં વસતા મરાઠા માત્રમાં શહાજીના પુત્રના શૌર્યની જ વાતો થતી. પણઘટ પર, નદીપર પાણી ભરવા જતી સ્ત્રીઓ શહાજીના પુત્રના ગુણ ગાતી. મોહનાની નજરે હમેશ આજ પ્રકાર પડયા કરતો અને તેના મનની સ્થિતિ પણ શિવાજીમય બની હતી.

સુભાન પટેલને ત્યાં મોહના હમેશ જતી. સુભાનની પુત્રી અનસૂયા તેની પ્રાણતુલ્ય સખી હતી. ઉભય વયે સમાન જ હતી. મોહના સવારે ઉઠતી ન ઉઠતી કે લાગલી પાટીલ–પટેલને ત્યાં દોડી જતી. બન્ને સખી હાથમાં હાથ નાંખી ખેતરોમાં, બગીચામાં અને વાડીઓમાં ફરતી. સુભાન પટેલના કુવા પરનાં ગીત સાંભળતી અને આવતાં આવતાં ગુલાબ પુષ્પના ગૂચ્છ તૈયાર કરી હાથમાં લટકાવી લાવતી.

એક દિવસે અનસૂયા અને મોહના સહજ દૂરના બાગમાં પુષ્પ વીણવા જઇ પહોંચી હતી, બન્ને સખીઓએ નિત્યક્રમ પ્રમાણે ઘણીવાર સુધી ફરીહરી પોતાની છાબ ફૂલથી ભરી; નીચે એક થર ફળોનો મુક્યો અને ઉપર છેક કાંઠા સુધી પુષ્પો ભરી બન્ને હસતી રમતી પરસ્પર ઠઠ્ઠા મશ્કરી કરતી હતી. અનસૂયા જો કે એક ખેડુત પટેલની કન્યા હતી, પણ લાવણ્યવતી હતી, બન્ને ઉમરે પહોંચેલી હતી. મોહનાએ પોતાનું સર્વસ્વ મુરારના ચરણમાં અર્પેલું હતું. અનસૂયા અદ્યાપિ પ્રણયથી અપરિચિત હતી. બન્ને પરસ્પર ઠઠ્ઠા મશ્કરી કરવામાં તલ્લીન બની ગઈ હતી. સુભાનની ઝુંપડીથી તે લગભગ અરધો ગાઉ દૂર હશે, તેટલામાં મોહનાના હાથમાં લટકતી પુષ્પ છાબ પર પાછળથી એક સખત ફટકો પડયો. છાબમાંથી પુષ્પો આમ છૂટાં થઇ ગમે તેમ પડયાં. ફળ રસ્તા પરથી ગગડી જઇ દૂર જઇ પડયાં અને છાબ એકદમ આકાશમાં ઉડી બાજુના ખેતરમાં પડી. આટલું બનવાને એક ક્ષણ પણ થઈ નહિ. ભયથી આકુલ વ્યાકુલ બની જઈ મોહનાએ પાછળ જોયું. તેના હાથમાં રહેલ છાબને ફટકો મારી ફળ અને પુષ્પને છિન્નભિન્ન કરી નાખનારો એક યવન તેના તરફ દાંત કકડાવી ઉભેલો જણાયો!

"મૂઆ, તારા દાંતજ તોડી નાખીશ! તું મને કોણ જાણે

છે ?" શરચંદ્રરાવને શોભે તેવા આવેશથી મોહના બોલી અને ફળ તોડવા માટે સાથે રાખેલો નાનો છરો કમરમાંથી ખેંચી કાઢી તેણે તે વિધર્મીના જડબા તરફ ઉગામ્યો; પરંતુ એટલામાં અનુસૂયાની આક્રંદપૂર્ણ ચીસ તેના કાને આવી. તેણે અનુસૂયા તરફ જોયું; તો જણાયું કે, કોઇ યવન તેને ઉંચકીને નજીકના વૃક્ષ સાથે બાંધેલા અશ્વપર બેસાડતો હતો અને અનસૂયા તેના હાથમાંથી છૂટવાને તરફડતી હતી. પણ તેનું કંઇ ચાલ્યું નહિ અને તે માણસ તેને ઉંચકી લઈ ઘોડાપર નાખી નાશી છૂટયો.

"સુભાન પટેલ; ધાજોરે ધાજો!" એમ કહી મોહનાએ એક મોટી ચીસ પાડી, પણ દૂર–લાંબે કોસ હાંકતા સુભાન પટેલના કાને તે શી રીતે પહોચી શકે? પોતાની સખીપર સંકટ આવી પડેલું જોઇ બિચારી મોહનાને પોતાનાપર ઝુઝુમી રહેલા સંકટનું ભાન પણ રહ્યું નહિ. તેની આ અસાવધતાનો લાભ લઇ ક્ષણ ઉપર તેના હાથની પુષ્પ પુર્ણ છાબ છિન્ન ભિન્ન કરી દાંત કકડાવી ઉભા રહેલા માણસે ઝટપટ તેના હાથમાંથી ચળકતો નાનો છરો ખેંચી લીધો. ભલેને એક નાનું શસ્ત્ર હતું, પણ તે નષ્ટ થતાંજ નિરાશાથી મોહના ભૂમિપર બેસી પડી. અનુસૂયાના જેવીજ મોહનાની સ્થિતિ થાત! તે નિર્દય યવન તેને ખેંચી ઘોડાપર નાખવાની તૈયારીમાં હતો, તેટલામાં દૂર, છેટે ઘોડાના દાબડાનો અવાજ મોહના અને તે યવનના કાને પડયો. વિધર્મી ચમકયો અને મોહનાને ધૈર્ય મળ્યું. બળદ ગમે તેવો મસ્ત હોય છે, પણ દૂર ઘણે દૂરથી સુદ્ધાં વાઘનો કે સિંહનો વાસ આવે છે કે તેનાં ગાત્ર નરમ થઇ જાય છે. તેવીજ દશા તે દુષ્ટની થઇ. જોતજોતામાં વાયુવેગે ત્યાં એક અઢાર વર્ષનો નવજવાન સ્વાર આવી પહોંચ્યો. તેનું અને તેના ઘોડાનું સવ શરીર પરસેવાથી ઝેબઝેબ થઇ

ગયું હતું. સિંહની યાલની માફક તે અશ્વની ગરદનપરના કાળા કેશ ફરફરતા હતા, મોંઢે ફીણુ આવતું હતું અને શ્વાસોચ્છ્વાસ જોસથી વહી રહ્યો હતો.

અશ્વ ઉભો રહે તે પહેલાંજ તે સ્વાર ભૂમિપર કૂદી પડયો. નીચે ઉતરતાની સાથેજ શાબાસી દાખલ તેણે ઘોડાની પીઠ થાબડી અને ઘોડાએ પણ પોતાને લાગેલી ધન્યતા હણહણાટ કરી વ્યક્ત કરી.

મરાઠા સ્વારના આગમન પુર્વે મહેનત કરવા છતાં મોહનાને પોતાના ઘોડાપર બેસાડી યવન સ્વાર પલાયન કરી શક્યો નહતો; અને હવે તો તે વાતજ શક્ય નહતી. તેણે મોહનાનો હાથ છોડી દીધો અને તે એકદમ પેલા તરૂણ સ્વાર તરફ સમશેર ખેંચી ધસી ગયો. તે મરાઠા યુવક પણ જેવો તેવો નહતો. નિમિષ માત્રમાંજ તેની સમશેરનું પાનું પણ સુર્યકિરણમાં ઝળક્યું. જોતજોતામાં તેણે પોતાના પ્રતિસ્પર્ધીના હાથની તરવાર દૂર ફેંકી દીધી. તેની વિલક્ષણ ચપળતાપરથી આ વખતે પોતાના પ્રતિસ્પર્ધીને જીતવા માટે અમૂલ્ય સમયનો ઉપયોગ કરવાની ઇચ્છા નહતી એમ જણાયું. શત્રુને શસ્ત્રહિન કરી તરતજ તેને તેણે પોતાની પાઘડીથી એક ઝાડના થડ સાથે બાંધી દીધો. કમરપરનું શેલું છોડી મોહનાના શરીરપરની ધૂળ ઝાટકી કાઢી ઝાડે બાંધેલો શત્રુનો ઘોડો તેણે છોડયો અને તે પર મોહનાને બેસાડી અનુસૂયા વિષે નિર્ધાસ્ત રહેવાનું આશ્વાસન આપી તેણે પણ પાગડામાં પગ મુક્યો. તે મરાઠા વીર એક વખત પાછું ભાળી જોશે એવી આશાથી મોહના કેટલીએ વાર સુધી વાયુ વેગે દોડી જતા યુવક તરફ જોઇ રહી!

જડ અંતઃકરણે મોહના સુભાન પટેલની અડાળી તરફ ગઇ. પેલા મરાઠા યુવકે પોતાના જે શેલાથી મોહનાનું અંગ ઝાડયું હતું

તે શેલું મોહનાના ઘોડાની પીઠ પર નાખ્યું હતું; પણ પોતે જતી વખતે તે લઈ ગયો ન હતો. આથી મોહનાને તે શેલું ક્યાં રાખવું અને ક્યાં ન રાખવું તેનો મોટો વિચાર થઈ પડ્યો. છેવટે બંધનમાં તડફડતા દુષ્ટ તરફ એકવાર તિરસ્કાર પૂર્ણ દૃષ્ટિ ફેંકી મોહનાએ ઘોડો ચલાવ્યો.

"હે યુવતી, મને મુક્ત કરતી જા." એવી કરૂણાજનક વાણીથી પેલા યવને મોહના પાસે માગણી કરી, પણ પ્રથમની માફકજ પુનઃ તેના તરફ તુચ્છતાપૂર્ણ દૃષ્ટિપાત કરી મોહના ચાલી ગઇ!

"યા અલ્લા! યા ખુદા! બદમાશ શયતાને ખરા વખતે ઘા કર્યો!" એવા નિરાશા જનક ઉદ્‌ગાર કાઢી તે વિધર્મી જ્યાંનો ત્યાં તડફડાટ કરતો રહ્યો.

મોહનાને ઘોડા પર સ્વાર થઇ આવેલી જોઇ સુભાન પટેલને આશ્ચર્ય થયું. આજ સુધીમાં તેણે કદી પણ મોહનાને ઘોડા પર બેઠેલી જોઇ નહતી; પણ એ આશ્ચર્ય પળ માત્રમાંજ અસ્ત પામ્યું. મોહના અને અનુસૂયા, સાથેજ ફૂલ વીણવા ગઇ હતી તે તેને યાદ આવ્યું.

"મોહના, આ ઘોડો કોનો? પેલું શેલું કોનું? પણ–મોહના, અનુસૂયાને સાથે લઇને તું ગઇ હતી ને? મારી અનુસૂયાને પાછળ મુકી તું કોના ઘોડા પર બેસીને આવી? મોહના, અનુસૂયા ક્યાં છે?" ચિંતાતુર થઇ સુભાન પટેલે પુછ્યું.

મોહનાનો પ્રાણ આકુળ વ્યાકુળ બની ગયો. તેની આંખે અંધારા આવ્યાં અને ઘોડા પરથી લગભગ નીચે પડવાની સ્થિતિમાં આવી; પણ સુભાન પટેલે તેને સંભાળી લીધી.

"મોહના, બેટા, એમ શું કરે છે? અનુસૂયા તારી સાથે હતી ને? ત્યારે તે કેમ તારી સાથે ઘોડા પર બેસીને ન આવી?

ક્યાં છે મારી દીકરી? મોહના, અનુસૂયા ક્યાં છે? કહે જલદી કહે!" સુભાનજીનો જીવ છેક ગભરાઇ ગયો.

"સુભાન કાકા, શું કહું? અનુસૂયા ક્યાં ગઇ તે શું કહું? કાકા, તેને એક દુષ્ટ યવન લઇને નાશી ગયો. મને પણ—"

પણનો ભયંકર શબ્દ સંભળાતાંજ બુઢ્ઢા સુભાનની કમરજ ભાગી ગઇ, પલવારમાં તેને સર્વ જગત્ નષ્ટ થયા જેવું દેખાવા લાગ્યું; એક ક્ષણવાર તેના શરીરનો સર્વ વ્યાપાર નાશ પામ્યા જેવું લાગ્યું. પણ તે ક્ષણવારજ. બીજીજ ક્ષણે વિલક્ષણ આવેશમાં આવી તેણે મોહનાને કહ્યું, "મોહના, ક્યા રસ્તે તે ચાંડાળ ગયો તે મને બતાવ! હમણાં હું મારી પુત્રીને લઇ આવું છું."

"કાકા, તમે તે દુષ્ટને પકડી શકશો નહિ, તે ઘોડા પર તેને નાખીને નાઠો છે. તે ચંડાળ તમારા હાથમાં શાનો આવે?"

પુનઃ સુભાનનું ધૈર્ય ખૂટી પડ્યું. મસ્તક પર હાથ મારી તે જમીન પર બેસી ગયો.

"મારી પુત્રી! મારી અનુસૂયા!" એક રમાની માફક સુભાન પટેલ મોટેથી આક્રંદ કરવા લાગ્યા, "મારી પુત્રીનું મુખ હવે મને કોણ બતલાવશે? મોહના, તેં કેમ તેને તે દુષ્ટના હાથમાં સપડાવા દીધી? હવે હું કોના મુખ તરફ જોઉં? હાય! પ્રભુ! આ બુઢ્ઢાની લાકડી કેમ છીનવી લીધી? હવે આ જગતમાં મારૂં વ્હાલું કોણ રહ્યું છે? પ્રભુ! હવે શું કરૂં? હવે કોના તરફ જોઉં?"

"કાકા, કાકા, એમ આક્રંદ ન કરો, પ્રભુ તમને તમારી અનુસૂયા મેળવી આપશે." સુભાન પટેલનું આક્રંદ જોઇ મોહના ચોધાર આંસું વહેવડાવા લાગી, છેવટે મહા પ્રયત્નથી જેમ તેમ અંતઃકરણ દૃઢ કરી રૂદ્ધ સ્વરે મોહના સુભાનજીને ધીરજ આપવા લાગી. પરંતુ

ધીરજની વાત સાંભળવાની સ્થિતિમાં સુભાન પટેલનું મન ક્યાં હતું? મોહનાના ધીરજના શબ્દ સાંભળી ઉલટ તેના તરફ બૂમ પાડી સુભાન પટેલે કહ્યું "પ્રભુ મને મારી અનુસૂયા મેળવી આપશે? એમ હોત તો તે નિર્દય પરમેશ્વરે તેને તે ધર્મ ભ્રષ્ટના હાથમાં શા માટે પડવા દીધી હોત? છટ્! છટ્! પ્રભુ પર હવે મારો વિશ્વાસ નથી. તે ચંડાળ–તે પાપી યવન મારી અનુસૂયાને ભ્રષ્ટ કરશે! તે હવે તેને બાદશાહી જનાનખાનામાં પુરી દેશે! હાય! હાય! હું હવે દેહ ત્યાગજ કરીશ. ભ્રષ્ટ થયેલી અનુસૂયાનું મોંઢું દૃષ્ટિએ પડતા પહેલાંજ હાય! પેલા કુવાનો આશ્રય લેવોજ જોઇએ!"

એકદમ વિલક્ષણ આવેશથી સુભાન ઉભો થયો. તેનું દેહભાન નષ્ટ થયું. મોહનાને દૂર હડસેલી મુકી તે કુવા તરફ જવા લાગ્યો. હવે બાળ મોહનાના ગુણની પરીક્ષા થવાનો વખત આવ્યો. પોતાનું જેટલું બળ હતું તેટલું એકત્ર કરી મોહનાએ સુભાન પટેલને ગળે વળગી પડી નીચે બેસાડયો.

"સુભાન કાકા," અતિ વ્હાલસોયપણાથી–એટલે સુધી કે સુભાનજીને લાગ્યું કે જાણે અનુસૂયાજ પોતાની સાથે બોલે છે. તે બોલી, "કાકા, એમ કંટાળી જઇ દૈવને દોષ ન આપો, મારા બે શબ્દ સાંભળો તો ખરા! તમે તેની ફીકર કરશો નહિ, તમારી અનુસૂયા ખુશીમાં છે."

આ અમૃત તૂલ્ય શબ્દ કાને પડતાંજ પુનઃ સુભાન પટેલનો આત્મા જગતમાં વીચરવા લાગ્યો. અનુસૂયા પોતાની સાથે કોસ પર ગીત ગાય છે એવો ભાસ થયો. તેનો મંજૂલ સ્વર તેના કાન પર અથડાયો, ખેતર અને વાડીમાં તે ફરતી જણાઇ, પોતાની ઝુંપડી આગળ જાણે પંખીઓને દાણા નાખતી હોય તેમ લાગ્યું.

"કાકા," મોહનાએ આગળ કહ્યું, "દીન જનોની ફીકર ભક્તવત્સલ પ્રભુને નહિ હોય ત્યારે કોને હશે? જે વીરાત્માએ બીજા યવનના હૂમલામાંથી મને છોડાવી, તેજ ઉદાર મહાત્મા તમારી અનુસૂયાને જોત જોતામાં છોડાવી લાવશે. તમે જરીક શાંત થાઓ. લેશ માત્ર ફીકર કરશો નહિ.

મોહના ઉપર પણ તેવોજ પ્રસંગ આવ્યો હતો તે હવે સુભાન પટેલના લક્ષમાં આવ્યું.

"શું? મારી મોહના પર તેવીજ વિપત્તી આવી પડી હતી?" સુભાનજીએ ભય યુકત સ્વરે પુછ્યું.

"હા," સુભાનજીને ગળે વળગી પડી મોહનાએ કહ્યું, "પણ મને એક શુર યુવકે તે કાળના જડબામાંથી છોડાવી. કાકા, તેના શૌર્યની શી વાત કરૂં? તેનો સ્વભાવ કેટલો દયાળુ હતો? પોતાના શેલાથી તેણે મારા શરીર પરની ધૂળ ઝાટકી કાઢી!"

"મોહના, આ શેલું તેજ વીરનરનું કે? તેણે તને બક્ષીસ આપ્યું કે શું?" મોહનાએ તે તરૂણનું કરેલું વર્ણન સાંભળી અનુસૂયાનો શોક ક્ષણ ભર વિસારે પડયો.

સુભાન પટેલનો પ્રશ્ન સાંભળી મોહનાના કપોલ પ્રદેશપર લજ્જાની લાલાશ પથરાઇ, "ના! ના! કાકા, એ શેલું મને શા કામનું છે? અને તે મને શા સારૂ આપે? મારા શરીર પરની ધૂળ ઝાટકી નાખી તેણે આ ઘોડા પર નાખ્યું! મને ઘોડા પર બેસાડી તે પોતાના ઘોડા પર સ્વાર થઇ અનુસૂયાને લઇ ગયેલા દુષ્ટને પકડવા દોડી ગયો. કાકા, એ ઉતાવળમાં શેલું આ ઘોડા પરજ રહી ગયું."

"મોહના, મારી અનુસૂયાને તે કયારે લઈ આવશે?" ગદ્‌ગદિત સ્વરે સુભાને પુછ્યું.

"કાકા, તેને સુખરૂપ લાવવાની તેણે પ્રતિજ્ઞા લીધી છે."

"પ્રતિજ્ઞા!" સુભાન પટેલે આશ્ચર્યથી પુછ્યું.

"હા, કાકા, તેના શબ્દ મને પ્રતિજ્ઞા જેવાજ લાગ્યા. તેણે મને નિર્ધાસ્ત રહેવા કહ્યું છે! કાકા, અનુસૂયાને તે તદ્દન સુખરૂપ લઇ આવશે, એમાં મને લેશ માત્ર શંકા નથી!"

"અહાહા! પ્રભુજ તે તરૂણનું રૂપ લઇ અણી વખતે તમને છોડાવવા આવ્યો હોવો જોઇએ, પણ–પણ" એકાએક મનમાં કંઇ શંકા આવવાથી સુભાને કહ્યું, "મોહના, એ શૂર અને તેજસ્વી યુવક–ગૌ બ્રાહ્મણ પ્રતિપાલક, અનાથનો નાથ, દુષ્ટોનો કાળ શહાજી-રાજનો પુત્ર શિવાજી તો નહિ હોય?"

મોહનાના મનમાં શિવાજી શબ્દ સંભળાતાંજ કેવી ભાવના ઉદય પામી અથવા તેના ચિત્તની શી સ્થિતિ થઇ તે શબ્દથી વ્યક્ત થઇ શકે તેમ નથી. વિશુદ્ધ પ્રણયથી રંગાયલી તેની મનોભાવનાની રેખા પવિત્ર તર એવા શુભ્ર વર્ણથી ઉજ્વલ દેખાવા લાગી કે મૂળ ગુલાબી વર્ણ છાયાપર અધિકજ લાલી ચઢી તે કહી શકાતું નથી. કંઇજ કથી શકાય તેમ નથી. મેઘ ધનુષ્યનો જેમ એક રંગ કહી શકતો નથી, તેમજ કેટલા અને કેવા વર્ણથી તેની ભાવના રંગાઇ હતી તે સ્પષ્ટ કરવાનું કઠિન છે. તેના મને તેને અને અન્યને પણ ગભરાટમાં નાખી દીધો હતો. તેને નિર્મલ આનંદનો અનુભવ થતો હતો કે, એ આનંદપર ખિન્નપણાની ઝાંખ મારતી હતી, તેનું માનસ-સરોવર હર્ષ લહરીથી ઉછળતું હતું કે તેના પર વિષાદનાં મોજાં પ્રસરતાં હતાં તે કંઇજ સમજાતું નહતું. માત્ર એટલું તો ખરૂં હતું કે તેના ચિત્તમાં અનેક પ્રકારની ભાવનાનો ખળભળાટ થઇ રહયો હતો; પણ મોહનાને એ સ્થિતિમાં વધારે વખત રહેવું પડ્યું નહિ. સુભાન

પટેલના મુખમાંથી ઉપરોક્ત વાક્ય નીકળ્યું ન નીકળ્યું તેટલામાં ઘોડાનો ખડભડાટ તેના સાંભળવામાં આવ્યો. તરતજ બંને ખેતરની બહાર જોવા લાગ્યાં, તો દૂરથી એક સ્વાર આવતો જણાયો. સુભાનજીનું મન તલપાપડ થઇ ઉઠ્યું. આ વખતે તે સ્વારે પોતાના ઘોડાનો વેગ નરમ પાડી દીધો હતો; પણ જોતજોતામાં તે સુભાનજી પાસે આવી પહોંચ્યો. પ્રથમ પોતે ઘોડા ઉપરથી ઉતરી પડી તેણે અનુસૂયાને ધીમે રહીને નીચે ઉતારી અને તે સાથેજ સુભાનજી દોડી જઇ તેને ભેટી પડયો.

પુત્રી પ્રેમના ઉછાળામાં તે સ્વારની ભયંકર સ્થિતિ સુભાન પટેલના લક્ષમાં આવી નહિ; પણ તેના શરીર તરફ જોઇ મોહના ભય અને દુઃખથી ધ્રુજવા લાગી. તે સ્વારના ડાબા નેત્રના ઉપલા ભાગમાં મોટો ઘા પડયો હતો અને તેમાંથી છળ છળ રક્ત વહેતું હતું! તેનું સફેદ સ્વચ્છ અંગરખું રક્તથી લાલચોળ બની ગયું હતું!

"સુભાન પટેલ, આજે ભવાનીની કૃપાથી આપની કન્યા સંકટમાંથી બચી ગઇ છે." પોતાને પડેલા ઘાની લેશ પણ પરવા નહિ હોવાથી તે યુવકે સ્થિર ચિત્તે કહ્યું, "સુભાનજી, માતા આગળ ખાંડ શ્રીફળ ધરાવી તેનો ઉત્સવ ઉજવો."

હવે કંઇક સુભાનજીએ ઉપકાર કર્તા તરફ જોયું. તે યુવકના નેત્રપર પડેલો ઘા જોઇ તે ગભરાઇ ગયો અને ઘા ધોઇ નાખી પાટો બાંધવા આમતેમ જવા આવવા લાગ્યો; પણ તે યુવકે સુભાન પટેલને સ્વસ્થ બેસવા કહ્યું. "સુભાનજી," પૂર્વ વત્ શાંતિથી તેણે કહ્યું, "ઘા કંઇ મોટો નથી. હમણાં ધોઇ નાખીશું એટલે લોહી વહેતું બંધ થશે." એમ કહી નજીકમાં વહેતા પાટમાંથી પાણી લઇ તેણે તે જખમ ધોઈ નાખ્યો.

મોહનાનો જીવ અતિશય ઉંચો થઈ ગયો, પોતાના કોમળ હસ્તે તે યુવકનો ઘા ધોઈ તે પર પાટો બાંધવાને તે આતુર બની; પણ તેમ કરવાને તેનો હાથ લંબાયો નહિ તેમ પગ પણ ઉંચકાયો નહિ.

જખમમાંથી વહેતું લોહી અટક્યું, કેટલાક દિવસે તેને રૂઝ આવી ગઇ પણ તેની નિશાની માત્ર રહી હતી. આ પ્રસંગને દરોડાનું સ્વરૂપ આપી એક નીચ મરાઠા સરદારે વિજાપૂરના દરબારમાં કુત્સિતપણે જખમની કરેલી વાત વાચકોને યાદ હશેજ.

લોહી બંધ થતાંજ સુભાનજીને પ્રણામ કરી તે યુવકે નમ્રતા-પૂર્વક રજા માગી.

હવે મોહનાનું ધૈર્ય છૂટી ગયું. સુભાન કાકા રજા આપી તેને તરતજ રસ્તે પાડે છે કે શું એવો ભય ઉત્પન્ન થયો. તરતજ તેણે આગળ આવી કહ્યું, "કાકા, મહારાજને કપડાં બદલવા આપો, "મહા-રાજ," તે યુવકને ઉદ્દેશી બોલી, "આપ અમો બંનેના જીવનદાતા છો. અમો ગરીબની ઝુંપડીને પાવન કરો. થોડો ઉપહાર સ્વીકારો અને પછી—"

પણ આગળના શબ્દ તેના મુખેથી નીકળ્યા નહિ.

પોતાને મહારાજ એવું સંબોધન કરવાથી તે યુવક સહજ ચમ-ક્યો, પણ તેટલામાં સુભાનજી ભાનપર આવ્યો અને બોલ્યો, "મહા-રાજ," મોહનાએ મહારાજ કહેલા સાંભળી સુભાન પટેલે પણ તેજ ઉચ્ચાર કર્યો, "હું ખરેખર કૃતઘ્ન છું. મહારાજ, મેં અત્યાર સુધી એક શબ્દથી સુદ્ધાં આપની ખબર પણ પુછી નહિ! આ ગરીબની ઝુંપડીમાં ચરણ રજ પડવા દઇ અમોને કૃત કૃત્ય કરો. આપનાં વસ્ત્ર બદલી નાખી થોડીવાર વિશ્રાંતિ લો. મહારાજ, આપના ઉપકારનો બદલો આ સુભાનના હાથે કેવી રીતે વળશે?"

" સુભાન પટેલ, તમારા આ પુત્ર જેવા છોકરાને 'મહારાજ મહારાજ' શું કહો છો? મારી આ ઉભય બહેનોને તે દુષ્ટોના હાથમાંથી છોડાવવામાં માતા ભવાનીએજ યશ આપ્યો છે. તેમાં મારો ઉપકાર શાનો? આ બહેન અતિ શૂર છે, સમજ્યા કે? હું વખતસર જઇ પહોંચ્યો ન હોતતો તે દુષ્ટને બહેને ઝપાટો બતલાવી દીધો હોત અને અનુસૂયા તેટલી શૂર નહિ હોય પણ અતિ ધૂર્ત છે. સુભાન પટેલ, તમારી અનુસૂયા ગમે તેવી પણ ધૂર્ત કન્યા છે! તે દુષ્ટ તેને ઘોડાપર નાખી ઝપાટાબંધ ચાલ્યો જતો હતો પણ અનુસૂયાએ પૂષ્પ છાબ જેવી ને તેવી રાખી મુકી હતી. તેમાંથી તે થોડે થોડે છેટે એક એક ફૂલ નાખે જતી હતી. તેણે જો એટલી ચાણાક્ષ બુદ્ધિ વાપરી ન હોત તો તેને શોધી કાઢવામાં અતિ મુશ્કેલી પડી હોત."

સર્વ સુભાનજીની ઝુંપડીમાં ગયાં. તે યુવકે પોતાનાં વસ્ત્ર બદલી થોડીવાર સૂધી વિશ્રાંતી લીધી અને ઉપહાર કરી સ્વસ્થળે જવા નીકળ્યો.

મોહના કરતાં અનુસૂયાને તે વિરપુરૂષનો અધિક સહવાસ થયો હતો; તેથી તે મોહના જેટલી શરમાતી નહતી. તે યુવકને જતો જોઇ તે માયાળુપણે બોલી, " ભાઈ ફરી ક્યારે અમારે ઘેર આવશો?"

" ખરૂં છે," મોહનાએ બોલવાની હીંમત કરી; પરંતુ ભાઇ કે મહારાજ એવું કોઇ પણ સંબોધન ન કરતાં તે મોઘમપણે બોલી, " આપના ચરણ પુનઃ ક્યારે અમારી પર્ણકૂટીમાં પડશે?"

લજ્જાથી કંઇક પ્રફુલ્લિત બનેલી મોહના તરફ તે યુવકે પ્રથમજ સૂક્ષ્મ દૃષ્ટિએ જોયું.

" પર્ણકૂટી!" આશ્ચર્યદર્શક સ્વરે તે યુવક બોલ્યો, " મોહના બહેન—"

પોતાની કંઈ માહિતી નહિ હોવા છતાં પોતાના નામનો ઉચ્ચાર થયેલો જોઈ મોહના ચમકી.

"મોહના બહેન," ખેદયુક્ત વિનોદી સ્વરે તેણે કહ્યું, "પર્ણ-કુટી તો અમારા જેવા રંક જનોની! મોહના બહેનના રાજભુવનમાં, ચંદ્રરાવ મોરેના ભવ્ય દિવાનખાનામાં અમોને કોણ પગ મુકવા દે?"

"મહારાજ, એમ ન બોલો! મારા પિતા પણ સુભાનજી જેવાજ છે, કેમ કાકા નહિ કે?" વચ્ચેજ તેણે સુભાન પટેલને પુછ્યું.

તે યુવકને મોહનાની માહિતી હોવાનું જોઇ આશ્ચર્ય ચકિત થયેલ સુભાનજી તેના તરફ દિંગમૂઢ બની જોઇ રહ્યો!

"મોહના બહેન," તે યુવકે વચ્ચેજ કહ્યું, "હશે કદાચ તેવા' પણ તેમના દિવાનખાનાની બેઠક દરબારી ગૃહસ્થોનેજ શોભે! વિજાપૂર દરબારના મોટા મોટા અમીર ઉમરાવોથીજ તે દિવાનખાનું શોભે! બહેન, અમારા જેવા તોફાની માણસ તેમને ગમશે પણ નહિ. અમે તે બેઠકનો સ્પર્શ કરીએ તો તે બેઠકનું, અરે વિજાપૂરના સિંહાસનનું અપમાન થાય. બાદશાહની સ્વામીભક્ત ચંદ્રરાપર અવકૃપા ઉતરે. મોહના, હું અનુસુયા બહેનની ઝુંપડીમાં આવીશ અને તમને મળવા અહીંથીજ સંદેશો મોકલીશ."

તે યુવકના આ શબ્દોથી મોહના રડી પડી. તે ગદગદિત કંઠે બોલી, "ભાઇ, એવું ન બોલો, ચાલો, હમણાંજ મારી સાથે પિતાજી પાસે ચાલો. એટલે પોતાની મોહનાને જીવતદાન આપનાર તરફ તે કેટલી કૃતજ્ઞતાથી વર્તે છે તે આપ જાણી શકશો. તે પોતાની મોહના માટે ગમે તે કરશે. તે પોતાની જાગીરની દરકાર નહિ કરે, ચાલો, ચાલો હમણાંજ મારી સાથે!" અત્યાર સુધી દૂરને દૂર રહેતી મોહના યુવકનો હાથ પકડી ખેંચવા લાગી.

તે યુવકે ધીમે રહી પોતાનો હાથ છોડાવી લઇ કહ્યું, "બહેન, પોતાની લાડકી મોહના માટે ચંદ્રરાવ ગમે તે કરશે. બાદશાહ માટે

પોતાના પ્રાણ અર્પણ કરવામાં તે પાછા હઠશે નહિ, પણ-પણ મારા માટે, પોતાના અનાથ બંધુઓ માટે તે કંઇ નહિ કરે. નહિ, મોહના બહેન મને નાહક આગ્રહ કરશો નહિ."

"ભાઈ, એમ કેમ કહો છો? શું આપની સાથે તેમને વેર છે કે?"

"વેર! છટ્! વેર કંઈજ નથી! મારા પિતાના તે પ્રાણપ્રિય મિત્ર છે. પણ—"

"પણ શું?"

"પણ તે તેમના તોફાની પુત્રનો તેટલાજ દરજ્જે તિરસ્કાર કરે છે. બહેન હું કોણ છું તે તું જાણીશ એટલે મને અવશ્ય આગ્રહ કરતી અટકી પડીશ. વખતે આ બાઇથી તું પણ બે પગલાં પાછી હઠી જઇશ."

"ત્યારે આપ કોણ છો તે જાણ્યા સિવાય આપને નહિ જવા દઉં."

"ભાઇ," અનુસૂયા વચ્ચેજ બોલી, "તું કેમ તારૂં નામ અમને કહેતો નથી? હું પણ હવે તને અહીંથી નહિ ખસવા દઉં."

"ઠીક, ઠીક કહ્યું, મહારાજ, આપે આપનું નામ કાઢવાનો અત્યાર સુધી પ્રસંગજ આવવા દીધો નહિ; પણ હવે મારો આ બન્ને બહેનાના પ્રશ્નને ટેકો છે. આપનું નામ જાણ્યા સિવાય આ ઝુંપડીમાંથી બહારજ નીકળવા નહિ દઉં!" યોગ્ય સંધી જોઇ સુભાન પટેલે કહ્યું.

"કેવું ગાંડપણ? સુભાનજી, શું નામમાં પ્રેમ રહ્યો છે? જો તેમજ હોય તો મને 'બાળ' જ કહો અને અનુસૂયા હું તારો ભાઇ!"

"અને મારે શું કહેવું?" મોહના મનમાં ને મનમાં બોલી. પરંતુ તે યુવકનું નામ જાણવા સારૂ તે ખુલ્લી રીતે બોલી, "આપનું નામ કહો, નહિ તો મારે ઘેર ચાલો. આપે મને તે દુષ્ટના પંજામાંથી છોડાવી તે હું પિતાજીને કહીશ; પણ તે મને કહે કે તેમને કેમ લઈ આવી નહિ ત્યારે નિદાન આપનું નામ ઉચ્ચારીને બેસી રહેવાનું સાધન તો જોઇએ ને?"

"મોહના બહેન, તેમને કહેજે કે હું બાદશાહના પ્રદેશમાં તોફાન કરનારો એક તોફાની છું. એટલુંજ કહીશ એટલે તે સમજી જશે. પુનઃ તેમને તું ઘેર કેમ લાવી નહિ એ પ્રશ્નજ તે નહિ કરે."

"નહિ, એટલેથી નહિ ચાલે." મોહનાએ નિશ્ચયપૂર્વક કહ્યું.

"ત્યારે તેમને કહેજે કે" કિંચિત્ ચકતામિશ્ર અવાજે તેણે કહ્યું, "તે મરાઠાનું અપમાન જોઇ શકતો નથી, ગોમાતાની હત્યા સહન કરી શકતો નથી અને—અને અનાથ ભગિનીઓને યવનોના પંજામાંથી છોડાવવા માટે તોફાનનું પાપ કર્યા સિવાય તેનાથી રહેવાતું નથી."

"પણ એ સર્વ કરનારનું નામ?"

"તેનું નામ! તેના નામની શી જરૂર છે? પોતાના પિતાના પણ દુઃખમાં કારણભૂત થઇ પડેલા કુલાંગારનું નામ સાંભળવાની તમને શી જરૂર છે?"

"મોહના, બેટા તેમને કષ્ટ ન આપ." સુભાનજીએ ડહાપણથી કહ્યું, "મહારાજ, અમને નામની શી જરૂર છે? આપના વચન પ્રમાણે અમોને યાદ રાખશો એટલું બસ થશે."

પોતાનું નામ નહિ કહેવાથી સર્વને અઠીક લાગેલું જોઇ તે યુવકે કહ્યું, "સુભાનજી, મોહના બહેન, માઠું લગાડશો નહિ. મારા નામમાં એટલું શું છે? વિજાપૂર દરબારના રાજનિષ્ઠ શહાજીરાજનો



મોહના બ્હેન! મારું શેલું રહ્યું ને, લાવો તેનો હમેશ મારી કમરે બાંધવું
પડે છે ... ... ... ... ... ...પૃષ્ઠ ૧૨૫.

હું પુત્ર છું, મને લોકો શિવાજી કહે છે ! કેમ હવે જાઉં ને ? સુભાનજી, રજા લઉં છું ! અનુસૂયા, મોહના હવે જાઉં ને ?"

સર્વનાં નેત્રમાં પાણી ભરાઇ આવ્યું. એકેથી જાવ એમ કહેવાયું નહિ.

શિવાજી મહારાજ જવા લાગ્યા. તેટલામાં રૂદ્ધ સ્વરે મોહના બોલી, "ભાઇ, આ ઘોડાને રાખીને હું શું કરૂં ?"

"એજને ? બહેન, મુરારને આપી દેજે."

મુરાર અને પોતાની મૈત્રી છે તે મહારાજની જાણ બહાર નથી કે શું એ સમજવા તેણે મહારાજ તરફ એક અત્યંત સૂક્ષ્મ દૃષ્ટિક્ષેપ નાખ્યો; પણ તેવું કંઇ તેની દૃષ્ટિએ પડયું નહિ.

ઘોડાનો નિર્ણય આપી મહારાજ નીકળ્યા, પણ બે પગલાં ભર્યાં તેટલામાંજ શેલાનું સ્મરણ થયું. તરતજ પાછા ફરી તેમણે કહ્યું, "મોહના બહેન, મારૂં શેલુ રહ્યું ને? લાવો! તે તો હંમેશ મારી કમરે બાંધવું પડે છે."

મોહનાએ એક દીર્ઘ શ્વાસ કાઢયો. પોતાના પદર તળેથી શેલું કાઢી તેણે મહારાજને સ્વાધીન કર્યું. તરત મહારાજે પાગડામાં પગ મુક્યો અને એક હાથે શેલું બાંધતા બાંધતા બહાર નીકળી ગયા અને મોહનાએ સુભાનજીને કહ્યું. "પ્રભુ અનાથનો નાથ અને શીયળ સંરક્ષક છે. નહિ તો અમારૂં કોણ બેલી હતું."



# પ્રકરણ ૯ મું.

## પ્રેમનું અપવિત્ર પૂષ્પ.

ગત પ્રકરણમાં કહેલા બનાવને આજે કેટલાએ દિવસ થઇ ગયા હતા. પણ તે દિવસની સ્મૃતિ મોહનાના હૃદયમાં અદ્યાપિ જેવી ને તેવી હતી. તે દિવસે મોહનાએ શિવાજી મહારાજને પ્રથમજ જોયા હતા. ત્યાં સુધી તે શિવાજી મહારાજનાં શૂર કૃત્યો, તેમના વિષે સેંકડો લોકો તરફથી થતા ગુણાનુવાદ માત્ર કર્ણ પરંપરાએ સાંભળતી હતી. સેંકડો અનાથ કુટુંબો તરફથી મહારાજ પર થતી આશીર્વચનોની વૃષ્ટિથી તેનું ચિત્ત મહારાજ વિષે ભક્તિ યુકત પ્રેમથી ઉછળી રહ્યું હતું. તે દિવસે તો આ ભક્તિ યુક્ત પ્રેમ તેના માનસ સરોવરમાંથી ઉભરાઈ રહ્યો હતો.

મહારાજને જેમ ધન્યવાદ આપનારા હતા તેમ શાપ આપનારા પણ હતાજ. તેમના દેશ કાર્યમાં તેમને મળનારા હતા તેમ તેમનાથી બે ડગ દૂર રહેનારા પણ હતા: પણ આ બીજા વર્ગમાંજ પોતાના પિતા છે તે જોઇ તે દિવસે મોહનાને ઘણું ખરાબ લાગ્યું. મહારાજાએ પોતાના પ્રેમાળ પિતાને દોષ આપેલો જોઇ તેનું મન અતિશય વ્યગ્ર બન્યું, પોતાની હકીકત પિતાને કહ્યા સિવાય તેને ચેન પડ્યું નહિ. પોતાને શિવરાયે કેવા મહાન સંકટમાંથી બચાવી તેની સમગ્ર હકીકત તેણે પિતાને કરૂણા પૂર્ણ વાણીથી કહી. ચંદ્રરાવ અને શિવાજીનો સ્નેહ સંબંધ થયાની જે બૂમ પડી અને જે વિષે મહમદ આદિલ-શાહનું ચિત્ત ભડકી તેણે ચંદ્રરાવની રાજદ્રોહીમાં ગણના કરી લીધી તે આજ પ્રસંગ પછી! શિવાજીનાં એક એક કૃત્ય જેમ જેમ મહ-

મદશાહના કાન પર આવવા લાગ્યાં, તેમ તેમ તે પ્રત્યેક મરાઠા તરફ શંકાની નજરથી જોવા લાગ્યો. પ્રત્યેક રાજનિષ્ઠ સરદાર વિષે તેને સંશય આવવા લાગ્યો. આ સર્વ લોકોએ રાજનિષ્ઠાનો બહારથી કેવળ ઢોંગ કરવા માંડેલો હોઇ અંદરથી પ્રત્યેક રાજદ્રોહી છે એવી ભાવના દૃઢ થઇ. શિવાજી અને તેના મિત્રોના વિઘ્નથી મુસલમાનોની અનર્થકારક સ્વચ્છંદતામાં ઘણી અડચણો આવી. અર્થાત્ એ સ્થિતિ તે સહન કરી શક્યા નહિ અને એવી વાતોથી બાદશાહના કાન ભંભેરવાનો તેમણે આરંભ કર્યો. તેઓએ બાદશાહની એવી માન્યતા કરી દીધી હતી કે, શિવાજીનાં તોફાની કૃત્યોમાં કેવળ શહાજીનીજ નહિ; પણ બીજા પણ કેટલાક મરાઠા સરદારોની સંમત્તિ છે. ખરી રીતે એ વાતમાં લેશ માત્ર સત્યતા નહતી. ખૂદ બાદશાહની માફકજ તે વખતના ઘણા એક મરાઠા સરદાર શિવાજીનાં તોફાની કૃત્યોને ત્યાજ્ય ગણતા હતા. પોતાની હિન સ્થિતિ વિષે તેમને કંઇજ લાગતું નહતું એમ નહતું; પણ શિવાજીની લુંટ–ધાડ–એજ શબ્દ બાદશાહની માફક તેઓ પણ શિવાજીના કૃત્યો માટે વાપરતા હતા. પોતાની સ્થિતિ સુધરવા વિષે તેમને સહેજ આશા નહતી, મુસલમાનોની માફકજ તે તેમને ચોર, ખૂની, લુંટારા નામથી સંબોધતા, શહાજીનું પવિત્ર કુળ, તેમની ઉજ્જ્વળ કીર્તિ એ કુલાંગારે કલંકિત કરી એમ કહી તે તેમને દૂષણ આપતા, તેમને ધિક્કારતા અને શહાજીની તેઓને દયા આવતી. તેમના તરફ જોઈ તેમને મહાન દુઃખ થતું.

ચંદ્રરાવની સ્થિતિ એવીજ હતી. સ્વચ્છંદી વિધર્મીઓની દૃષ્ટિએ દેખાતી શિવાજીનાં કૃત્યોની કાળી છાયાજ તેમની દૃષ્ટિએ પણ જણાતી હતી. પોતાના સ્નેહીના પુત્ર તરીકે તેમણે લેખન દ્વારા

શિવાજીને ઘણો ઉપદેશ આપ્યો, પણ શિવાજીએ અત્યંત નમ્રતાથી ઉત્તર લખ્યો:—

"અમારી કૃતી આપને વિકૃત સ્વરૂપમાં દેખાય છે તે માટે નિરૂપાય છીએ. અમારો લુંટફાટનો ધંધો નથી. જન સમાજના ધનનું રક્ષણ કરવાનો છે. વિધર્મી અને પરદેશીની સત્તાનો ઉચ્છેદ કરવાની અમારી ઇચ્છા નથી. આર્ય ધર્મનું સંરક્ષણ, ગૌબ્રાહ્મણનું પાલન એજ અમારૂં કેન્દ્ર છે. એજ અમને 'શ્રી' ની આજ્ઞા છે. અમે કોણ? 'શ્રી' ના–સેવક ભવાની માતાના સેવક–કરતી કારવતી તો જગદંબા સમર્થ છે. અમારા હિતની ચિંતા તે જગદંબાને છે. આપ દુઃખી થશો નહિ."

ઉક્ત પત્રને આત્મઘાતી શિવાજીની મૂર્ખતાનું પ્રદર્શન માની ચંદ્રરાવ સ્વસ્થ બેઠા. આત્મઘાતાર્થે પ્રવૃત્ત થયેલા શિવાજીને આ પછી ઘાતકી માર્ગેથી પરાવૃત કરવાનું અશક્ય માની તેમણે પુનઃ પત્રવ્યવહાર કર્યો નહિ. તેમનાથી હવે તે પહેલાં કરતાં પણ ચાર પગલાં દૂર રહેવા લાગ્યા; પણ એક દિવસ આ મૂર્ખ; અહંમન્ય અને લુંટારા શિવાજીએ પ્રાણથી પણ અધિક પ્રિય કન્યાને કાળની દાઢમાંથી મુક્ત કરી તેથી અને પોતાની અને અનુસૂયાની મુક્તિ વિષે મોહનાએ કહેલી હકીકતથી ચંદ્રરાવનું મન ચળવળ્યું. પોતાને જીવતદાન આપનાર શિવાજીને પોતે ઘેર આવવા વિનંતી કરતાં પિતા વિષે તેમણે કેવા ઉદ્દગાર કાઢ્યા તે પણ જેવાને તેવા ચંદ્રરાવ આગળ બોલવાને મોહનાએ પાછી પાની કરી નહિ. શિવાજીએ પોતા વિષે કાઢેલા ઉદ્દગાર સાંભળી ચંદ્રરાવનું મન ખિન્ન થયું. પોતાની પુત્રી પરના પ્રસંગની વાત જાણી તેને અન્યપર થતા જૂલમની કલ્પના થઇ. પોતાની લાડકી પુત્રીને ઉપરોક્ત દારૂણ વિપત્તિમાંથી શિવાજીએ છોડાવેલી જોઇ શિવાજીના

લુંટારા તરીકેનાં ઓળખાતાં કૃત્યોનું ખરૂં ઉજ્જવલ સ્વરૂપ તેમની દૃષ્ટિ આગળ તરી ઉઠ્યું.

"છટ્ ! હવે પછી જો શિવાજીને તુચ્છ માની હું તેમનાથી દૂર રહીશ તો મારી કૃતઘ્નતાનો પાર રહેશે નહિ." ચંદ્રરાવે પોતાના મન પ્રતિજ ઉદ્‌ગાર કાઢયા. કેટલીક વારે તેમણે પોતાની કન્યાને કહ્યું, "બેટા, તું ચિંતા કરીશ નહિ. શિવાજીને આપણે ઘેર બોલાવી તેમણે મારા પર જે અગણિત ઉપકાર કરેલ છે તે દર્શાવ્યા સિવાય હું રહીશ નહિ." ચંદ્રરાવે તરતજ અત્યંત આગ્રહ પૂર્ણ વિનતી પત્ર લખી શિવાજીને એક વાર મળી જવા પ્રાર્થના કરી.

વાસ્તવિક રીતે શિવાજીને એજ જોઇતું હતું. ચંદ્રરાવ જેવા કડક પુરૂષને પણ પોતે પોતાના પક્ષમાં મેળવી શકશે એવી તેમને શ્રદ્ધા હતી; પણ દુઃખની વાત એ હતી કે, એ કામમાં તેમને ધારવા પ્રમાણે યશ મળ્યો નહિ. શિવાજીએ પોતાપર કરેલા ઉપકાર માટે પોતે અપરંપાર ઋણી છે એમ ચંદ્રરાવે દર્શાવ્યું. તેમની સાથે તે અત્યંત સ્નેહભાવના આચાર રાખવા લાગ્યો, શિવાજીએ પણ પોતાના કોમળ રાજ કારણના સૂક્ષ્મ પાસ–તંતૂ ધીમે ધીમે ચો તરફ વીંટવા માંડયા; પણ એટલામાં બાદશાહના પ્રદેશમાં લુંટફાટ કરનાર શહાજી રાજના પુત્ર અને વિજાપૂરના આશ્રયથી ઉન્નત થયેલ ચંદ્રરાવ મોરેનું સૂત્ર એક થયું છે એવી વાતો જ્યાં ત્યાં થઇ રહી. આજ અરસામાં વિજાપૂરના દરબારમાં ભય ઉત્પન્ન થવા જેવાં કૃત્યો પણ શિવાજીએ કર્યાં. તેમના ક્ષુલ્લક સ્થાનિક તોફાનોને ઘણાજ ટુંકા વખતમાં ભિષણ એવું વ્યાપક સ્વરૂપ પ્રાપ્ત થયું. મર્યાદિત ક્ષેત્રોના લોકોમાં અસ્વસ્થતા ઉત્પન્ન થવા જેવાં કૃત્ય કરનાર લુંટારા, ધાડપાડુ વગેરે પ્રકારનાં નામાભિધાન લુપ્ત થઈ, અખિલ મહારાષ્ટ્રના લોકોનાં

મન હલમલાવનાર, વિજાપૂરની આદિલશાહી વિરૂદ્ધ જન સમાજનાં ચિત્ત પ્રક્ષુબ્ધ કરનાર અને આદિલશાહની સત્તા તોડી પાડવા માટે માનવ સમાજને ઉશ્કેરી બંડ ઉઠાવનાર 'બંડખોર શિવાજી' એવું નામાભિધાન તેમને મળ્યું.

આ વાતથી ચંદ્રરાવના રાજનિષ્ઠ અંતઃકરણને ધક્કો લાગ્યો. હવે પછી શિવાજી સાથે સ્નેહ સંબંધ રાખવો તે રાજનિષ્ઠા વિઘાતક અને પોતાને જોખમમાં નાખવા જેવું છે; એમ તેમના શુદ્ધ, રાજનિષ્ઠ પૂર્ણ મને માની લીધું. પોતાના રાજકારણના રેશમી તંતૂ શિવાજી દિન પ્રતિદિન તેમની ચોતરફ અધિકાધિક ઘટ્ટ બનાવવા લાગ્યા અને આજસુધી એક માખી પ્રમાણે નિશ્ચેષ્ટ રહેલા ચંદ્રરાવ મોરે એ જાળમાંથી ધીમે ધીમે મુક્ત થવા લાગ્યા—નીકળી જવા લાગ્યા. પોતાના માયા પાશમાં ચંદ્રરાવને ગૂંથી લઇ રાજ કારણ પૂર્ણ કરવાનો સમય સમીપ આવવાથી શિવાજી ગૂંથણીની પરાકાષ્ટા કરવા લાગ્યા, ત્યારે ચંદ્રરાવના એ જાળમાંથી બહાર નીકળવાના નિશ્ચયાત્મક પછાડા શરૂ થયા. ધૂર્ત શિવાજી સ્થિતિ તરતજ પામી ગયા અને તદ્દન અજાણપણે પોતાની જાળના તંતૂ નરમ કરતા ગયા. સારાંશ શિવાજી અત્યંત નિરાશ બન્યા. પોતાની વાણીની, કૃત્યની કે લાગણીની ચંદ્રરાવ પર જોઇએ તેવી અસર નહિ થયેલી જોઇ શિવાજીનું મન કંઇક ઉદાસ થયું. તેમણે જોયું કે, આ વખતે જો કારસ્થાન તંતૂ અધિક ઘટ્ટ બનાવવા લાગીશ તો તે એકદમ તડતડ તોડી નાખશે. કારણ આ તંતૂ પૂર્ણ ઘટ્ટ બન્યા નહતા. મનને બદ્ધ કરી નાખનાર સ્નેહની ચિકાશ તેમાં ઉદ્ભવી નહતી. શિવાજીના સદ્‌હેતુ વિષે, મહાન કાર્ય વિષે અને સદ્‌ગુણપણા વિષે ચંદ્રરાવની જે સારી માન્યતા થઇ હતી તેના મધ્યબિન્દુ તરીકે તેની પ્રાણપ્રિય

કન્યા મોહના હતી, એ વાત શિવાજી જાણતા નહતા એમ નહતું; પરંતુ શિવાજીએ મોહનાને છોડાવી હતી તે કંઇ ફળની આકાંક્ષા ધારીને નહિ. કાકતાલીય ન્યાયે ચંદ્રરાવનો સ્નેહ સંપાદન કરવામાં તેમને એક કારણ મળ્યું હતું એટલુંજ. ચંદ્રરાવના કિલ્લામાં, ચંદ્રરાવના હૃદયમાં પોતાનો એક વખત પદ ન્યાસ થશે એટલે પોતાના સત્કાર્યના બળ પર જોત જોતામાં તેમના મનસહ તેમનું સર્વ રાજ્ય, આખો જાવળી પ્રાંત-વ્યાપી નાખી શકાશે એવો તેમને વિશ્વાસ હતો. પણ શિવાજીની અટકળ ભૂલ ભરેલી નીવડી. ચંદ્રરાવની ખરી રાજનિષ્ઠા આ રાજ કારણમાં આડે આવી તેથી કિંવા ચંદ્રરાવના મન પર રાજનિષ્ઠ જેટલુંજ વર્ચસ્વ ધરાવનારી તેની પ્રિય કન્યા આ રાજકારણમાં પડી નહિ તેથી પાસો ઉંધો પડ્યો. અર્થાત્ મોહનાને મધ્યબિંદુ કલ્પી શિવાજીએ જાવળીના રાજકારણની જાળ ગૂંથવાનો આરંભ કરવાનો નિશ્ચય કર્યો. સ્નેહમય રેશમી તંતુનો પહેલો છેડો મોહનાના કંઠે વીંટયા સિવાય, પ્રેમ પાશમાં ચંદ્રરાવ ભાગ્યે સપડાશે એ વિષે તેમની ખાત્રી થઇ.

પણ એમ દૂર દૂર રહી ચંદ્રરાવને પોતાનો બનાવવાનું કામ તુરતમાં ફલિત થાય તેમ નહતું. ચંદ્રરાવ બંધાય તો તે કાલાંતરેજ. શિવાજીનું રાજકારણ તો હાથ વેંતમાં આવેલું હતું. જાવળી પ્રાંતની તેમને અત્યંત જરૂર જણાતી હતી; તેથી મોહનાને વચમાં નાખી તેના બળ પર ચંદ્રરાવને શરીર અને મનથી પોતાનો બનાવી લેવા સારૂ શિવાજીએ સ્નેહના પટા પર છેવટનો પ્રેમ ફાંસો નાખ્યો.

આ વાતને અનુસરી શિવાજી તરફથી રઘો બલ્લાળ અને સંભાજી કાવજી એ બે સરદારોને, મોહનાની માગણી કરવા વિષે અને તેમાં જય ન મળે તો મોહનાની માગણી કરવાના મિષે, ચંદ્-

રાવના સૈન્યની તથા એકંદર અંતઃસ્થિતિનું સૂક્ષ્મ રીતે નિરીક્ષણ કરવા માટે ગુપ્ત આજ્ઞા થઇ હતી એ વાચકોની જાણમાં આવેલું છેજ. તેમણે એ કાર્ય કેવી રીતે પૂર્ણ કર્યું તે પરંપરાથી વાચકોના જાણવામાં આવશેજ. તેથી હવે આપણે પુનરપિ મોહનાની કરૂણાજનક સ્થિતિ તરફજ નજર કરીશું.

નિત્યક્રમ પ્રમાણે મોહના વિલાસગઢ પરની પોતાની બારીમાં બેઠી હતી. આ સ્થળે બેસીને મોહના મુરારરાવની રાહ પ્રહરના પ્રહર સુધી જોયા કરતી હતી. મુરારરાવનું લક્ષ શિવાજીના પક્ષ તરફ હોવાથી હમણાં હમણાં ચંદ્રરાવને મુરારનું અક્ષય આગમન પસંદ નહતું એ મનેચ્છા જો કે તે પ્રત્યક્ષ બોલી બતલાવતો નહતો, પણ મુરારને પોતાને ઘેર મોહનાની સંગતમાં જોતાંજ તેના કપાળે પડતી આંટીઓ એ ભાવ છુપાવી શકતી નહતી. મુરાર તેના તરફ નજર કરે ત્યારે તે બીજીજ દિશાએ જુએ! મુરાર કંઇ બોલવા લાગે ત્યારે તે બીજાની સાથેજ વાત કરવા માંડે અને એકદમ ભ્રકુટી વક્ર કરી તિરસ્કાર પૂર્ણ દૃષ્ટિ ફેંકી ત્યાંથી ચાલતા થાય.

આવા પ્રકારનું સ્વાગત મુરારાવને વિશેષ પસંદ નહિ પડવાથી બનતા સુધી ચંદ્રરાવના ઘરમાં ન આવતાં બહારજ તે મોહનાની મુલાકાત લેતો, જાવળીના વનમાં એકાદ વૃક્ષ નીચે મોહનાની સોબતમાં તે કલાક અર્ધો કલાક વ્યતિત કરી ચાલ્યો જતો. ઘણે દૂરથી મોહના મુરારના અશ્વનો પાદધ્વનિ ઓળખતી અને સંકેત સ્થાને તેની ભેટ લેવા તે જતી; પણ સ્વપ્ન કથનના દિવસ પછી મુરારની ભેટ થઇ નહતી. જે દિવસે મોહનાએ પોતાને આવેલું ભયંકર સ્વપ્ન મુરારને કહ્યું, તે દિવસથી મોહના અને મુરાર એ પ્રણયીયુગ્મના સુખના દિવસ પૂર્ણ થયા. " તમારા પિતાએ મારા પિતાનું ખૂન

કર્યું એમ મેં જોયું. એ ભિષણ શબ્દ મોહનાએ ઉચ્ચાર્યા પરંતુ મુરાર મોહનાથી દૂર થયો નહિ; પણ "શિવાજી મહારાજે મારી માગણી કરી; એવું મેં સ્વપ્નમાં જોયું" એમ જ્યારે મોહનાએ કહ્યું, ત્યારે તેજ સમયે મોહનાના સ્કન્ધપરથી મુરારનો હસ્ત નિર્જીવ બની નીચો પડયો. ત્યાર પછી તેણે પોતાના પાતકી હસ્તનો સ્પર્શ મોહનાના પવિત્ર શરીરે કદી પણ થવા દીધો નહિ. મોહનાના સ્વર્ગીય શરીર સૌંદર્ય તરફ પોતાની પ્રણય દૃષ્ટિ મુરારે કદી પણ નાખી નહિ. મોહનાનું પવિત્ર ધ્યાન પોતાના મનમાં મુરારે કદી પણ આણ્યું નહિ. મોહના વિષે મુરારનો પ્રણય મોહ એટલી હદે જઇ પહોંચ્યો હતો કે, એક વખત સ્વહસ્તે તેના પિતાનું ખૂન કરી તેના રક્તથી તરબોળતા હાથે પણ તેણે મોહનાને આલિંગન આપ્યું હોત! પણ "શિવાજી મહારાજે મારી માગણી કરી! હું શિવાજી મહારાજની થઇ!!" એ શબ્દ એટલા ભિષણ હતા કે તેથીજ એકજ પ્રણય સૂત્રમાં પૂર્ણ રીતે પરોવાયલા બે જીવ એકાએક એ પ્રણય સૂત્રજ તડાક લઇ તૂટવાથી એક બીજાથી તદ્દન અલગ થયા! મોહના પોતાના વિલાસગઢના માર્ગે ગઇ! મુરાર પોતાના નિવાસ સ્થાન તરફ વળ્યો!

મોહનાના સ્વપ્નની એક એક વાત મુરારની પ્રત્યક્ષ સૃષ્ટિમાં આવવા લાગી; પણ ઉલટ મોહના પોતે સ્વપ્ન પર વિશ્વાસ રાખી મુરારને તિરસ્કાર્યો તે માટે પોતાને દુષણ આપવા લાગી. મોહના ઘેર આવ્યા પછી એકંદર ચમત્કારિક વર્તનનો શાંતિથી વિચાર કરવા લાગી, ત્યારે યઃકશ્ચિત્ સ્વપ્ન પર વિશ્વાસ રાખી પોતે મુરારનો કેવો ઘોર અપરાધ કર્યો છે તે તેને સમજાઇ આવ્યું. જે સ્વપ્નની વાત અવિશ્વાસનીય માનવા માટે કેટલી વાર પૂર્વે તેણે મુરારને દોષ આપ્યો હતો, તેજ

વાત પર વિશ્વાસ રાખવામાં પોતે કેટલું પાતક કર્યું હતું, તેની હવે તેને કલ્પના થઇ. બે ચાર દિવસમાં મુરારનું પ્રસન્ન વદન જ્યારે દૃષ્ટિએ પડ્યું નહિ ત્યારે મોહનાનું મુખ કમળ કરમાવા લાગ્યું. તેનું મન તરફડવા લાગ્યું.

"હાય! હું કેવી પાપી છું!" પ્રહરના પ્રહર સુધી મુરારના માર્ગ તરફ લક્ષ રાખી છેવટે નિરાશાથી મોહના પોતા પ્રત્યેજ ઉદ્‌ગાર કાઢતી "આ ચંડાળણીનું મુખાવલોકન તે હવે શા માટે કરશે? બે ઇમાની મોહનાથી તે હવે દૂર રહેશે! મેં એ કેવળ વાત કહીને તેમનું કાળજું ચિરી નાખ્યું! અશ્રદ્ધાનો—બે ઇમાનપણાનો ગળ તેમના હૃદયમાં નાખી મેં તે વિષમય બનાવી દીધું. હવે ક્યાંથી દર્શન થાય!" છેવટે અત્યંત નિરાશાથી મોહના બારીમાંથી ઉઠી જતી.

નિરાશા બની મોહના બારીમાંથી ઉઠી જતી, પણ બીજે દિવસે પુનઃ તે ત્યાંજ આવી બેસતી. નિરાશાથી ભગ્ન હૃદયા મોહનાએ બારીમાં બેસી મુરારની વાટ જોવાનું કદી પણ છોડયું નહિ.

આજે એવીજ સંચિત મુદ્રાથી મોહના બારીમાં બેઠી હતી. કલાક દોઢ કલાક થઇ ગયો. શિકારે ગયેલા ચંદ્રરાવનો પણ ઘેર આવવાનો વખત થયો; પણ મુરારના ઘોડાના પગના ડાબલાનો ચિર પરિચિત ધ્વનિ મોહનાના કર્ણ પર આવ્યો નહિ. મોહના બારીમાંથી ઉઠી. એક દીર્ઘ નિઃશ્વાસ નાખી તેણે બારીમાંથી બહાર જોયું; તે સાથેજ અતિશય મંદગતીએ મુરારની મૂર્તિ વિલાસગઢ તરફ આવતી જણાઇ. પીંજરમાં પકડાયલું પક્ષી જેમ સ્વામી દૃષ્ટિએ પડતાંજ નાચવા કૂદવા લાગે છે તેમ મુરાર દૃષ્ટિએ પડતાંજ મોહનાનું હૃદય નાચવા લાગ્યું અને આનંદથી પોતાની પ્રેમ પંખ જાણે ફરફરાવવા લાગી.

તદ્દન મંદ પગલાં નાખતો મુરાર અંદર આવ્યો. મુરારને અંદર આવેલો જોતાંજ મોહના બારીમાંથી ઉઠી તેના તરફ દોડી ગઇ; પણ મુરારની વિષણ્ણ અને ભયંકર મુદ્રા જોતાંજ તે એકદમ અટકી. "મોહના, તારી ઓરડી તરફ ચાલ. તારી સાથે મારે બે વાત કરવાની છે." નિરાશાયુક્ત પણ ગંભીર સ્વરે મુરારે કહ્યું.

"આજે પગેજ ચાલીને આવવાનું થયુંને કંઇ!" ઓરડીમાં જતાંજ મોહનાએ પૂર્વનાં પ્રેમપૂર્ણ સ્વરે પુછ્યું.

મોહનાનો પુર્વ પરિચિત પ્રણય યુક્ત સ્વર સાંભળી મુરારની ચિત્ત વૃત્તિ અધિકજ ખળભળી "મોહના, તેં મહાન પ્રેમભાવથી અર્પેલો વારૂ કંઈ નાશી છૂટયો કે કોઇ છોડી લઈ ગયો તે કંઇ સમજાતું નથી. પણ તે તે દિવસથી તે મારી પાસેથી જતો રહ્યો છે એ તો નક્કીજ છે." મુરારે અર્થ પુર્ણ ઉત્તર આપ્યો.

"તમે તેની શોધ કેમ નહિ કરી?"

"તેને શોધી કાઢવાની જરૂર મને જણાઇ નહિ."

"એટલે? તે જો કે તે મૂઆ યવનનો હતો, તો પણ મહારાજે તેની પાસેથી જીતી લીધેલો હતોને? તેમણે મને બક્ષીસ આપ્યો અને મેં તમોને પ્રેમની નિશાની તરીકે અર્પ્યો. હવે હું તે પાછો માગું તો?"

"તો! તો હું તે પાછો આપી શકીશ નહિ. તેં મને પ્રેમથી આપ્યો ખરો પણ મે તે હમેશને માટે ખોયો! પણ મોહના, એ વિષે માઠું ન લગાડીશ. તેના કરતાં સોગણો ઉત્તમ વારૂ તારી સેવામાં સાદર કરીશ. મોહના, તે વારૂ પર જ્યારે હું તને આરૂઢ થયેલી જોઇશ ત્યારે મારાં નેત્ર પડળ દૂર થશે. મોહના, મારા માટે એ વારૂ પર બેસવાનું વચન મને આપીશને?"

"કેવી આ વળી જુદીજ માગણી? એવી ક્ષુલ્લક વાતને આટલું મહત્વ શા સારૂ? પણ એવા કયા વારૂ પર તમે મને બેસાડશો?"

"જે વારૂ પર અર્ધાસને બેસવાનો આજસુધીમાં માત્ર માતુશ્રી સઇબાઇનેજ અધિકાર છે!"

"શું આ? કેવું આ વિચિત્ર વદો છો?"

"છટ્! એમાં વિચિત્ર બિચિત્ર કંઇ નથી. જે તને સ્વપ્નમાં જણાયું તેજ હું બોલું છું. મોહના, જવા દે તે યવનનો દુર્બળ વારૂ. મારાથી લુપ્ત થયેલા તે વારૂનો બદલો વાળવા માટે પ્રત્યક્ષ શિવાજી મહારાજના પવિત્ર વારૂ પર હું તને બેસાડીશ."

મોહનાનું વક્ષઃસ્થળ ધબકવા લાગ્યું. તેનું મુખ કંપી ઉઠ્યું. ક્ષીણ અવાજે તે બોલી, "કેવી આ વિચિત્ર મશ્કરી આજે તમે આરંભી છે?"

"મોહના, જે વિષયમાં મહારાજનો લેશ પણ સંબંધ હોય છે તે વિષય સંબંધી મેં કદી મશ્કરી કરી હોય એવું તને અદ્યાપિ સુધી જણાયું છે કે? આ સ્વપ્નની વાત નથી. એ મશ્કરીનો વિષય નથી મોહના, ચંદ્રરાવનું કુળ આજે તેં ધન્ય કર્યું છે. તારા જેવી ભાગ્યવાન, માતુશ્રી સઇબાઇ શિવાય મને કોઇ પણ જણાતું નથી."

"તમે એ શું બોલો છો? તમારા ભાષણનો અર્થ મને બરાબર સમજાતો નથી."

"મોહના, સ્વપ્ન સૃષ્ટિનો અર્થ તને સમજાયો છે ને?"

"છઃ! છીઃ! હું તે સર્વ વીસરી ગઇ છું. હું ચાંડાલણ તેથી મને તેવું ભ્રષ્ટ સ્વપ્ન આવ્યું. એ વિષે મહારાજ મને ક્ષમા કરશે. અને—અને આપ એ માટે ક્ષમા નહિ કરો મોહનાને? તે મલિન વાત ખરી માની હવે પછી તમારો તિરસ્કાર કરવાનું પાતક તમારી

મોહના કદી પણ નહિ કરે." વ્હાલથી મુરારના કંઠે વળગવા માટે મોહના આગળ આવી; પણ તેથી અત્યંત ભય પામી, મુરાર પાછળ હઠયો.

"મોહના, તારા શબ્દોનું તને સ્મરણ છે કે? તેંજ કહ્યું હતુંને કે, સ્વપ્નમાં દૃષ્ટિએ પડેલી વાતો ભવિષ્યમાં ખરી થાય છે, કિંવા ભવિષ્યમાં બનવાની વાતો સ્વપ્નમાં પ્રત્યક્ષ થાય છે!"

"પણ હમણાં કહ્યુંને કે, તે હવે ખરી લાગતી નથી એમ?"

"પણ મને તે હવે ખરી લાગે છે, તેની સત્યતાનો મને અનુભવ થયો છે. મોહના તારી સ્વપ્ન વાર્ત્તા સત્ય બને તો?"

"તો મારા જેવી અભાગિણી ત્રિલોકમાં પણ નહિ મળે!"

"કેમ? મોહના, એમ કેમ બોલે છે?"

"ત્યારે શું કહું? પિતાનું ખૂન થયેલું જોઇ હું સુખી થઇશ એમ કેવી રીતે કહી શકું?"

અત્યાર સુધી મોહનાના સ્વપ્નની એકજ વાત મુરારના ચિત્તમાં વ્યાપી રહી હતી. મહારાજે મોહનાની માગણી કરી એ એકજ વિચારે તેનું મન ભ્રમિષ્ઠ બનાવ્યું હતું. પણ પોતાના સ્વપ્નની આ બીજી વાતનો મોહનાએ પુનરૂચ્ચાર કર્યો તે સાથેજ તેની ભ્રમિષ્ઠ વૃત્તિની અવધિ થઇ! એકાદ બેફામ માણસની માફક તેનાં નેત્ર આમતેમ ફરવા લાગ્યાં, એકાદ પ્રત્યક્ષ ખૂન ચઢેલા માણસની માફક તે લાલચોળ બની ગયાં, તેના દાંત કકડવા લાગ્યા, અધરોષ્ઠ થરથર કંપવા લાગ્યા, ચિત્તને ચીરી નાખે તેવા ભિષણ સ્વરે તેણે પુછ્યું, "મોહના તારા પિતા—ચંદ્રરાવ મોરેનું—ખૂન થયેલું તેં તારા સ્વપ્નમાં જોયું? કોણે? કોણે તે ખૂન કર્યું? હું તે સ્થળે નહોતો?"

"નહિ! એમ ન બોલો. તમારા તરફ જોતાં મને ભય લાગે

છે, નેત્રો ન ચમકાવો ! ચક્ષુ કેવાં લાલ થઇ ગયાં છે! તેમાંથી રક્તનાં ટીપાં પડતાં હોય તેવો ભાસ થાય છે. નાથ-"

"હાં ! એ શબ્દ ન ઉચ્ચારીશ. મોહના, પુનઃ તે શબ્દ ઉચ્ચારીશ નહિ. પુનઃ તે શબ્દ તારી જીહ્વાપર આવશે તો તે પૂર્ણ થતા પહેલાં ઉચ્ચારનારની જીભ તૂટી પડશે; અથવા તો આ ખંજરનું અગ્ર મારા કર્ણુરમાં ભોંકી હું મારા કર્ણ બધિર બનાવીશ !"

"નહિ; નથી ઉચ્ચારતી; પણ નેત્ર એમ ન ફેરવો; એમ હસ્ત ન હલાવો ! તમારી મુદ્રા તરફ જોઉં છું તો મને લાગે છે-"

"શું ? શું લાગે છે તને ?"

"કે-કે-આપજ પિતાનું ખૂન કરવાના છો !"

મુરારની મુદ્રા કાળી કાજળ જેવી થઇ ગઇ. એક ચમત્કારિક હાસ્ય કરી તે બોલ્યો, "મોહના, અત્યાર સુધી જે વાતો તને સ્વપ્નમાં જણાઇ તે તું બોલી અને હવે જે વાત કદી તારા સ્વપ્નમાં પણ આવનાર નથી તે બોલવાનો વિચાર કર્યો જણાય છે ? શું ? તને શું લાગે છે ? મેંજ તારા પિતાનું ખૂન કર્યું ? પુનઃ એકવાર તેજ વાક્ય ઉચ્ચારી મુરારે વિકટ હાસ્ય કર્યું.

"પણ કેમરે મોહના;" એકાએક ઠંડા સ્વરે મુરારે પુછ્યું, "શિવાજી મહારાજે સ્વપ્નમાં તારી માગણી કરી હતીને ?"

"શા માટે પુનઃ સ્વપ્નની વાત કરો છો?" મોહનાએ ખેદપૂર્ણ સ્વરે કહ્યું.

"એમ નિરાશ કેમ બને છે ? મોહના હમેશ કંઇ સ્વપ્નની વાતો સ્વપ્નમાં રહેતી નથી, તને એ વાત કેવળ સ્વપ્નનીજ કેમ લાગે છે ? ઘણી વખત સ્વપ્નની વાતો સાચી પડે છે. મોહના, ખરેખરંજ મહારાજે તારી માગણી કરી હોય તો ?"

"તો? તો? શું? તમારા મનમાં છે શું?" મોહના ભયભિત થઈ બોલી.

"તો તું તને પોતાને ભાગ્યશાળી નહિ સમજે? મોહના સાચે સાચુ કહે."

"હું મને ધન્ય સમજીશ પણ-પણ."

"પણ શું?"

"પણ પોતાને ધન્યવાન માનતી સ્ત્રીઓ હમેશ ભાગ્યશાળી ને સુખી હોય છે એમ નથી હોતું. અત્યંત દુઃખી દુર્દૈવી સ્ત્રી પણ એવા વખતે ધન્ય હોઇ શકે. ધન્યતા અને સુખ જોડાયલાંજ હોય એમ કહી શકાય નહિ."

"ગમે તે કહે પણ મોહના, તારાં નેત્ર આ વખતે શિવરાયની મૂર્તિ તરફ સ્થિર થયેલાં હોવાં જોઇએ."

"હું કેમ ભૂલીશ? મોહના એટલી કૃતઘ્ન કેમ બનશે? મહારાજનું તે સુંદર ધ્યાન મારા ચિત્તમાંથી આજ સુધીમાં કદી પણ ખસ્યું નથી. તે સિવાય જો અન્ય કોઈની મનોહર મૂર્તિ મારા ચિત્તમાં નિવાસ કરતી હોય તો,-તો-તે-"

કપાળે આંટીયો પાડી ભ્રમર વક્ર કરી, ભીતિજનક દૃષ્ટિથી મુરારે મોહના તરફ જોયું.

"એમ કેમ જુઓ છો? હું ખરેખર કહું છું. શિવરાયની મૂર્તિ સિવાય અન્ય કોઇની મૂર્તિ મારા હૃદયમાં અધિષ્ઠિત થઈ હોય તો તે—"

"શું?"

"તો તે અન્ય કોઇની પણ નહિ."

"અન્ય કોઇની પણ નહિ? મોહના, એ તું સાચે સાચું કહે

છેને ?" મોહનાના ભ્રમોત્પાદક સંદિગ્ધ વાક્યથી ગભરાઇ જઈ મુરારે પુનઃ એકવાર કઠોર શબ્દથી પુછ્યું.

"સત્ય કહું છું. આપને શેનો સંશય આવે છે? બીજી કોઇની પણ નહિ. આપના સિવાય બીજા કોઇની પણ નહિ!"

રક્ત નીકળતા સુધી મુરારે પોતાનો ઓઠ ચાવ્યો.

"મોહના, મને વચન આપ કે, આ મુરારની ક્ષુદ્ર મુદ્રાને તું હવે પછી તારા હૃદયમાં સ્થાન નહિ આપે. મહારાજના પવિત્ર વાસ્તવ્યથી પવિત્ર થયેલા હૃદયને આ પાપી મુરારનો સ્પર્શ! મોહના, કેવું ઘોર પાતક? ચાલ, ઝટ કર! આપ વચન! ત્યાં સુધી મારા ચિત્તને શાંતિ થશે નહિ."

"શું માગો છો તે લક્ષમાં છેને ?"

"પૂર્ણ રીતે લક્ષમાં છે. હું મને પોતાને કયારનોએ ખોઇ બેઠો છું. મોહના, મારૂં ધ્યાન, મારૂં મન, મારી ભાવના, મારૂં શરીર શિવરાયને ઓવારી નાખેલું છે. મને મારા પ્રાણ પ્રિય નથી. મારી" —એકદમ ચમકી મુરારે જીભ કરડી—"મોહના મને પ્રિય નથી. મહારાજની ઇચ્છા મોહના સાથે લગ્ન કરવાની છે. મોહના પોતાના પ્રેમની માળા મહારાજાના કંઠમાં આરોપવા તૈયાર છે—કે, એક ક્ષુદ્ર કીટકના સ્થાને તેનું મન લુબ્ધ થવાનું છે? મોહના, મને એ જાણવા દે! તારા મનની પરીક્ષા કરવા માટે હું આવ્યો છું. મોહના એક ક્ષુદ્ર વ્યક્તિના સહચર્યમાં સંસાર સુખ અનુભવવું ઠીક લાગે છે એમ કહીશ તો ત્રિલોકનું રાજ્ય મેળવવા માટે પણ મહારાજ તારા સંસારને બગાડશે નહિ."

"હાય! કેવી આ સ્વામીભક્તિ! કેવો ભયંકર આત્મયજ્ઞ! તમેજ મને પુછોછોને ?" મોહના દુઃખી દીસે બોલી.

"હા, હા, મોહના, જલદી કર. બીજા કોઇ પણ સ્થાને તારૂં મન અનુરક્ત નથી એમ કહે. પ્રેમ વિષયમાં શિવરાય સિવાય તારૂં મન સર્વસ્વ શૂન્ય છે એમ એકવાર મને કહે. હું! ચાલ, બોલ. મોહને, મારી ખાતર બોલ. મારે માટે એ આત્મચરી કરવાને તત્પર થા!"

"હા, મહારાજ હું આપની પાછળ છું એમ કદી પણ કહેવાનો પ્રસંગ આવશે નહિ. હું તૈયાર છું. મારી ભાવનાનો, મારા પ્રેમનો હોમ કરવા તત્પર છું; હવે પછી શિવરાયની ધીર ગંભીર રમ્ય મૂર્તિ સિવાય મારી દૃષ્ટિએ કોઇ પણ વસ્તુ દેખાશે નહિ. શિવરાય મારી દૃષ્ટિના તારલા! મારા નયનના જ્યોત! હું મારૂં તન મન ધન શિવરાયને સમર્પુ છું. તેમનામાં હું આત્મસમર્પણ—"

"હાં! હાં! પાગલ બાવા; એ આત્મસમર્પણ નથી પણ આત્મઘાત છે!" મોહનાનું વાક્ય પૂર્ણ થતા પહેલાં મુરારે ગર્જના કરી કહ્યું, "મોહના આપણા જેવાં પાતકી અન્ય કંઇ નહિ હોય! આત્મત્યાગના, આત્મયજ્ઞના પર્વત શીખરપર ઉભાં રહેલાં મોહના-મુરારના પગ નીચે પાપની ભિષણ ખીણ મુખ પહોળું કરી પ્રસરેલી છે. મોહના, વાસ્તવિક તને જે આત્મસમર્પણનું પૂણ્ય કાર્ય જણાય છે: તે તને અને મને ઘોર નરકમાં લઇ જનાર છે?"

મોહના ભયચકિત્ત બની પોતાના પૂર્વનાં ભાષણથી પૂર્ણ રીતે વિસંગત એવું ભાષણ કરનાર મુરારની તે વખતની ભયાનક મુદ્રા તરફ વિસ્મયતાથી જોતીજ રહી.

મુરારે આગળ બોલતાં કહ્યું, "મોહને, તારૂં આ કૃત્ય એકજ વખતે અત્યંત દેદીપ્યમાન હીરા પ્રમાણે સ્વાર્થત્યાગના-આત્મત્યાગના અલૌકિક તેજથી ચમકે છે અને તેજ વખતે કાળા કોલસા પ્રમાણે દૃષ્ટીએ મલિન દેખાય છે. એની બે બાજુ છે. એક અત્યંત ઉજ્જવલ

અને એક અત્યંત ઘોર કાલિમા પરિધાનિષ્ટ! મોહને! એમ આશ્ચર્યતાથી જોઇશ નહિ. તને હું ભ્રમમાં રાખતો નથી. તેમાંથી બહાર નીકળવાનો મને માર્ગ મળતો નથી."

"કહો જે હોય તે જલદી! મને ચક્કર આવતાં હોય તેમ લાગે છે, બોલો, બોલો!"

"મોહના, તેં મહારાજને જે પૂષ્પ અર્પણ કર્યું છે તે અતિશય મનોહર છે. તેના સુવાસથી દસે દિશા પમરાટમય બની ગઇ છે. પણ—"

"પણ શું?"

"પણ તે તાજું નથી. તે પવિત્ર નથી! દૂરથીજ ભલેને પણ તેનો સુવાસ આ ચંડાલે લીધો છે! મોહના, સર્વ ખટાટોપ વ્યર્થ ગયો. મહારાજનું રાજકારણ નિષ્ફળ થયું! પ્રેમનો દાવ ગળામાં આવ્યો. આત્મયજ્ઞમાં અપવિત્ર આહુતી પડી! હાય! હું તેમાંથી કેવી રીતે છુટું? તેં તારૂં સર્વસ્વ મહારાજને અર્પણ કર્યું, ચંદ્રરાવ મહાજની માગણીનો સ્વીકાર કરશે પણ હું તેમાંથી કેવી રીતે છુટું? પ્રેમનો અપવિત્ર દાવ મહારાજને જીતવા દઇ હું તેમનું રાજકારણ સાધ્ય બનાવું? છટ્! છટ! કલ્પાંતે પણ નહિ, તો પણ—તો પણ—"

મોહનાને મૂર્છા આવી. તેને પોતાના હસ્તમાં સંભાળી લઇ, તેનાં નેત્રો તરફ અચલ દૃષ્ટિ લગાડી મુરાર બોલ્યોઃ—

"તો પણ મોહના, આ રાજકરણ સાધ્ય થવુંજ જોઇએ અને તેટલીજ ખાત્રીથી આ અનર્થાપત્તિ ટળવી જોઇએ. એ બંને વાતો કેવી રીતે બને? એકજ માર્ગ જણાય છે. એકજ ઘા! એકજ ઘાથી એ બન્ને વાતો સાધવામાં આવશે તો સધાશે!"

"કયો ઘા? કયા ઘાથી એ બે વાતો એકદમ બને?" અર્ધ-

મૂર્ચ્છિત થયેલી મોહનાએ ક્ષણ માત્ર મુરાર તરફ ભય મિશ્ર દૃષ્ટિએ જોઇ પુછ્યું.

"કયો ઘા ? મોહના આ પ્રેમનું અપવિત્ર પૂષ્પ મહારાજના ચરણમાં પડતું અટકાવવાને અને તેજ વખતે જાવળીનું રાજકરણ સાધવાને એકજ ઘા કરવો જોઇએ. તે એકજ ઘાથી પ્રેમનું અપવિત્ર પૂષ્પ રક્તથી તરબોળ થશે અને જાવળી અનાથ બનશે !!"

ઉક્ત ભયંકર શબ્દ ઉચ્ચારી મુરાર ચાલ્યો ગયો અને મોહના બેશુદ્ધ બની પડી !



# પ્રકરણ ૧૦ મું.

## પુત્રી પ્રેમ !

ગત પ્રકરણમાં કહેલો ભયંકર શબ્દ ઉચ્ચારી મુરાર ઓરડીની બહાર નીકળ્યો; પણ તે વખતે તેનું દેહભાન બીલકુલ ઠેકાણે રહ્યું નહતું. પ્રત્યક્ષ ખૂન ચઢેલા માણસની માફક તેનાં નેત્રમાંથી અગ્નિના તણખા ઉડતા હતા, ઓઠ થરથર કંપતા હતા, દાંત કડકડતા હતા અને હાથપગ શિથીલ બની ગયા હતા. તેનો શ્વાસોચ્છ્વાસ વિલક્ષણ વેગથી વહેતો હતો અને છાતી તો એટલી ધડકતી હતી કે, પ્રત્યેક ક્ષણે તેના અંગરખાની કસો તતોતડ તૂટી જશે કે શું એવો ભય ઉત્પન્ન થતો હતો. તેના બાહ્ય સ્વરૂપના જેવીજ આંતર સ્થિતિ હતી. તેના વિચારસૂત્રના તંતૂ કયારનાએ તૂટી જઇ તેમાં રહેલા વિચાર મણી અસ્તવ્યસ્ત થઈ ગયા હતા.

તે ઓરડીની બહાર આવ્યો પણ હવેલીની બહાર જવાનો રસ્તો તેને જણાયો નહિ. જે બાજુ પગ વળ્યા તે બાજુ તે જવા લાગ્યો અને અચાનક ચંદ્રરાવ મોરેના ખાનગી દિવાનખાનામાં આવી પહોચ્યો. ત્યાં પોતાના જેવોજ એક ભિષણ પુરૂષ તેની દૃષ્ટિએ પડયો !

એ પુરૂષ દેખાવમાં અતિ સુદૃઢ હોઇ રંગે કાળો હતો. આ વખતે તે દિવાલ નજીક પથરાયલા ગીઝનીના ગાલીચા પર પડેલો હોઇ તેના મસ્તક પરના લાંબા કેશ તેના મુખ પર અસ્તવ્યસ્ત પડેલા હોવાથી, તેના મુખનો ઘણોખરો ભાગ તેમાં ઢંકાઈ ગયો હતો. મુરારના જેવાં તેનાં નેત્ર લાલચોળ બનેલાં નહતાં, પણ માત્ર ઘેરાં થયાં હતાં. તે ટગર ટગર ફરતાં નહતાં પણ ફક્ત તે પર નિશા ચઢી

હતી. તેની મનોવૃત્તિ ક્ષુબ્ધ બની નહતી અને વખતે બની હશે તો તે સ્પષ્ટ જણાતી નહતી. એક અજગરની માફક તે ત્યાં ચૂપ થઇ પડેલો હતો, એટલુંજ.

મુરાર તે પુરૂષને ઓળખી શકયો નહિ. તે તેના તરફ કેટલીક વાર સુધી શૂન્ય દૃષ્ટિથી જોઇ રહ્યો. એટલામાં તે પુરૂષની નજર પણ મુરાર તરફ વળી અને તે પણ તેવીજ શૂન્ય દૃષ્ટિથી મુરાર તરફ જોવા લાગ્યો; પરંતુ તે માણસ પર માદક પદાર્થની પૂર્ણ સત્તા પહોંચેલી હોવાથી પોતાની સામે કોણ ઉભું છું તે તે જાણી શકયો નહિ. મુરારને પોતે કયાં આવ્યો છે અને સામે કોણ છે તે હવે સમજાયું. તરતજ તેના મનમાં એકદમ ભયંકર વિચાર ઉત્પન્ન થયો. તેણે પોતાની હાવરી બાવરી નજર દિવાનખાનામાં ચોતરફ ફેરવી લીધી અને જેમ એક ભિષણ રાત્રે તેના પિતાએ પોતાની કમરે રહેલી કટાર દાબી જોઇ હતી તેમ મુરારે તે વખતે પોતાના હાથે કમર દાબી જોઇ !

વળી પાછી તે ફેરી પુરૂષની જ્ઞાનશૂન્ય દૃષ્ટિ મુરાર તરફ ગઇ. તરતજ મુરારે ચમકી પોતાની કમર પરથી હાથ ખસેડી લીધો. તે પુરૂષે પણ પોતાની દૃષ્ટિ ફેરવી લીધી અને એક પાસુ ફેરવી બીજા પાસે થયો.

એકદમ શું થયું કોને ખબર, પણ અત્યાર સુધી મુરારની કઠોર અને ભિષણ દેખાતી મુદ્રા કરૂણાપુર્ણ જણાવા લાગી. તેનાં નેત્ર અશ્રુથી ભરાઇ આવ્યાં અને નેત્રાગ્નિ ઠંડો પડી ગયો. ધીમે રહી પેલા ફેરી પુરૂષ પાસે જઇ બેસી તેણે તેને કિંચિત ઢંઢોળી સ્નેહ પૂર્ણ સ્વરે કહ્યું, "ચંદ્રરાવ !—"

ચંદ્રરાવે ઉર્ધ્વ દૃષ્ટિ કરી એકવાર મુરારનું વદન શૂન્ય નજરે જોયું.

"કોણ છે તું? ચંદ્રરાવે અચકી અચકીને પુછ્યું, "કોણ છે તું? તું બાદશાહને ત્યાંથી ધમકી આપવા આવ્યો છું? બાદશાહને મારો વળતો સંદેશો પહોંચાડવા તને એકવાર રજા આપ્યા છતાં પુનઃ શા માટે તું અહીં આવ્યો? જા, હુઝૂરને કહે કે સ્વામી કાર્ય માટે ચંદ્રરાવ મોરેના પૂર્વજોએ લોહી રેડીને જાવળી પ્રાંતનું સ્વામીત્વ મેળવ્યું છે. ચંદ્રરાવ તે છોડવાને તૈયાર નથી. તે ચંદ્રરાવની સાચી રાજનિષ્ટાનું સ્મારક છે. તે સરજેખાનને અર્પણ કરી પોતાની રાજનિષ્ઠાનો પ્રલય કરવાને ચંદ્રરાવ તૈયાર નથી. આદિલશાહની આજ્ઞાનો ચંદ્રરાવ બંદે ગુલામ છે; પરંતુ આદિલશાહીના તખ્ત પર વિરાજતા પાદશાહ કરતાં આદિલશાહીના તખ્તનું ચંદ્રરાવને વિશેપ અભિમાન છે. મહમદ આદિલશાહની આજ્ઞાને વશ થઇ આદિલશાહીના તખ્ત પ્રત્યે બેઇમાન થવાનું પાતક ચંદ્રરાવના હસ્તે કદી પણ થશે નહિ. જા, હુઝૂરને કહે! જા, ઉઠ, એક પત્થરની માફક શા માટે મારી પાસે બેઠો છે?"

"પણ–પણ–ચંદ્રરાવ મારો સંદેશ એ નથી." હજુ પણ ચંદ્રરાવ પોતાને ઓળખતા નથી એમ જોઇ બ્હીતાં બ્હીતાં મુરારે કહ્યું.

મુરારના આ ઉત્તરથી ચંદ્રરાવનું સ્વરૂપ એકાએક પરિવર્તન પામ્યું. ઘણી વારથી ગૂંગ પડી રહેલો નાગ જેમ એકાએક પૂંછડી પછાડી ફેણુ ઉભી કરી પોતાના ઝેરી ફૂંફાડા મારે તેમ મુરારનો ઉક્ત ઉત્તર સાંભળી એક અજગરની માફક સૂસ્ત પડેલો ચંદ્રરાવ મોરે ઉછળી બેઠો થયો. તેનાં નેત્રમાં રહેલી તેજહિન ભિષણતા નષ્ટ થઇ અને તે ક્રોધાગ્નિથી ભડક્યો.

"શું કહ્યું? અરે બેવકૂફ શું બોલ્યો? તારો સંદેશ તે નથી?" ચંદ્રરાવે આવેશથી ગર્જના કરી. "ત્યારે બાદશાહના નામથી તેં જે

ગૂઢ અને ગંભીર મુદ્રા કરી ભાષણ કર્યું તે વિષે મેં શો નિર્ણય કર્યો છે તે જાણવાની અપેક્ષા રાખે છે? જા, એકદમ ચાલ્યો જા. આ કારસ્થાનમાં ગમે તેનો સંબંધ હો, પણ જે હેતુથી બાદશાહની ઇચ્છા તરીકે તેં જે વાત મને જણાવી છે, તેજ કારણ માટે બાદશાહને જઇને કહેજે કે, બળવાખોર માણસોથી મોહનાનું રક્ષણ કરવાને હું પૂર્ણ સમર્થ છું. મારા તરફ એકવાર બરાબર દૃષ્ટિ કર એટલે એ વાતની તને ખાત્રી થશે.

મુરારને આ શું છે તેની કંઇજ કલ્પના થઇ નહિ. તેણે પુનઃ પોતાની ભયભિત દૃષ્ટિ ચંદ્રરાવ તરફ નાખી અને તે સાથેજ ચંદ્રરાવનું પર્વત જેવું મજબૂત શરીર પહેલાં કરતાં તેને બમણું જણાવા લાગ્યું. આ લાંબા પહોળા માણસ આગળ પોતે કેવળ બટુક રૂપ છે એમ તેને જણાયું. તેની સાથે તે એ પણ જાણી શક્યો કે, ખુલ્લી રીતે ચંદ્રરાવની સામે થવામાં કંઈજ લાભ થઇ શકે નહિ. સમક્ષ ઉભેલો રાક્ષસ એક નિમિષ માત્રમાં રગદોળી નાખશે—અરે રગદોળવાની વાત તો દૂર રહી પણ કંઇ બગલમાં મારી દેશે તો તેટલાથીજ ચૂરો થઈ જશે, એ વાતની ખાત્રી થતાંજ તેના મનમાં ઘાતકી વિચાર ઉત્પન્ન થયો અને તેણે ભયપૂર્ણ ચોર દૃષ્ટિએ એકવાર ફરીથી ચંદ્રરાવ તરફ જોયું.

ચંદ્રરાવ તેની ચોટ્ટી ચકચકતી આંખો તરફ જોઇ કિંચિત હસ્યા અને કહ્યું, "હાં! એવી ચોટ્ટી, ભયભિત નજરથી મારા તરફ શું જુએ છે? શું હું તારા જેવા ક્ષુદ્ર માણસનું ખૂન કરવા બેઠો છું?"

મુરાર ચંદ્રરાવના આ વાક્યથી મનમાં ને મનમાં ઠંડોગાર બની ગયો અને લજ્જાની છાયાથી તેનું મુખ આચ્છાદિત બની ગયું.

ચંદ્રરાવે મુરારના વદન પરનો ફેરફાર લક્ષમાં ન લેતાં આગળ

કહ્યું, "મારા બોલવાનો આશય એટલોજ છે કે, મારી મોહનાનું, મારા પૂષ્પનું રક્ષણ કરવાને આ ચંદ્રરાવના બાહુ બળવાન છે. જા, બાદશાહને કહેજે કે, રાજનિષ્ઠ ચંદ્રરાવ મોરેની આદિલશાહ પરની ભક્તિ અને પ્રેમી પિતા તરીકેનો પોતાની પુત્રી પરનો પ્રેમ એ સરખાંજ છે. તે રાજભક્તિથી વિમૂખ થશે નહિ અને કન્યા પ્રેમથી પણ છૂટશે નહિ. તે કદાપિ નહિ માને કે રાજભક્તિ અને પુત્રી પ્રેમ એક બીજાથી ભિન્ન છે. અને બાદશાહ જ્યારે એમ માનીને કન્યા પ્રેમથી અલગ કરવા ઇચ્છશે, ત્યારે-ત્યારે ચંદ્રરાવના હાથમાં રહેલું રાજભક્તિનું પવિત્ર પુષ્પ ગળી પડશે! તેના મનને દઢ કરી રહેલ અપત્ય સ્નેહનું ફૂલ તેના હાથમાંથી પ્રાણાંતે પણ છૂટશે નહિ-અરે, તે કદી પણ નહિ છોડે!" ચંદ્રરાવે અતિ આવેશ પૂર્વક કહ્યું, "તેનું ખૂન થશે તો પણ નહિ છોડે! ધડથી શીર જુદું થશે પણ મોહનાના પ્રેમનું પૃષ્પ લઇને તેનું ધડ નાચશે!! ધડથી હાથને જુદો પાડવામાં આવશે તો પણ તે હાથમાંથી છૂટશે નહિ!!!"

"અને એજ મોહનાના પ્રેમ માટે, મુરાર—"

"કોણ? મુરાર!" એકદમ ચમકીને ચંદ્રરાવે પુછ્યું.

ફક્ત અરધા શબ્દ ઉચ્ચારી મુરાર અટક્યો. તેનો ચહેરો ફીક્કો પડી ગયો. મુરારના મુખનો 'મુરાર' શબ્દ સાંભળી ચંદ્રરાવે એકદમ ચમકીને કોણ છે એમ પુછ્યું. તેમ ન કર્યું હોત તો મુરારે પોતાનું અરધું વાક્ય પુરૂં કર્યું હોત એમ આપણાથી કહી શકાય તેમ નથી. પણ તેટલામાં માલીકને મળવા માટે શિવાજી તરફથી સંભાજી અને રાઘોજી એ બે સરદાર આવ્યાની ખબર નોકરે આપી.

આ ખબર સાંભળીને મુરારની સ્થિતિ અતિ કરૂણાજનક થઇ પડી. તે તેજ ક્ષણે પોતાના પિતા અને બલ્લાળ કેમ આવ્યા છે તે

સમજી ગયો. એક વાર તેના મનમાં આવ્યું કે, આ મુલાકાતમાં હાજર રહેવાથી પોતાને અને મોહનાને થનારી અસહ્ય વેદના અનુભવવાનો પ્રસંગ ન આવે તે માટે ઉભયના આગમન પહેલાંજ ખસી જવું એ ઠીક; પણ તરતજ-બીજીજ ક્ષણે એટલી યાતના સહન કરીને પણ મેળાપનો અંત કેવો આવે છે તે જાણવાને તેનું મન આતુર બન્યું, અને તેને એમ પણ લાગ્યું કે, અહીંથી નીકળતાંજ બન્ને સરદારોની દૃષ્ટિએ પોતે નહિ પડે એમ શા ઉપરથી કહેવાય? તેમ થાય તો હું અહીં હતો એ વાત તો તેમના જાણવામાં આવશે અને માત્ર તેમનો નિર્ણય હું જાણી શકીશ નહિ. માટે અહીં રહેવું એજ શ્રેયસ્કર છે એમ સમજી મુરાર ત્યાંજ રહ્યો.

થોડીજ વારમાં સંભાજી કાવજી અને રાઘોજી બલ્લાળે ચંદ્રરાવ મોરેના દિવાનખાનામાં પ્રવેશ કર્યો. આ વખતનાં તેમનાં વસ્ત્ર કાર્યને શોભે તેવાં હતાં. ઉભયના અંગે સફેદ સ્વચ્છ અંગરખાં હોઈ સંભાજીના શીર પર મરાઠા શાહી આંટાદાર પાઘડી હતી અને કમરે શેલું લપેટેલું હતું. રાઘો બલ્લાળના શીર પર ધોળી પણ મોટી જરીયાની પાઘડી હોઇ ખભા પર સફેદ ખેસ હતો. બન્નેના તરફ દૃષ્ટિ નાખનારને સહજ સમજાય તેમ હતું કે કંઇ મંગલ કાર્ય માટે તેમનું આગમન થયેલું હોવું જોઇએ; અને એ વાત ઉભયના કપાળે શોભતાં લાલ તિલક પરથી અધિકજ વ્યક્ત થતી હતી. છતાંએ અતિ સૂક્ષ્મ દૃષ્ટિએ જોનારને તેમની પ્રેમાળ દૃષ્ટિમાં ધૂર્તતા ભરેલી જણાઇ હોત, તેમની સાદી ભોળી દૃષ્ટિમાં શંકા સ્થિર થયેલી જણાઇ હોત. રાત્રે રખડી ચોરી કરવાનો હેતુ રાખી સંભવિતપણાનો ડોળ કરી જેમ એકાદ ચોર દિવસે આવીને ઘરની સ્થિતિ જોઇ જાય છે, તેમ આ બે સરદારોના સહાસ્ય મુખ તરફ, તેમની કેવળ ખુલ્લી ચાલ ચલકત

પર અધિક બારિક રીતે નજર નાખનારને એમજ લાગ્યું હોત કે તેમનો હેતુ પણ કંઈ તેવોજ હોવો જોઇએ.

આવતાં વેંતજ બંનેએ પોતાની ધૂર્ત અને ચંચલ દૃષ્ટિ સર્વ દિવાનખાનામાં ફેરવી લીધી. ઉભયને ચંદ્રરાવ સિવાય અન્ય કોઈ વ્યક્તિ છે એમ લાગતાં સહજ ચમત્કારિક લાગ્યું. તેમાં વળી તે વ્યક્તિમાં અન્ય કોઇને સ્થાને મુરારને જોઇ ક્ષણ માત્ર સંભાજીનું ચિત્ત વિચારમાં પડ્યું; પણ એ વખતે મુરારે તેમના તરફ અર્થ પૂર્ણ દૃષ્ટિ કરી તેથી તેમને લાગ્યું કે, એ પણ મહારાજના કંઇ કાર્ય માટે આ સ્થળે આવ્યો હોવો જોઇએ. તેટલામાં ચંદ્રરાવે ઉઠી તેમનું સ્વાગત કરી પોતાની પાસે બેસાડ્યા.

જો કે ચંદ્રરાવની નિશા આ વખતે ઉતરી ગઇ હતી તેથી તે શુદ્ધિમાં આવ્યો હતો; તોપણ સરદારોનું સ્વાગત કરતાં કરતાં સહજ વર્જન ચૂક્યા સિવાય રહ્યો નહિ. તે જોઇનેજ તેઓએ ચંદ્રરાવે કરેલા સ્વાગતના સ્વીકાર નિમિતે તેના તરફ જોઇ ઔપચારિક હાસ્ય કર્યું અને એક બાજુએ આપસ આપસમાં અર્થપૂર્ણ દૃષ્ટિનો વિનિમય કર્યો. પરસ્પર કુશળ પ્રશ્ન થયા પછી ચંદ્રરાવે પોતાના મહેમાનોને આગમનનું પ્રયોજન પુછ્યું.

"ચંદ્રરાવ," ગંભીર વદન કરી બલ્લાળે કહ્યું, "અમારા મનમાં યોજાયલું કાર્ય તમારા સમક્ષ વ્યક્ત કરીએ તે પહેલાં એક બાબતમાં તમારૂં મન કેવું છે તે અમોને જાણી લેવાની જરૂર છે. અમે તમારી સાથે ખુલ્લા દીલથી વાત કરવા ઇચ્છીએ છીએ અને આશા છે કે, તમે પણ અમારી સાથે ચોખ્ખા હૃદયથી વાત કરશો."

"બોલો, કહો! તમે જાણી શકશો કે ચંદ્રરાવનું અંતઃકરણ બાહ્યરૂપ પ્રમાણેજ વિશાળ છે." ચંદ્રરાવે અભિમાનપુર્વક કહ્યું.

" અમારા શિવાજી મહારાજ વિષે તમારા વિચાર કેવા છે ? "

" શિવાજી મહારાજ ! તમારો મહારાજ હશે. આ ચંદ્રરાવને મન તો તે એક સાદો શિવાજી માત્ર છે. મારા કૃષ્ણરાવપર મારો જેટલો પ્રેમ નથી તેટલો શિવાજીપર છે. મારા કૃષ્ણરાવ વિષે જેટલો પ્રેમપૂર્ણ આદર મારા મનમાં નથી તેટલો શહાજીના પુત્ર માટે છે. છોકરો ઉચ્છૃંખલ છે, તોફાની છે, પરંતુ મારા મનથી તે કંઇ ઉતરી ગયો નથી. તે તેટલોજ શૂર અને કારસ્થાની છે. એ વાત ચંદ્રરાવના લક્ષ બહાર જશે નહિ. એક વખતે મેં તેને મૂર્ખ, અહંમન્ય ગણી તેનો તિરસ્કાર નહિ પણ ઉપેક્ષા કરી હતી; પરંતુ તેણે મારો ભ્રમ પોતાના કાર્યથી દૂર કર્યો છે. રાઘો બલ્લાળ, તમારા શિવાજી મહારાજે મને હમેશને માટે ઋણી બનાવ્યો છે. "

" વિજાપુર દરબારના પક્ષપાતી સરદારના મુખમાંથી મહારાજના માટે નીકળેલા પ્રસંશાના ઉદ્ગગાર સાંભળી કોને આનંદ નહિ થાય ? "

" બલ્લાળ, તમે ભૂલો છો. વિજાપૂર દરબારનો હું પક્ષપાતી છું તેથી કાંઇ સદ્કૃત્યને વખોડીશ નહિ. વિજાપૂરના શાહને રાજનિષ્ઠ રહેવું એતો મારૂં બીરદજ છે ! પણ આદિલશાહ પ્રત્યે રાજનિષ્ઠ રહેનારો સ્વદેશના કલ્યાણમાં શામાટે વિરોધ કરે ? "

એક બીજા તરફ આશ્ચર્યપૂર્ણ દૃષ્ટિએ જોઇ રાઘો બલ્લાળ અને સંભાજી કાવજી બંનેએ સાથેજ ચંદ્રરાવને પુછ્યું. " ચંદ્રરાવ, મહારાજાએ કેટલીએવાર આપની સમક્ષ મુકેલો પ્રશ્ન આપજ અમને કરો છો તે માટે ખરેખર મહદાશ્ચર્ય થાય છે. આપના સ્વભાવમાં આવું પરિવર્તન થયેલું જોઇ અમને અતિ સંતોષ થયો છે. ચંદ્રરાવ આપના મનનું આ સમયનું વલણ જોઈ અમને ખાત્રી થઇ છે કે અમે અમારા કાર્યમાં વિજય મેળવી શકીશું."

"સ્વભાવમાં પરિવર્તન શાનું? રાવો બલ્લાળ, મારો સ્વભાવ તો છે તેવોને તેવો છે. મારી રાજનિષ્ઠા જેવીને તેવી અચળ છે. મારા સ્વભાવમાં, મારા મનોધર્મમાં, મારા વર્તનક્રમમાં કંઇ વિશિષ્ટ પ્રકારનું પરિવર્તન થયું હોય એમ મને તો લાગતું નથી."

"ચંદ્રરાવ એમ કેમ બોલો છો? શિવાજી મહારાજ વિષે તમારૂં મન નિર્મળ થયેલું જણાય છે."

"હા! એ વાત ખરી છે! બલ્લાળ. એમ બન્યું છે ખરૂં!" એક નિઃશ્વાસ નાખી ચંદ્રરાવે કહ્યું, "પણ કાલે બનેલા બનાવથી મારૂં ચિત તમારા શિવાજી તરફ વિશેષજ આકર્ષાયું છે—આકર્ષાવા લાગ્યું છે."

ચંદ્રરાવના મુખનું આ વચન સાંભળતાંજ મુરારની જીભ ખેંચાઇ જવા લાગી.

"કાલે એવું શું બન્યું?" કુતુહલ પ્રેરિત બની જઇ સંભાજીએ પુછ્યું.

"કાલે એવી વિપરીત ઘટના બની કે જેનું અદ્યાપિ સુધી ચંદ્રરાવને સ્વપ્ન પણ આવ્યું નહતું. કાલે બનેલા બનાવથી ચંદ્રરાવના મનને સખત આઘાત થયો છે અને તેથી મન ઉદાસ બન્યું છે. સંભાજી, પ્રથમથી કેફી બની રહેલા આ ચંદ્રરાવના મનને પ્રાપ્ત થયેલી ઉદાસીનતા દૂર કરવા માટે કાલે સખત નિશો કરવો પડયો! જુઓ! મારાં નેત્ર અદ્યાપિ દબાયલાં છે કે નહિ! મારા મુખમાંથી શબ્દ પણ તેવાજ નીકળતા હશે."

"હા, હા, એમ લાગે છે ખરૂં. ચંદ્રરાવ, અમારૂં સ્વાગત કરવા ઉઠયા ત્યારે પણ તમે સમતોલ ચૂકયા હતા."

"ત્યારે તો તમારી દષ્ટિ અત્યંત તીક્ષ્ણ હોવી જોઇએ!" ચંદ્ર-

રાવે કહ્યું, " મને તે વખતે કંઇક ઘેરી આવ્યા જેવું લાગ્યું ખરૂં, પણ એ વાત અન્યના લક્ષમાં આવી હશે એમ મને લાગ્યું નહતું. મારી હીલચાલ અતિ સૂક્ષ્મ રીતે નિરીક્ષણ કરનાર સિવાય અન્યના ધ્યાનમાં એ વાત આવવી સહજ અસંભવિત લાગે છે."

રાઘો બલ્લાળ અને સંભાજી કાવજીએ ચંદ્રરાવનું આ ભાષણ સાંભળી તેના તરફ સહજ શંકિત દૃષ્ટિએ જોયું.

" તેવું તો ખરૂંસ્તો! ચંદ્રરાવ હમણાં તમે નિશો કર્યાનું કહ્યું તેથીજ તે વખતે તમે તોલ ચૂકયાનો અમોને ભાસ થયો હતો એમ લાગ્યું, એજ! ઠીક, પણ કાલે એવું શું બન્યું તે તો કહેવાનું રહીજ ગયું. " ચંદ્રરાવ કેફમાંજ છે એ વાતની હવે બંને સરદારોને ખાત્રી થઇ; પણ તેમણે તે વિષે વિશેષ વિચાર ન કરતાં ચંદ્રરાવને પૂર્વ વિષયનું સ્મરણ કરાવ્યું.

" હા, રહી ગયું ખરૂં. કાલના પ્રસંગનું સ્મરણ થતાંજ કંઇનું કંઇ થઇ જાય છે. રાઘોજી, કાલની વાત પુનઃ કહેવાની મને શા સારૂ ફરજ પાડો છો ? તમારા મુરારને એક વખત ભ્રષ્ઠ પણામાં થોડી ઘણી કહી ચુકયો છું. કાલે સાંજે આજ સ્થળે હું એશઆરામમાં પડયો હતો તે વખતે મુરારના જેટલી ઉમરનો વિજાપૂરના શાહ તરફથી કોઇ શિદી સંદેશ લઇને આવ્યો હતો."

" સંદેશ શાનો હતો ? "

" તે લઇને આવનાર માણસ કરતાં પણ તે સંદેશનું સ્વરૂપ વિચિત્ર હતું. રાઘોજી, તેણે મારા રાજભક્તિપૂર્ણ શીલાપટપર અતિશય નીચ છાંટા ઉડાડયા. બળવાખોર શિવાજીના કાર્યમાં તેના પિતાની માફક મારો પણ ટેકો છે એમ ખુલ્લી રીતે તેણે આરોપ મુકયો હતો. એટલુંજ નહિ પણ મારા પુર્વજોએ મેળવેલું આ જાવળીનું

રાજ્ય રણભૂમિપર લોહી રેડીને મેળવેલું નથી; પણ આદિલશાહી સાથે દગલબાજી કરી મેળવેલું છે એટલે સુધી અસત્ય વિધાન કરતાં પણ તે પાછો પડયો નથી.”

“સાચી રાજનિષ્ઠાનું આવું પારિતોષિક જોઈ કોને ચીડ ન ચડે ?”

“અરે, એટલેથીજ અટકયું નથી. મારી રાજનિષ્ઠા વિષે પ્રથમ વિના કારણ સંશય પ્રકટ કર્યા પછી જો હું ખરેખર રાજનિષ્ઠ હોઉં તો એક ભયંકર દિવ્ય કરી બતલાવવાની આજ્ઞા કરી છે.”

“શું કહો છો ? ભયંકર દિવ્ય !”

“હા ! મારી રાજનિષ્ઠા વિષે શાહના મનમાં ઉત્પન્ન થયેલું કિલ્મિષ દૂર કરવું હોય તો, મારે જાવળીનું સ્વામીત્વ ટકાવી રાખવું હોય તો, એ દિવ્ય કરી બતાવવું જોઇએ.”

“બાદશાહના માનીતા એક યવન પુત્રને મારી મોહના અર્પણ કરવાનું—”

ચંદ્રરાવના મુખનું આ ભયંકર વાક્ય કાને પડતાંજ રાઘોબલ્લાળ અને સંભાજી કાવજી એકદમ ચમક્યા. મુરારતો એકદમ ઉભો થઇ ઓષ્ટ ચાવી બોલી ઉઠયો. “ચંદ્રરાવ, ક્યાં છે તે યવન પુત્ર ? મને –મને બતાવો ! એવી ઇચ્છા ધારણ કરનાર દુષ્ટનું નિકંદન કાઢયા સિવાય મને ચેન નહિ પડે.”

“એ આપત્તિ દૂર કરવાનો એથીએ વધારે સહેલો રસ્તો છે. કારણ, એ યવનપુત્રને જગતમાંથી દૂર કરવા માત્રથી સંકટ દૂર થાય તેમ મને લાગતું નથી. મુરાર, મારી મોહના માટે–મારી વ્હાલી પુત્રી માટે તને અભિમાન થતું જોઇ મને અતિ સંતોષ થાય છે; પણ એ કારસ્થાનના તંતૂ કેઠ મહમદ આદિલશાહના અંતઃપુરમાંથી ઉકેલ-

વામાં આવે છે. બહારથી તો તેને ચાલજ મળે છે. અર્થાત્ બાહ્ય સ્થળેથી તેને તોડી નાખવાથી તેનું મૂળ નષ્ટ થવાતું નથી. એ યવન પુત્રને દૂર કરીએ પણ તેનો બાપ છેને ? તેને દૂર કરીએ પણ દરબારમાં અન્ય દુષ્ટો તો છેને ? તેમનેએ માર્ગમાંથી દૂર કરીએ પણ તેનો મૂળ સૂત્ર ચાલકતો રહેવાનોને? મુરાર, મારી મોહનાના સૌંદર્યએ સર્વેને મુગ્ધ બનાવી દીધા છે. એ સર્વેની પાપી દૃષ્ટિ મારા પુષ્પના યુવાન સૌંદર્યપર છે. તેનો પિતા—આ ચંદ્રરાવ મોરે, એ સર્વેનો કાળ જ્યાં સુધી જીવે છે ત્યાં સુધી મારી એ કળીને હાથ લગાડવાને કોણ શક્તિમાન છે ? પણ—પણ—"

દેખાવમાં ખરેખર કાળ જેવા જણાતા ચંદ્રરાવના નેત્રમાં એકાએક આંસૂ આવ્યાં. તેનો કંઠ ભરાઇ આવ્યો અને તેના મુખમાંથી આગળ શબ્દજ નીકળી શક્યો નહિ.

"ચંદ્રરાવ!" મુરારે એકદમ આગળ આવી કહ્યું, "ચંદ્રરાવ એમ પાણી શું કાઢો છો ? એવું તે શું દુશ્વિહ્ન આપને જણાય છે? પણ કહીને કેમ અટકયા ?"

"કાલથી મને લાગવા માંડયું છે કે, મારો કાળ પાસે આવ્યો છે."

સ્વભાવિક રીતે મુરાર એકદમ પાછો હઠયો. ચંદ્રરાવના શબ્દ સાંભળી તેના શરીરે કિંચિત્ ધ્રુજારી આવી.

"ચંદ્રરાવ, ગમે તેવી કલ્પના મનમાં ન લાવો." ચમત્કારિક બાપણુ સાંભળી રાઘો બલ્લાળ અને સંભાજીએ કહ્યું.

"મનમાં એવી કલ્પના નહિ લાવવાનો મેં પુષ્કળ પ્રયત્ન કર્યો પણ પુનઃ પુનઃ તે વાત મારા મનમાં આવ્યા સિવાય રહેતી નથી. એ વાત પુનઃ સ્મૃતિમાં ન આવે તે માટે મેં મારી સ્મૃતિજ

નષ્ટ કરવાનો વિચાર કર્યો. કેફી પદાર્થોનું વિશેષ સેવન કરી મન, વિચાર અરે મારી જાતને પણ તદ્દન ભૂલી જવાનું નક્કી કર્યું; પણ તેનો કંઇજ ઉપયોગ થતો નથી. ઘણા દિવસથી મને એવું થયા કરે છે, પણ કાલથી એવા દુષ્ટ વિચારોથી હું ઘેરાઇજ ગયો છું. શિકારમાં મન ચોંટતું નથી, રાજ્યનું કામકાજ સૂઝતું નથી, સૈન્યની વ્યવસ્થા જાળવવામાં ચિત્ત પ્રવૃત્ત થતું નથી. કોઇજ સ્થળે મનને આલ્હાદ થતો નથી, ક્યાંએ સ્થિર થતું નથી. હમેશ ચંચલ! હમેશ ઉદાસ!!

"ચંદ્રરાવ, એવા નિરાશજનક ઉદ્‌ગાર ન કાઢો! તમારા જેવા ધૈર્યશાળી પુરૂષને એવા નિર્બળ વિચાર શોભતા નથી," કંઈ પણ ધૈર્ય આપવાના હેતુથી બલ્લાળે તથા સંભાજીએ કહ્યું; પણ તેમનાં મન ચંદ્રરાવનું ઉક્ત ભાષણ સાંભળી અસ્વસ્થ થયાં હતાં.

"નિર્બળ વિચાર!" ચંદ્રરાવે આવેશથી કહ્યું, "શું કહ્યું? નિર્બળ મન! છટ્! એમજ જણાય છે કે, તમોને અપત્ય સ્નેહનો અનુભવ નથી. તમોને કેવી રીતે સમજાવું કે, આ ચંદ્રરાવની વજ્રતુલ્ય છાતીની માફકજ તેના હૃદયમાં રહેલી અભેદ્ય શિલા, મોહનાના સ્નેહ-રસના એક બિંદુથી, મારા તે પુષ્પમાંથી સ્રવતા એક મધુબિંદુથી ફાટી જાય છે! સંભાજીરાવ, કબૂલ કરવામાં મને શરમ નથી આવતી કે, એ વિષયમાં મારૂં મન દુર્બળ સ્ત્રી જાતિ કરતાં પણ વિશેષ કોમળ બન્યું છે, રૂથીએ મૃદુ બન્યું છે. બાદશાહનો સંદેશ વાંચ્યો છે ત્યારથી મારા મનને વિલક્ષણ ચડફડાટ લાગ્યો છે. મારી મોહનાનું શું થશે! મારી પશ્ચાત તેનું રક્ષણ કોણ કરશે?"

"કેમ? તમારો પુત્ર પણ તમારા જેવોજ શૂર છે છતાં મોહ-નાની તમને કેમ ફીકર થાય છે?" સંભાજીરાવે પુછ્યું.

"મારો પુત્ર! કોણ, કૃષ્ણરાવ? તેના પર મારો વિશ્વાસ નથી.

તે શું કરશે અને શું નહિ કરે તે હું કહી શકતો નથી. વિલક્ષણ કારસ્થાની છે, કપટી છે અને દગલબાજ છે. પોતાના નામ પ્રમાણેજ તે કાળા અંતઃકરણનો છે. હમેશ દુષ્ટ યવનોની સોબતમાં રહે છે. સંભાજીરાવ, વખત આવે તો પોતાની ભગિનીને બાદશાહી જનાનામાં મોકલતાં તે ડરે તેવો નથી!"

"શું બોલો છો? ચંદ્રરાવ તમે ગમે તેવું શું બોલો છો?"

"જેવું છે તેવુંજ કહું છું. સંભાજીરાવ, મને તેના પર લેશ માત્ર વિશ્વાસ નથી. કાલેજ મેં તેને તે દુષ્ટ શિદીની સોબતમાં ફરતો જોયો હતો એવો ભાસ થાય છે. એ લુચ્ચાના મનમાં શું છે તે કોણ જાણે? મને તો લાગે છે કે, પોતાના કુળ સાથે, પોતાના રાજા સાથે અને તેજ પ્રમાણે પોતાના દેશ સાથે અને પર્યાયે દેશ-હિત માટે પ્રયત્ન શીલ થયેલા તમારા શિવાજી સાથે દગલબાજી રમવામાં તે પાછો હઠશે નહિ!"

"ચંદ્રરાવ, આવા સમયે પણ મહારાજને માટે તમોને લાગણી થાય છે!" સંભાજીરાવે લાગણીપૂર્વક કહ્યું.

"કેમ ન થાય? સંભાજીરાવ, મેં કહ્યું કે હમણાં હમણાં મારૂં મન શિવાજી તરફ ખેંચાવા લાગ્યું છે, મને લાગે છે કે પહેલાં જેમ તમારા શિવાજીએ મારી મોહનાનું રક્ષણ કર્યું હતું તેમ આ વખતે પણ તેજ તેનું રક્ષણ કરશે. મને લાગે છે, કે મારા પછી મારી કન્યાને માત્ર શિવાજીનોજ આધાર છે."

ચંદ્રરાવના કથનથી મુરારનું અંતઃકરણ ચીરાવા લાગ્યું.

"પણ ચંદ્રરાવ," સંભાજીરાવે કહ્યું, "એવી અંતની વાતો શા માટે કરો છો? તમારી શું વય ઉલટી ગઇ છે?"

"છટ્! તમે ગમે તે કહો, પણ મારૂં મન કહે છે કે, ચંદ્રરાવ,

તારો કાળ તારાથી ચારજ પગલાં દૂર છે. અને સંભાજીરાવ, શું તમે એમ ધારો છો કે; કાલની સ્વાભાવિક ગતિથી મનુષ્યનું શરીર જીર્ણ થવાથીજ મૃત્યુ આવે છે? મનુષ્યના માર્ગમાં અનેક પ્રકારના અકસ્માત છે. મારા સર્વ અવયવ એક રાક્ષસના જેવા અદ્યાપિ બળવાન છે, પણ ધારો કે કાલે તમે કે રાઘો બલ્લાળે કે તમારા મુરારે મારૂં ખૂન કરવાનું ધાર્યું—"

"શું!" ત્રણે ભયપૂર્ણ સ્વરે એકદમ સાથે બોલી ઉઠયા.

"ધારો કે—કે કાલે મુરારેજ મારૂં ખૂન કર્યું!!"

મુરારનું મુખ પ્રેત સમાન જણાવા લાગ્યું, તેને તમરી આવ્યા જેવું થવાથી તે એકદમ નીચે બેસી ગયો.

"કેવો માણસ! મુરાર, એમ બ્હી શું જાય છે? મેં તો એક માત્ર કલ્પના કહી. કેવળ કલ્પનાથી આમ ડરી જાય છે તો પછી ખરેખરજ એકાદ અંધારી રાત્રે મારૂં ખૂન કરવાનો પ્રસંગ આવશે તો તારી શી સ્થિતિ થશે?"

ચંદ્રરાવનું ભાષણ વિનોદી હોય કે ગમે તેમ હોય પણ તેનો અતિરેક થયેલો જોઇ સંભાજીએ આગળ થઇ ગંભીર મુદ્રા ધારણ કરી કહ્યું, "તમે અદ્યાપિ બરાબર શુદ્ધિમાં આવ્યા નથી એમ લાગે છે. તમે આ મશ્કરીમાં કહેતા હશો પણ બિપણ મશ્કરી ઠીક નથી. મશ્કરીની વાતમાં પણ મર્યાદા રાખવી પડે છે. મુરારના કુમળા હૃદય પર તેની શી અસર થાય તે તમારા લક્ષમાં કેમ આવતું નથી?"

"સંભાજીરાવ, તમારૂં મન દુઃખવવાના હેતુથી હું બોલ્યો નથી. ગઇ રાતથી મને એવાંજ કંઇ અઘોર સ્વપ્ન આવે છે. હું તેમાં જ-ણાતી વ્યક્તિને ઓળખી શકતો નથી; મેં જે કહ્યું છે તે એક દાખલા તરીકેજ કહ્યું છે. મારે કહેવાનું માત્ર એટલુંજ છે કે, સ્વાભાવિક મૃત્યુ

સિવાય એવા કંઇ અકસ્માતથી મારૂં મૃત્યુ થવું અશક્ય નથી. અને મને લાગે છે કે, મારા ભાગ્યમાં એવાજ પ્રકારનું મૃત્યુ વિધિએ નિશ્ચિત કર્યું છે. મને સ્વપ્નમાં તેવુંજ જણાયું છે. અફીણની નીશામાં મને એવોજ પ્રકાર જણાયો—ચંદ્રરાવ તારો કાળ સમીપ આવી પહોંચ્યો છે. થોડાજ વખતમાં તારૂં ખૂન થવાનું છે. મોહનાનું રક્ષણ કરવાની વ્યવસ્થા કર–કોઇને પણ સોંપીને છૂટો થા ! "

" ચંદ્રરાવ, તમે આ મૃત્યુની વ્યર્થ કલ્પના લઇ બેઠા છો. એથી વિરૂદ્ધ બોલવાથી તમારા મનમાં ઉદ્દ્ભવેલા વિચાર દૂર થશે એમ કંઈ લાગતું નથી; તેથી મારે કહેવું પડે છે કે, તમે કહો છો તેજ પ્રમાણે યદા કદાચિત મૃત્યુ થયું તો ?—"

" કોના હાથે ? કોના હાથે ? સંભાજીરાવ, તમારા હાથે ? અફઝલ તમારા હાથે ? કે મુરાર તારા હાથે ? " કબરમાંથી ડોકીયું કરતા હાડપીંજરની માફક દાંત કકડાવી ચંદ્રરાવે પુછ્યું.

" ચંદ્રરાવ, હું કઇ વ્યક્તિનું નામ નક્કી કરતો નથી. "

" હાં ! હાં ! ત્રણમાંથી અમૂકનાજ હાથે એમ કહેવાની જરૂર નથી એમજને ? "

" તેમ પણ નહિ. ખૂનથીજ નહિ, પણ બીજા કોઇ કારણથી મરણ થાય તો તમે તમારી મોહનાના રક્ષણ માટે શી વ્યવસ્થા કરી છે ? "

" અદ્યાપિ સુધી કરી નથી. મેં ફક્ત એક યોજના કરી છે. મને લાગે છે કે, વિજાપૂરના શાહના નીચ કારસ્થાનથી મારી મોહનાને બચાવવી હોય તો તે એકજ વાતથી બચે તેમ છે. મને મારા રાજ્યની દરકાર નથી. ખૂદ વિજાપૂરના રત્નભંડારને પણ ઝાંખો કરે તેવી મારી અથાગ સંપત્તિની મને કિંમત નથી. મારી મોહના આગળ એ સર્વે તૂચ્છ છે, અથવા મારી રાજનિષ્ઠાની કસોટી માટે જરૂર

હશે તો એ સર્વ ભંડાર બાદશાહના ચરણમાં સમર્પીશ, પણ મારી મોહનાને હું અન્યના હાથમાં નહિ મુકુ, મરણ પહેલાં તેના હાથમ અન્યનો હાથ અપાશે તો હું સુખે મરીશ. ”

સંભાજી અને બલ્લાળ ચંદ્રરાવની વાત સાંભળી પરસ્પર આશ્ચર્યથી ટગર ટગર જોવા લાગ્યા. મુરારના હૃદયની કેવી સ્થિતિ થઇ હતી તે તો કહી શકાય તેમજ નથી.

સંભાજીરાવે પુનઃ ધીરજ રાખી પુછ્યું, “ ચંદ્રરાવ, એ દુષ્ટન કારસ્થાનમાંથી મોહનાને બચાવવા માટે તેનો હાથ કોના હાથમાં મુકવાનું ઠરાવ્યું છે ? ”

“ તેનું રક્ષણ કરવાનું બળ જેના કાંડામાં હશે તેના, વિજાપુરના શાહને જેનો ભય લાગે છે તેના ! ”

“ તે કોણ છે ? તેનું નામ શું ? ”

“ તે શહાજીરાજનો પુત્ર; તેનું નામ શિવાજી ! ”

“ ત્યારે અમારી યાત્રા સફળ થઈ. ચંદ્રરાવ, અમે શિવાજી મહારાજ તરફથી તમારી મોહનાની માગણી કરવા માટેજ આવ્યા હતા ! ” બંને સાથેજ બોલી ઉઠયા.

પણ તેટલામાં એક વ્યક્તિ દિવાનખાનામાંથી નીકળી ગઇ અને તે એવી સપાટા બંધ અદશ્ય થઇ ગઇ કે, તે ત્રણેને એવો ભાસ થયો કે, અત્યાર સુધી આપણાથી અદશ્ય એવી કોઇ વ્યક્તિ હતી અને તે વિદ્યુતની માફક બહાર નીકળી ગઇ; પરંતુ તરતજ તેમની દૃષ્ટિ દિવાનખાનામાં ફરી વળી તો જણાયું કે મુરાર પોતાના સ્થાને નથી.



# પ્રકરણ ૧૧ મું.

## વેરની કલ્પનામાં મગ્ન બનેલો મંત્રવિદ્ધ નાગ.

એક વખત કોઇ પણ વાતની માણસને સકારણ કે અકારણ ધાસ્તી લાગે છે તો પછી સર્વત્ર તેને તે ને તેજ અનિષ્ટ વાતનું દર્શન થયા કરે છે એ સાર્વત્રિક અનુભવ છે. તેના મનમાં તેજ બાબતના વિચારો આવ્યા કરે છે અને તેનાંજ સ્વપ્ન આવે છે. વિશેષતઃ પ્રાયઃ મન ગમે તેટલું ધૈર્યશીલ હોય છે પણ તેવા પ્રસંગે તે ભીરૂ બને છે. કોઇ સંકટથી નહિ બ્હીનારો બાજી ઘોરપડે શાહાજીનું છેવટનું વાક્ય સાંભળી ભયભિત બન્યો. શહાજીને કેદી બનાવી તે ત્યાંથી ચાલ્યો ગયો; પરંતુ શહાજીએ નિરાશાપૂર્ણ સ્વરે ઉચ્ચારેલા 'વેર વેર' એ શબ્દ બ્રહ્મરાક્ષસનું સ્વરૂપ લઇ તેની પાછળ પડયા છે એમ તેને લાગ્યું. સદાએ નિર્વિકાર રહેતા શહાજીના હૃદયની ઉંડી ભૂમિમાંથી બહાર નીકળેલો શ્રાપ સાંભળી બાજીનું હૃદય ચરર ચીરાયું. એ શ્રાપનું ભૂત મનમાંથી દૂર કરવા માટે તેને અતિ શ્રમ લેવો પડયો અને તેટલું કરવા છતાં હમેશને માટે તો એ દૂર નજ થઇ શક્યું. તેને ભય લાગવા માંડયો કે, સ્નાન સમયે, ભોજનના પ્રસંગે, નૃત્યગાનના મોજીલા વખતે એક શયતાનની માફક અચાનક છાપો મારી શિવાજી એ કૃત્યનું વેર લેશે કે શું ! બાદશાહી ખજાનાપર તૂટી પડી શિવાજી ખજાનો લુંટી ગયો, એ વાતનું દરબારી ખલિતામાં જરૂર કરતાં વધારે વર્ણન કરેલું હતું. એ પછી શિવાજીએ મચાવેલા તોફાનની હકીકત વારંવાર બાજીને મળતીજ હતી. તેમના યશસ્વી કૃત્યથી વિજાપૂરના શાહના જેટલોજ બાજીના

મનમાં ભય ઉત્પન્ન થયો હતો. પૂર્વે એકવાર દરબાર ભરી મહંમદ આદિલશાહે કર્યું કાર્ય કરી લીધું હતું તે હવે વાચક સમજી ગયા હશેજ. ધમકીનો એક અતિ અપમાનજનક સંદેશ ચંદ્રરાવ મોરે તરફ મોકલી, બીજો શહાજીને કપટથી કેદ કરવાનો આજ્ઞા પત્ર વિશ્વાસુ સરદાર બાજી તરફ મોકલ્યો હતો, અને તેજ વખતે શહાજીનું અપમાન કરી તેમની શિવાજીના બળવાખોર કૃત્યને સંમત્તિ છે એમ ખુલ્લે ખુલ્લું જણાવ્યું હતું. બાજી ઘોરપડે શહાજીને ભોજન સમારંભમાં બોલાવવાના બ્હાને તેમના તરફ ગયો તે વખતે તેના ખિસામાં શહાજીને ગીરફતાર કરવાનો હુકમ હતો અને શહાજીના ખિસામાંથી ડોકીયું કરી રહેલો ખલિતો રાજદ્રોહના આરોપથી ભરાયલો હતો. બાજીએ તે વખતે શહાજી સાથે માયાળુ વર્તન રાખ્યું, તેમના વિચાર સાથે ઉપર ઉપરથી જે મળતાપણું દર્શાવ્યું, પ્રસંગે શાહની નિંદા કરીને પણ તેણે જે સહાનુભૂતિ અને લાગણી પ્રકટ કરી તેનું રહસ્ય હવે વાંચકથી અજાણ્યું નહિજ રહ્યું હોય. એમાં તો કંઇજ શંકા નથી કે, બાજીએ પોતાનું કાર્ય અતિ સફાઇથી કરી લીધું હતું.

"બાદશાહ, મારા કૌશલ્યની પ્રશંસાજ કર્યા કરશે." પોતે બજાવેલા કાર્યથી પોતેજ ખૂશ બની બાજી મનમાં બોલ્યો, "શહાજી, તને તારી બુદ્ધિ માટે અતિ મગરૂરી લાગતી હતી કેમ? મોટાં મોટાં રાજકાર્ય કરવામાં કુશલ, ભિન્ન ભિન્ન દાવ પેચ લડવામાં ચતુર બનાતો હતો! પણ આ એક યદ્દકિંચિત્ બાજી ઘોરપડેના મનનો દાવ તું સમજ્યો નહિ! આ ઓઠ પરનું માયાવી હાસ્ય તેં ઓળખ્યું નહિ. મારી દૃષ્ટિનું કપટચાતુર્ય તું નજ જોઇ શક્યો! શહાજી, હવે ચોરી રાખવાની શી જરૂર છે? આજે કેટલાએ દિવસથી તને ખેંચી પાડવાને બાજી પ્રયત્ન કરી રહ્યો હતો. જ્યાં જાઉં ત્યાં શહાજીનીજ

વાહ વાહ! મુત્સદ્દી કોણ તો શહાજી! યોદ્ધા કોણ તો શહાજી! વિજાપૂરના સરદારોમાં રાજનિષ્ઠ કોણ તો શહાજીજ!! ઠીક! ઠીક!" બાજી વચ્ચેજ શયતાની હાસ્ય કરી ગણગણ્યો. મેં જ્યારે કહ્યું કે, શહાજી બાદશાહનો માનીતો છે ત્યારે મૂર્ખાએ ઉલટ પ્રશ્ન કર્યો કે, બાજી કયાં નથી? પણ તે વખતે બાજીએ કરેલું આપરોધિક હાસ્ય ભાઇના લક્ષમાં આવ્યું નહિ. બાજી ખરેખર બાદશાહનો માનીતો અને વિશ્વાસુ હતો તેથીજ રાજદ્રોહી શહાજીને ગીરફતાર કરવાનું અતિ વિશ્વાસનું નાજૂક કાર્ય બાજીને બાદશાહે સોંપ્યું અને બાજીએ પણ તે કાર્ય નિમકહલાલીથી પાર પાડયું." અભિમાનથી આ વાક્ય ઉચ્ચારી બાજી પોતાના મનનું સમાધાન કરતો હતો તેટલામાં દિવા-નખાનાની બહાર અંદર આવવાની ઇચ્છાથી કોઇ ઉભેલું જણાયું. તરતજ તેને અંદર આવવાની આજ્ઞા આપી બાજી પોતાના પલંગ પર ઉઠી બેઠો થયો.

આગંતૂકે આવીને ભૂમિ સુધી નમીને મુજરો કર્યો અને એક બાજુએ નમ્રતા પૂર્વક ઉભો.

"માનાજી," કેટલીક વારે બાજીએ પુછ્યું, "બંદોબસ્ત બરો-બર છે ને?"

"જી, સરકાર આપ લેશ માત્ર ફીકર કરશો નહિ. ચોતરફથી સંપૂર્ણ બંદોબસ્ત રાખ્યો છે."

"હા, બરાબર સંભાળીને રહેજે. માનાજી, એ શિકાર જેવો તેવો નથી. અને તેના કરતાં તેનો છોકરો તો ભારે દગલબાજ છે, પોતાનો બાપ આવી રીતે અચાનક ફંદામાં ફસાયો છે, એ વાત સાંભળતાની સાથે તે કઇ રીતે તેને છોડાવી લઇ જશે તેની કલ્પના પણ નહિ થઇ શકે. માનજીરાવ, એ છોકરો ઝીણામાં ઝીણી બાતમી પકડવામાં અતિ ચતૂર છે. કહેવાય છે કે તેના સોબતીઓમાંના, એક બે

માણસ શત્રુના મુકામનાં કે અન્ય સ્થળનાં ગુપ્તમાં ગુપ્ત કાર્ય જાણી લેવામાં અતિ નિપૂણ છે. માનાજી, જેમ તેં મારો વિશ્વાસ સંપાદન કર્યો છે તેમ તેના જાસુસ અતિ અલ્પ સમયમાંજ ગમે તેવાનો વિશ્વાસ મેળવી લેછે; ધીમે ધીમે તેના પેટમાં પેસી જઇ તેના મનની વાત કાઢી લેછે અને છેવટે દગો કરે છે !"

"હં! હં!" માનાજીરાવે સહજ મોટેથી પણ મર્યાદા યુક્ત હાસ્ય કરી કહ્યું, "સરકારે મારૂંજ દૃષ્ટાંત આપ્યું ને કંઇ? મારો સંશયતો નથી આવ્યો ને?"

"છટ્! ગાંડા જેવો! માનાજીરાવ, તારા વિષે મેં પુરેપુરી ખાત્રી કરી લીધી છે."

"ત્યારે ઠીક. નહિ તો—"

"માનાજીરાવ, ગમે તેવું શું ધારી લે છે?" માનાજીરાવને બોલતો અટકાવી બાજીએ કહ્યું, "તું આંખમાં તેલ આંજીને રહે તેટલા માટેજ આ વાત તારા આગળ કાઢી છે. માનાજી, શહાજીના એ છોકરાની મને ખરેખર બહુ બીક લાગે છે! આજકાલનું છોકરૂં, પણ તેના અમાનુષ કાર્યથી બાદશાહ પણ ચિંતામાં પડી ગયા છે. શહાજી અચાનક આપણી જાળમાં સપડાયો છે; પણ તેનો પુત્ર, એ ડુંગર ખોદનારો ઉંદર જાળના તંતૂ કયારે કાતરી નાખી તેને મુક્ત કરી દેશે તે કહી શકાય તેમ નથી. માનાજી, એ લુચ્ચાએ ખજાનો અચાનક કેવી રીતે લુંટી લીધો તે તું જાણતોજ હોઇશ!"

"હું!" કંઇક ચમકયા જેવું કરી માનાજીએ આશ્ચર્યથી પુછ્યું. "હાં! હાં!" પોતાની ચલિત વૃત્તિ બાજીના લક્ષમાં ન આવે એ હેતુથી તેણે પોતાને થયેલું ક્ષણિક આશ્ચર્ય છુપાવી સામાન્ય રીતે કહ્યું, "સરકાર, બાદશાહી સૈન્ય પર અચાનક હૂમલો કરી

ખજાનો લુંટી લીધો હતો એ વાત મારા કાન પર આવી છે ખરી."

"ખરીને? ત્યારે માનાજી, છેક ચૂપકીથી જતા ખજાનાની તેને ખબર મળી તો પ્રત્યક્ષ તેના પિતાના તુરંગ વાસની ખબર પડવી તેને માટે અસંભવિત નથી."

"હા, એમ જણાય છે ખરૂં." ઘોરપડેની દૃષ્ટિ બીજી તરફ ગયેલી જોઇ મંદસ્મિત કરી માનાજીએ કહ્યું.

"તેથીજ કહું છું." પુનઃ માનાજી તરફ નજર કરી બાજી બોલ્યો, "માનાજી, અત્યંત સાવધ રહેજે. કોણ કયા રૂપથી આવશે, કોણ કેવી લાલચ બતાવશે તે કહી શકાય તેમ નથી. પોતાની જાત સિવાય અન્ય કોઇ પર વિશ્વાસ રાખશો નહિ."

"સરકાર, આપ તદ્દન બેફીકર રહો? આ માનાજી પોતાની જાત સિવાય અન્ય કોઈ પર કદી પણ વિશ્વાસ નહિ રાખે. જે કંઇ કરવું હશે તે આ માનાજી જાતેજ કરશે."

"જાતે" એ શબ્દ પર ભાર દઇ માનાજીએ આંખો મીચી.

"જો! માનાજી, આ શિકાર સુખ રૂપ એક વખત બાદશાહને પચશે તો પછી જોઇ લે ખૂબી! એ કાર્ય પુરૂં થતાંજ આ બાજીના મનની મોટાઇનો અનુભવ થશે. સરદારગીરી કે બીજી કોઇ લાલચ આપવાનું બાનું હું પહેલેથી બતાવતો નથી એટલુંજ."

"છટ્! સરકાર, શું હું સરદારગીરી મેળવવાના લોભથી આપની સેવા કરનારો છું? કદી નહિ! બક્ષીસની આશા વગર પણ માણસ બીજી પ્રેરણાથી ઇમાની રહી શકે છે!"

"અહાહા! કેવું સરસ બોલ્યો, માનાજી! ખરેખર તારૂં અંતઃકરણજ ઉદાર વિચારથી ભરેલું છે."

"સરકાર, મોંઢે શું કહું? માણસના મનમાં સારી અને નરસી

એવી બંને પ્રકારની ભાવના હોઇ શકે છે. કદી કદી સારી ભાવનાઓની યોગ્ય કિંમત અંકાતી નથી તો તે વિચિત્ર બને છે અને પ્રસંગ વશાત્ દુષ્ટ બુદ્ધિ ધારણ કરનાર માણસ સારો પણ બની જાય છે. પરંતુ–તો પણ" કંઇક અટકી માનાજી બોલ્યો, "પવિત્ર અને સ્ફટિક જેવું સ્વચ્છ દેખાતું જળ માટીના એક ઢેફાથી ડોળું થઇ જાય છે, તેવીજ વાત મનની છે."

"માનાજીરાવ, અરે તું તો શહાજી જેવો વિદ્વાન અને શુદ્ધ અંતઃકરણના માણસને શોભે તેવા ડહાપણની વાત કહે છે?" બાજી ઘોરપડેએ ત્યાં હાજર નહિ એવા શહાજીને ઉદ્દેશી ઉપરોધિક સ્વરે કહ્યું.

"શું? શહાજી એવુંજ બોલ્યો હતો?"

"શબ્દો એજ નહિ હોય પણ ભાવ તો એવોજ હતો! તું જેને માટીનું ઢેકું કહે છે તેને તેણે અપમાન રૂપી ઢેકું કહ્યું હશે."

"શું? અપમાન રૂપી—?"

"હા, ખરી રાજનિષ્ઠાથી શુદ્ધ અને પવિત્ર રહેલા અંતઃકરણ રૂપી જળ એ અપમાન રૂપ ઢેફાને લીધે ક્ષણ માત્રમાં અતિ વિચિત્ર એવા રાજદ્રોહથી મલિન બન્યું હતું, એમજ તે રાજદ્રોહી શહાજીએ કહ્યું હતું. અરે, તેણે એવુંજ કહ્યું હતું અને તેથીજ તે કારાગ્રહમાં સડે છે! છેવટનું વાક્ય ઉચ્ચારી બાજી ઘોરપડેએ અટ્ટહાસ્ય કર્યું.

"હાં હાં હાં હાં! કેવો મૂર્ખ! સરકાર, આપ પેલા અહમદ મુલ્લાની વાત જાણો છો કે?"

"કેમ? કેમ વારૂ?" માનાજીરાવના પ્રશ્નનો આશય ન સમજાયાથી બાજીએ પુછ્યું.

"સરકાર, એ અપમાનનું ભૂત હવે જ્યાં ત્યાં રખડવા લાગ્યું

છે. કહેવાય છે કે, મુલાનાનું પણ તેવુંજ અપમાન થયું હતું. ખુદાવંત શહેનશાહે તેના મુખ પર એક નજીવો ખડીઓ માત્ર ફેંક્યો, પણ હરામખોર બોલ્યો કે, શયતાન ગણાતા શિવાજીની સમશેરથી પણ આવો પ્રાણઘાતક ઘા થયો નથી!"

"શું?" બાજીએ સહજ તીક્ષ્ણ સ્વરે પુછ્યું.

"હા, એમજ, એમજ તે બોલ્યો હતો. મેં ઘણાને મોંઢે સાંભળ્યાથી એ વાક્ય મને બરાબર યાદ છે. પણ સરકાર, પછી તે શું બોલ્યો તે જાણો છો કે?"

"શું?"

"તેણે કહ્યું, જોઇશ!"

"શું?"

"વેર લેવાશે તો લઇશ!"

અતિભિષણ ધ્વનિથી અહમદ મુલાનાની માફકજ માનાજીએ શબ્દ ઉચ્ચાર્યા.

"વેર" શબ્દ સાંભળતાંજ બાજીના અંતઃકરણને આઘાત થયો, "માનાજી," ખોખરા અવાજે બાજી બોલ્યો, "શહાજી પણ એવુંજ બોલ્યો હતો. અહમદ મુલાનાએ ખુદ બાદશાહને વેર લેવાની ધમકી આપી હતી અને શહાજીએ મેં તેને વિશ્વાસઘાત કર્યો તેથી 'વેર! વેર!' એવી ભયાનક બૂમ પાડી હતી. તેણે મને કહ્યું કે-કે વિશ્વાસઘાતનું વેર કાળ શિવાજી લેશે!"

"યા શયતાન!" શિવાજી વિષે યવનોના મુખે ચઢી ગયેલો શબ્દ માનાજીના મુખમાંથી નીકળી ગયો; પણ શિવાજીને શયતાન કે તેથી પણ એકાદ વિશેષ મલિન વિશેષણ માનાજી લગાડે તેથી કંઇ બાજીને થોડોજ ક્રોધ ચડાવવાનો હતો? ઉલટ તે માટે માનાજીની

સ્તુતિ કરી બાજીએ કહ્યું, "માનાજી, ખરેખર શિવાજીની કૃતી એક શયતાનના જેવીજ છે. મારી દૃષ્ટિએ પણ તે એક શયતાન જેવોજ જણાય છે. પણ અરે, માનાજી, બહાર કોઇનાં પગલાં સંભળાય છે." એકદમ ચમકીને બાજીએ કહ્યું.

"છટ્! સરકાર એતો ભ્રમણા છે. શયતાન કદી જમીનપર ચાલતો નથી અને જો કદાચ ચાલે છે તો તેનાં પગલાંનો અવાજ થતો નથી."

"તેનો કંઇ મને ભય લાગતો નથી; પણ તને હું એક ગુપ્ત વાત કહેવાનો છું. તે અન્ય કોઇનાએ કાને ન પડવી જોઇએ."

"લેશમાત્ર શંકા રાખ્યા વગર કહો, સરકાર."

"આજેજ બાદશાહ તરફથી સંદેશ આવ્યો છે તેમાં તે કહે છે કે, અતિ ગુપ્ત રીતે શહાજીને આ તરફ મોકલી દેવો. શિવાજી બીજા કોઇ ઉપાયથી શુદ્ધિપર આવશે એમ અમને લાગતું નથી; તેથી અમે તેને સ્પષ્ટ કહેવાના છીએ કે, ભલમનસાઇથી અમારે શરણ થઇ આત્મઘાતી હીલચાલ ત્યજીદે. નહિ ત્યજે તો—"

"નહિ ત્યજેતો ?"

"નહિ ત્યજે તો તારા પિતાનો અતિ ક્રૂરતાથી અમે ભોગ લઇશું ?"

માનાજીએ બાજીના મુખ આગળ કાન ધર્યા અને છેક ધીમા સ્વરે હૃદય કંપાવી નાખનાર ઉપરોક્ત વાક્ય બાજીએ ઉચ્ચાર્યું.

"ત્યારે સરકાર, હવે લઉં રજા ? મારે અતિ સાવચેત રહેવું જોઇએ." ઉક્ત શબ્દો સાંભળતાંજ કંઇ પણ નહિ બોલતાં માનાજીએ જવા આજ્ઞા માગી. ઘોરપડેએ પણ તેને રજા આપી પોતે ઉચ્ચારેલા વાક્યનો શૂન્ય હૃદયે વિચાર કરવા લાગ્યો. જતાં જતાં

માનાજીએ એકવાર પાછળ જોયું. આ વખતે જો બાજીની નજર તેના તરફ ગઇ હોત તો માનાજી એકદમ ગિરફતાર થયો હોત. કારણકે, તે વખતે તેની દૃષ્ટિમાં વિશ્વાસઘાતનું પ્રત્યક્ષ સ્વરૂપ વ્યકત થયેલું તેણે જોયું હોત !

* * * *

એક નાની કોટડીમાં અવનત મસ્તકે શહાજી ચિંતામગ્ન સ્થિતિમાં બેઠા હતા. સ્વચ્છંદે વિહાર કરતાં પક્ષીઓનો કિલકિલાટ તેમના કર્ણપટે આવતો હતો. સૃષ્ટિના નિત્ય વ્યવહારમાં લેશમાત્ર પરિવર્તન થયેલું નહતું. સ્વતંત્રતાની દિવ્ય સૃષ્ટિમાંથી શહાજી એકાએક બંદીવાનના તમોમય સૃષ્ટિમાં જઈ પડયા તેથી સ્વતંત્રતામાં વિચરતા જીવોનો નિત્ય વ્યાપાર અટકી પડયો નહતો. તંજાવરમાં પોતાની હવેલીમાં શહાજી સ્વતંત્ર હતા ત્યારે જેમ નિત્ય પ્રાતઃકાળે ઉદયાચળે આવી જગતને પ્રકાશિત કરવાનો ભગવાન રશિકાન્તનો ક્રમ હતો તેમ આજે પણ તેજ રશ્મિકાન્ત કર્તવ્ય ચુક્યા નહતા; પણ શહાજીના મનપર નિરાશામય ખિન્નતા એટલી પથરાઈ ગઇ હતી કે, તેને ભેદીને શહાજીને પ્રસન્ન ચિત્ત બનાવવાની શક્તિ તેમનામાં રહેલી નહતી

કેટલીકવાર સુધી શહાજીએ ભૂમિ તરફજ જોયા કર્યું ! આગળ પાછળની અનેક વાતો તેમના સ્મૃતિપટમાં તરી આવી હતી. વિચારના સ્વરૂપને અનુસરી તેમના વદનપર પણ ભિન્ન ભિન્ન પરિવર્તન થયા કરતાં હતાં, ઘણોજ સમય એવી સ્થિતિમાં ગયા પછી શહાજીએ એક નિરાશાપૂર્ણ નિઃશ્વાસ નાંખી કહ્યું.

"હવે આ બંદીવાસમાંથી મુક્ત થવાની આશા રાખવી વ્યથ છે. શહાજી, પરતંત્રતાની બેડીમાં જકડાયલા અનેક જીવોને તેં સ્વ-

તંત્ર કર્યા છે, પરતંત્રતાના નરકમાં અધઃપતન પામવાના પ્રસંગે અનેક ભૂપતિને તારી મુત્સદ્દીગીરીથી ને શૌર્યથી તેં હાથ આપી બહાર કાઢયા છે, અરે આદિલશાહીને વૈભવના દિવસ દેખાડવાને તુંજ કારણ ભૂત છે; પણ હવે તેનો શો ઉપયોગ? તારે હવે પછીનું જીવન આદિલ-શાહીના તુરંગમાંજ વ્યતિત કરવું પડશે! ખરો ન્યાય? સાચી રાજ-નિષ્ઠાની યોગ્ય કદર! અરે, આદિલશાહીમાં ન્યાયતો નથીજ; પણ પ્રભુ, તારા રાજ્યમાં ન્યાય છે કે કેમ તેની શંકા થાય છે! પણ તને ગમે તેમ કહેવામાં શો અર્થ! આ શહાજીનું ભાગ્યજ તેવું છે ત્યાં અન્યનો શો દોષ? જો તેમ ન હોત તો બાદશાહના મનમાં એવો સંશયજ ઉત્પન્ન થયો નહોત! બાજી ઘોરપડેએ આવો વિશ્વાસઘાત કર્યો નહોત!"

શહાજીએ ચમકી પાછળ જોયું! કારણ, આ વખતે કોટડીનું તાળુ ખખડ્યાનો ભાસ થયો, પણ તે કેવળ ભાસજ હતો. દ્વાર આગળ કોઇ નહિ હોવાની ખાત્રી થતાં પુનઃ વિચારોનો પ્રારંભ થયો.

"પરંતુ કેવળ હતાશ બની દુઃખોદ્ગાર કાઢવાથી શો લાભ થવાનો છે? કેવળ દુઃખોદ્ગાર આ વાસમાંથી છૂટવાને ઉપયોગી થવાના નથી! આ તુરંગ વાસના નરકથી શહાજી ડરી જતો નથી; પણ એ નરક કરતાંએ મિત્રના વિશ્વાસઘાત રૂપી નરકની દુર્ગંધ અસહ્ય થાય છે. બાજી," શહાજીએ દાંત કચકચાવી કહ્યું, "તારા આ વિશ્વા-સઘાતનું જ્યારે વેર લેવાયલું જોશે ત્યારે શહાજીના મનને તુરંગ વાસના નરકમાં પણ અતિ સંતોષ થશે. બાજી, આજ સુધી શહા-જીનું મન વેરની કલ્પનાથી મુક્ત હતું, આજસુધી વેરની કલ્પના પ્રત્યે તિરસ્કાર થતો હતો; પણ-પણ-આજે—"

"હું હું હું! શહાજી, વેરની કલ્પના કેટલી મનોહર છે?" પાછળથી એક વ્યક્તિએ કહ્યું.

શહાજીએ પાછળ જોયું; તો વૈરની કલ્પના જેનાં નેત્રમાં નૃત્ય કરી રહી છે તેવો માનાજી દૃષ્ટિએ પડ્યો.

"શહાજી, ભયંકર અપમાનથી શયતાની બનેલા મનને વેર લેવાની કલ્પના કેવી મધુર લાગે છે?" શહાજી તરફ જોઇ શયતાની હાસ્ય કરી માનાજીરાવ બોલ્યો.

"કોણ? માનાજી!" એકાએક માનાજીએ ઉક્ત પ્રશ્ન કરેલો જોઇ ગુસ્સે થઈ શહાજીએ કહ્યું, "માનાજી, તે કલ્પના મને મધુર લાગો કે ગમે તેવી લાગો; પણ છુપી રીતે બીજાનું ભાષણ સાંભળવાનો તને શો અધિકાર છે?"

"હમણાં તો શહાજીના શરીરની માફકજ તેના મનપર પણ બાજી ઘોરપડેનો અધિકાર છે. શહાજી નાશી ન જાય તે માટે તેની હીલચાલપર નજર રાખવી એ મારૂં કર્તવ્ય છે તેજ પ્રમાણે તેના મનમાં કેવા પ્રકારના વિચાર ચાલે છે તે જાણવાની મારી ફરજ છે. શહાજી, વેરની કલ્પના ઉદ્દભવે છે એટલે તેની સાથે રમત રમવામાં તુરંગના કષ્ટમય દિવસો સહેલાઇથી વ્યતીત થાય છે! ખરૂં કે નહિ?"

માનાજીરાવની વિચિત્ર વાત સાંભળી શહાજી ગોટાળામાં પડ્યા. માનાજી–પોતાની પર દેખરેખ રાખવા નીમાયલો રક્ષક ખીજવવાના હેતુથી પ્રશ્ન કરે છે કે મનની વાત કાઢી લઇ પોતાનો આ સ્થળેનાશ કરવાનો ઘોરપડેએ ઘાટ કર્યો છે તે કંઇજ તેમને સમજાયું નહિ. આ બીજો વિચાર મનમાં આવતાંજ શહાજીનું રક્ત શીતળ બની ગયું. "માનાજી, તું ક્યા હેતુથી આવા પ્રશ્ન કરે છે?" શહાજીએ પુછ્યું.

"હેતુ? હેતુની શી જરૂર છે? એ કલ્પનાના સત્યપણાની મારે પરીક્ષા કરવી છે."

"પણ વેરની કલ્પના એટલી સુખદાયી છે એમ તને શા પરથી લાગ્યું ?"

"શહાજી, તારાજ વિચારપરથી ! તું જાણેજ છે કે મેં છૂપાઇને તારા ઉદ્દગાર સાંભળ્યા છે ?"

"પણ એ વેરની કલ્પનાની પરીક્ષા લેવી છે એમ તેં કહ્યું ને ? મારીજ કલ્પનાથી મારી કલ્પનાના સત્યત્વનો તું નિર્ણય કરીશ ? તારા પ્રશ્નનો એવો અર્થ સંભવિત નથી. પરીક્ષા કરવાને એ સમાન વસ્તુની જરૂર હોય છે. અન્ય કોઇ અંતઃકરણમાં એવીજ વિચિત્ર કલ્પનાનો સંભવ તારી નજરે આવ્યો હોય—"

માનાજીરાવે શહાજી તરફ એક તીવ્ર દૃષ્ટિપાત કર્યો !

"હા," શહાજીએ આગળ કહ્યું, "તેવો સંભવ તને જણાયો હોય તો એ કલ્પનાનું સત્ય મારી કલ્પના સાથે સરખાવી જોઇ શકીશ. માનાજી, એવો તને ક્યારે અનુભવ મળ્યો છે ?"

શહાજીનો પ્રત્યક્ષ પ્રશ્ન સાંભળી માનાજી સહજ ગભરાયો પણ તરતજ યાદ આવ્યું હોય તેમ કરી તે બોલ્યો, "શહાજી, પહેલાં વેરની કલ્પનાથી રંગાયલો એક માણસ મેં જોયો હતો. તેના પર આવીજ એક આપત્તિ આવી હતી. તેનાં બાળબચ્ચાં અને સ્ત્રી રખડી ગયાં અને તેણે પોતાનો જીવ મહા મુસ્કેલીથી બચાવ્યો; પણ તેનું તેને કંઇજ લાગી આવ્યું નહિ. તેની શ્રદ્ધા એક વ્યક્તિપર અચળપણે રહેલી હતી; તેનું સર્વસ્વ નષ્ટ ભ્રષ્ટ થવા છતાં તે માટે તેને કંઇજ લાગ્યું ન હતું; પણ એ વ્યક્તિ તેની ભક્તિને પાત્ર નહતી. પોતાના સર્વ અપરાધ કબૂલ કરી તેણે તે વ્યક્તિના ચરણમાં મસ્તક મૂક્યું પણ તે મસ્તકપર લત્તાપ્રહાર થયો ! શહાજી, એ માણસે કર્તવ્યપરાયણ રહેવામાં લેશમાત્ર ભૂલ કરી નહતી. પોતાના શીરે

રહેલી જવાબદારી જાળવવા તે શત્રુ સાથે પ્રાણની પરવા કર્યા વગર લઢ્યો, તેનું સર્વ શરીર ઘાયલ થઇ ગયું, શત્રુએ તેને પકડ્યો પણ દયાથી તેને છોડી દીધો! શહાજી! પોતાના શૌર્યના, પોતાની એક નિષ્ઠાના ચિહ્ન તરીકે મારા તે સ્નેહીએ પોતાના શરીરપરના ડાઘ અને ઘા પોતાની પૂજ્ય વ્યક્તિને-વિજાપૂરના બાદશાહને-મહમદ આદિલશાહને દર્શાવ્યા!"

"શું વિજાપૂરના બાદશાહને?" શહાજીએ વચ્ચેજ વિસ્મય પામી પુછ્યું.

"હા! તેનેજ, પણ તેના શૌર્યનું, તેની રાજનિષ્ઠાનું ગૌરવ કરવાના સ્થાને તેના મુખપર કાળી મેશ જેવી શાહીનો ખડીયો ફેંકાયો!!"

અહમદ મુલાનાની કહાણી કહી રહેલા માનાજી તરફ શહાજી ભયમિશ્ર આશ્ચર્યથી જોઈ રહ્યા!

"શહાજી, શહાજી!" માનાજીરાવે આગળ કહ્યું, "તને એમાં શેનું આશ્ચર્ય થાય છે? શહાજી, તારા શૂરપુત્રે-શિવાજીએ સમશેરથી કપાળ પર કરેલો ઘા એ અહમદ મુલાનાને-હું અહમદ મુલાનાનીજ વાત કરૂં છું-રૂઝાઇ ગયો; પણ બાદશાહે કરેલો ઘા અદ્યાપિ જેવોને તેવો છે! શહાજી, આ જો! આ જો!" એમ કહી માનાજીરાવ, અહમદ મુલનાના કપાળપરનો ઘા બતાવવાનો હતો; પણ તરતજ માનાજીરાવ શુદ્ધિમાં આવ્યો અને પોતે અહમદમુલાના નથી પણ તેની કહાણી કથનાર છે એ વાત તેના ધ્યાનમાં આવી.

માનાજીરાવે કહેલી વાતમાં મહમદ આદિલશાહ અને પોતાના પુત્રનો સંબંધ આવવાથી શહાજી ઉક્ત વાત સાંભળવાને ઉત્કંઠિત બન્યાઃ—

"માનાજીરાવ," એ સંબંધી વિશેષ હકીકત જાણવાની ઇચ્છાથી તેમણે કહ્યું, "એ વાત અહમદ મુલાનાની–કલ્યાણના સુબાની છે?"

"હા, તેજ અભાગી પુરૂષની એ વાત છે."

"હાં, તું શું કહેતો હતો? શત્રુએ તેને છોડી દીધો એમજ તેં કહ્યુંને?"

"હા, અને એ ખરેખર સત્યવાત છે. શહાજી, તારા પુત્રની નિરર્થક સ્તુતિ કરવાને મને કંઇજ કારણ નથી. પણ મારે કહેવું પડે છે કે તેના જેવો ઉદાર અને દયાળુ સ્વભાવ આ–આ અહમદ મુલનાની દૃષ્ટિએ આખી દુનિયામાં કદીએ પડ્યો નથી, શહાજી, મને પોતાને જો કે તેનો અનુભવ નથી; પણ અહમદ મુલાનાએ જાતેજ મને એ વાત કરી હતી."

"પણ માનાજીરાવ," શહાજીએ વચ્ચેજ પુછ્યું, "એ પ્રસંગ ક્યારે બન્યો? અહમદમુલાના મારા શિવાજીના હાથમાં ક્યારે સપડાયો?"

"જ્યારે અમારાપર–એટલે બાદશાહી સૈન્યપર શિવાજીએ એકાએક હૂમલો કરી સરકારી ખજાનો લુંટી લીધો ત્યારે."

"શું શિવાજી, અહમદમુલાના જેવા શૂરપુરૂષની સામે થયો?" શહાજીએ કૌતુકથી પુછ્યું.

"શહાજી, ફક્ત સામેજ થઇને રહ્યો નહિ, પણ અતિ અલ્પ સમયમાં પોતાની યુદ્ધ કુશળતા, ચપળતા મુલાનાને બતાવી આપી અને જોત જોતામાં તેણે મુલાનાને જીતી લીધો. શહાજી, આ અહમદ મુલાનાએ—"

"કોણે?" શહાજીએ પુછ્યું. "આ–આ અહમદ મુલાનાએ" કિંચિત્ અટકી માનાજી બોલ્યો, "અનેક વીરનરોને જોયા છે; પણ

તેમને વીર કહેવા કરતાં રાક્ષસ કહીશ તો યોગ્ય થશે. શહાજી, સરસ્વતીની કૃપાને પાત્ર થયેલો પુરૂષ ઘણું ખરૂં જેમ દરિદ્રી હોય છે, કિંવા લક્ષ્મીપુત્ર જેમ બહુધા મંદબુદ્ધિ હોય છે, તેમ જગતમાં શૂર કહેવાતો પુરૂષ વિશેષ કરીને કોમળ ભાવનાથી મુક્ત હોય છે. કિંવા નિષ્ઠુરતાને–તેની ક્રૂરતાને શુરત્વનું નામ પ્રાપ્ત થાય છે. શહાજી, ઉમદા અને ઉદાર સ્વભાવ, એકાદ નાજુક પ્રકૃતિમાં પણ નહિ રહેતું કોમલ અંતઃકરણ, જો કોઇ રણવીરમાં મારી—"

"કોની?" આ વખતે આશ્ચર્ય પામી શહાજીએ પુછ્યું.

"મારી—એટલે અહમદ મુલાનાની" ઓષ્ટ કરડી માનાજીએ આગળ કહ્યું, "શહાજી, દયા અને શૌર્યનું એકજ વ્યક્તિમાં મિલન થયેલું જો હું જોઇ શક્યો હોઉં તો કેવળ શિવાજીમાંજ, એમ અહમદ મુલાના કહેતો હતો!"

પરકીયના, એટલુંજ નહિ પણ શત્રુના મુખે પોતાના પુત્રનું થયેલું વર્ણન સાંભળી શહાજીનું અંતઃકરણ પ્રેમથી ભરાઇ આવ્યું, "અહમદ—"

"નહિ; માનાજીરાવ!" ચકિત થઇ માનાજીએ કહ્યું.

"હા, ભૂલ્યો ખરો હું!" મંદસ્મિત કરી શહાજીએ કહ્યું, "માનાજીરાવ, તું જેમ અહમદ મુલાનાની વાત કહેતાં કહેતાં તેની સાથે એકરૂપ થઇ ગયો હતો, તેમજ મને પણ લાગ્યું કે હું પણ મુલાનાની સાથે વાત કરૂં છું?"

"હા, વિચાર અને વાતની ધૂનમાં એવા પ્રકારની ભૂલ થાય એ સ્વાભાવિક છે. હાં! શહાજી, હમણાં શું કહ્યું?"

"માનાજીરાવ, એમ હોવા છતાં મારા શિવાજીને યવનો શયતાન કહે છે!"

"શહાજી, શયતાનોની નજરે હમેશ શયતાન જણાશે. તેમાં આશ્ચર્ય પામવા જેવું શું છે? અને ખરેખર તે શયતાનનો શયતાનજ છે, દુષ્ટોનો કાળ છે; પણ દીનનો બેલી છે. શહાજી, તે જેટલો નિષ્ઠુર છે તેટલોજ માયાળુ છે; જેટલો કારસ્થાની છે તેટલોજ ઉદાર છે. શહાજી, બાદશાહી ખજાનો લુંટાઇ ગયા પછી અમારૂં એટલે બાદશાહી સૈન્ય ચોતરફ નાશી જવા લાગ્યું અને તેમાંજ મુલાનાનાં કુટુંબીજન હતાં. અહમદ મુલાનાની માફક તેમને પણ શિવાજીનાં માણસોએ કેદ કરી શિવાજી સમક્ષ આણ્યાં."

"હાય! માનાજી, હવે તું શું કહેવા ધારે છે? અત્યાર સુધી મારા પુત્રના ગુણને હવે એકદમ કાળા રંગથી રંગે છે કે શું? જા, બસ કર તારી કથા! મારા એકાંતનો ભંગ કરી નાહક મારો છળ ન કરીશ!"

શહાજીના પ્રતિબંધનો સ્વીકાર ન કરતાં માનાજી બોલ્યો, "શહાજી, એ કુટુંબમાં અહમદ મુલાનાની અત્યંત સૌંદર્ય સંપન્ન પુત્રવધુ હતી!"

"શું?" કંપતિ હૃદયે શહાજીએ પુછ્યું.

"હા, એ અહમદ મુલાનાના માણસોમાં આકાશમાં ચમકતા શુક્રને પણ શરમાવે તેવી યુવતી હતી."

"પછી?" શહાજીએ ઉતાવળા થઇ પુછ્યું.

"શહાજી, શિવાજીના સેવકોએ એ ભૂલોકની અપસરાના મુખ પરનો બૂરખો કાઢી નાંખી પોતાના સ્વામીને અર્પણ કરી!"

"જુઠું! તદ્દન અસત્ય! માનાજી, શિવાજીના સેવકોના હસ્તે કદી પણ એવું નિંદ્ય વર્તન થાય એ સંભવિતજ નથી." શહાજીએ ક્રોધી બની કહ્યું.

"શહાજી," માનાજીએ શાંત રહી કહ્યું, "હું કહું છું તે વાત અક્ષરશઃ સત્ય છે. મુલાનાની લાવણ્ય સંપન્ન પુત્રવધુને જોતાંજ યૌવન સંપન્ન શિવાજી ક્ષણ માત્ર દિંગમૂઢ બન્યો."

"માનાજીરાવ, ચાલ તારે જે કહેવું હોય તે કહી નાખ!" શહાજીએ વિશેષ ઉતાવળા બની કહ્યું.

"શહાજી, તે સમયે સંધ્યા સમયની રમણીય સુરખી પ્રસરી રહી હતી, મંદ સમીરની લહરી અન્ય સુવાસની સાથેજ તે પરીના નિશ્વાસનો સુવાસ પોતાની સાથે મેળવી લઇ શિવાજીના મનને ઉલ્લસિત કરી રહી હતી. ભાનૂનાં કોમલ કિરણમાં ચકચક થઇ રહેલી સેંકડો સમશેરોનું તેજ એ ચાંદનીના ઉદયને લીધે તદ્દન ફીક્કુ પડ્યું હતું. શહાજી, એવી સ્થિતિને લીધે તારા પુત્રનું ભાન જતું રહ્યું. ત્યાંથી કૂચ કરવાના વિચારમાં આવેલા શિવાજીએ પોતાનો ઘોડો અટકાવ્યો અને તેના પરથી તે કૂદી પડ્યો!"

"માનાજીરાવ," ક્રોધ અને ભયના મિશ્ર વિકારથી બેભાન બની શહાજીએ કહ્યું, "મારા અસહાય અંતઃકરણને દારૂણ યાતના આપવામાં તને કંઇ રાક્ષસી આનંદ થતો હોય એમ લાગે છે. નહિ તો તેં આટલી લાંબી લાંબી વાત કરી નહોત. બોલ, છેવટનો શબ્દ બોલી નાખ, અને આ નરકમાંથી એક વખત શહાજીને મુક્તકર! એ એકજ ઘાથી વિજાપુરના શાહના અને બાજી ઘોરપડેના માર્ગમાં રહેલો શહાજીનો કાંટો નષ્ટ કરવાનું શ્રેય તને પ્રાપ્ત થશે."

"અતિ નમ્રતાથી તે અપ્સરાનો કુસુમ કોમલ હસ્ત પોતાના હસ્તમાં લઈ," શહાજીની માનસિક વેદનાની દરકાર કર્યા વગર માનાજી ઠંડા કલેજે બોલ્યો, "શિવાજી આ-મુલાના તરફ તેને લઈ આવ્યો. એકવાર સ્મિતપૂર્વક મુલાના તરફ જોઇ શિવાજીએ કહ્યું, 'મુલાના,

આવું સ્વર્ગીય રત્ન તમોને-તમારા લોકોને લુંટમાં મળ્યું હોત તો તમે તેની શી દશા કરી હોત?' શિવાજીનો આ પ્રશ્ન સાંભળી મુલાનાએ ભૂમિ તરફ જોયું. 'તમે તમારા સ્વામીને અર્પણ કરી હોતને?' મુલાનાના મુખમાંથી કંઇ શબ્દ નીકળતો નથી એમ જોઇ તિરસ્કારપૂર્ણ વક્રોક્તિથી શિવાજીએ આગળ કહ્યું, 'સમજ્યો, પ્રથમ એ રત્નનો ઉપભોગ લઇને પછી તમે તેને બાદશાહના જનાનખાનાના રત્ન ભંડારમાં મુકી દીધું હોત!' મુલાનાને પગથી માથા સુધી લાગી ગઇ! પણ કંઇ ઇલાજ નહિ ચાલવાથી પોચા કરડી તેને સ્વસ્થ બેસવું પડયું. 'મુલાના, વ્યર્થ સંતાપ કરશો નહિ, શિવાજીએ આગળ કહ્યું. 'અમો મરાઠાઓનું-જેને તમે શયતાન કહો છો તે મરાઠાઓનું એ બીરદ નથી. અમે તમારો ખજાનો લુંટયો છે; તેના અલ્પ મોબદલા તરીકે તેમાંથી મળેલું આ રત્ન તમનેજ જેવું ને તેવું અર્પણ કરીએ છીએ. મુલાના, સ્વીકારો આ તમારી પુત્રવધુને!"

અત્યાર સુધી શાંત રીતે બોલી રહેલો માનાજીરાવ ગદ્‌ગદિત થઇ કંપિત સ્વરે બોલ્યો, "શહાજી, તારા પુત્રના મુખે નીકળેલું એ અમૃત તુલ્ય વાક્ય કાને પડતાંજ અહમદ મુલાના તેના ચરણમાં લોટી પડયો. તેના હાથ પગની બેડીયો શિવાજીએ ઉપરોક્ત શબ્દ ઉચ્ચાર્યા તેજ વખતે કાઢી નાખવામાં આવી હતી. પોતાના હાથમાં રહેલો તે રમણીનો હસ્ત તેણે તેના સાસરાના હસ્તમાં મુકી કરૂણ સ્વરે કહ્યું. 'મુલાના, તમારી પુત્રવધુનું અદ્‌ભુત લાવણ્ય જોઇ શિવાજીની વૃત્તિ સહજ ચલિત થઈ હોયતો તે માટે દોષ દેશો નહિ. મને ક્ષણમાત્ર એવું લાગ્યું કે, જો તેણે એકાદ ખરા મરાઠાનું કુલ પોતાના જન્મથી અલંકૃત કર્યું હોત તો, તો-તો-' ભળતુંજ કંઇ બોલી જઈ પોતાના અલૌકિક કૃત્યથી પ્રાપ્ત કરેલું પૂણ્ય પોતે ખોઇ બેસે છે કે શું એ ભયથી

આ વખતે અહમદ મુલાના તેના તરફ જોવા લાગ્યો, તો ' શિવાજીએ શું કર્યું હોત ? ' પોતાની ગભરાયલી વૃતિ તેજ વખતે શિવાજીના લક્ષમાં આવી અને તે બોલતા અટકી પડયા તે જોઇ મુલ્લાના અહમદે પ્રશ્ન કર્યો. તે સાથેજ શિવાજીએ ઉત્તર આપ્યો ' મેં શિવાજીને કદાચ તેના પેટે જન્મ લેવાની ઇચ્છા થઇ હોત ! "

" અહાહા ! શિવાજી ! તેં તારા ઉદાત્ત આચરણથી ભોંસલે અને જાદવ કુળને ધન્ય કર્યું છે ! " શહાજીએ ગદ્‌ગદિત કંઠે કહ્યું. "હાય ! માનાજીરાવ, આ દુષ્ટે એ રત્નનો જન્મથીજ ત્યાગ કેમ કર્યો ? માનાજી, આ જગતને છોડી જાઉં તે પહેલાં મને મારા પુત્રનું મુખ જોવાદે ! એક વખત મારા શિવાજી ભેગો કર ! માનાજી, માનાજી–" બોલતાં બોલતાં શહાજીનાં નેત્ર ભરાઇ આવ્યાં અને તેમાંથી ખુલ્લી ધારા વહેવા લાગી.

" માનાજી, કેમ બોલતો નથી ? " શહાજીનો ઉત્કટ પિતૃપ્રેમ જોઇ વ્યથિત હૃદયે નીચું જોઇ ઉભેલા માનાજીને શહાજીએ નમ્રતા પૂર્વક કહ્યું, " માનાજી, તે દુષ્ટને–બાજીને કહેજે કે આ શહાજીનું ગમે તેમ કર, જીંદગી પર્યંત તુરંગમાં રાખ, અથવા તુરંગની ચાર દિવાલની અંદરજ ખૂન કરી એકજ સમયે મિત્રઘાતનું પુણ્ય અને બાદશાહનો પ્રેમ એ બન્ને પ્રાપ્ત કર, પણ એક વખત શિવાજીનું મુખ જોવા દે ! માનાજી, જા; મારા શિવાજીપર તારા હૃદયમાં યતકિંચિત્ પણ પ્રેમ હોય તો બાજીને આટલી વિનંતી કર ! જા, માનાજી જા ! "

જમીન તરફ જોઇ રહેલા માનાજીએ ઉંચે જોયું, પણ તે સાથેજ શહાજીને જણાયું કે, પોતાની વિનંતીની માનાજીને કંઇજ અસર થઇ નથી. અત્યાર સુધી અહમદ મુલાના સંબંધી કરૂણાત્મક કહાણી કહેનારા માનાજીના હૃદયમાં કોમલ ભાવનો કિંચિત્ પણ પ્રાદુર્ભાવ થયેલો

જણાયો નહિ. માનાજીની તે વખતની દૃષ્ટિ અતિ ભયાનક લાગી. તેમને જણાયું કે, કંઇક વખત સુધી લુપ્ત થયેલી વેરની કલ્પના પુનઃ તેની દૃષ્ટિમાં નૃત્ય કરવા લાગી છે.

" શહાજી, " કિંચિત્કાલ તે સ્થળે પ્રસરેલી શાંતિનો ભંગ કરી માનાજી બોલ્યો, " શહાજી, વેરની કલ્પના કેટલી મનોરમ છે ? વેરની કલ્પનામાં રંગાયલા મનુષ્યનું દૃશ્ય કેટલું આલ્હાદકારક લાગે છે ? શહાજી, આ વેરની કલ્પનાનું ચિત્ર કાઢવામાં આવે તો કેવું રમ્ય લાગે ? અહમદ મુલાનાના હૃદયમાં જન્મ પામેલા શિવાજી વિષયક કૃતજ્ઞતાપૂર્ણ પ્રેમપર બાદશાહના મનમાં ઉદ્ભવેલી વેરની કલ્પનાનું ચિત્ર દોરાય, તેની પુત્રવધુની કહાણીથી ઉત્પન્ન થયેલો પ્રેમ વગેરે કોમલ ભાવનાની મંદ છટા જો તે ચિત્રમાં આલેખાય, તો શહાજી, તે વેરની કલ્પનાનું ચિત્ર કેવું મધુરૂં લાગે ? શહાજી, વેરની એ કલ્પનાના ચિત્ર સાથે તારા વેરની કલ્પનાનું ચિત્ર મારે સરખાવી જોવું છે. શહાજી, કોમલ ભાવનામાં વહી જઇને તું તારો પુર્વ પ્રશ્ન કેમ ભૂલી જાય છે ? તે પ્રશ્ન યાદ આવે છે કે ? તે વેરના વિચારનું સ્મરણ થાય છે કે ? કર, શહાજી, ફરીથી વેરના વિચાર કર ! પુનઃ વેરની મનોહર કલ્પનામાં મગ્ન થા !-એટલે-એટલે—"

" એટલે શું ? માનાજી, એટલે શું ? ભયભિત દૃષ્ટિએ માનાજી તરફ જોઈ શહાજીએ પુછ્યું.

" એટલે આ તુરંગનું કષ્ટમય જીવન તને સુખમય લાગવા માંડશે. તારા મનમાં ઉદ્ભવેલી કોમલ વૃત્તિ નષ્ટ થશે-અરે-વેરના વિચારથી તે અધિક પોષક થશે. એ કોમલ ભાવનાપર વેરની કલ્પનાનો પટ અતિ મોહક લાગશે. એ વેરની કલ્પનાથી ઓતપ્રોત થઈ જા ! અહમદ મુલાનાની માફકજ તેજોમય બની જાય-એટલે, તે

જેમ પોતાના બાળબચ્ચાં, સ્ત્રી, ધનદોલત વગેરેથી પરાંગમૂખ બન્યો તેમ શિવાજીના દર્શન માટે તારૂ ઉત્સુક બનેલું મન મિત્રદ્રોહ કરનાર બાજીઘોરપડે પર વેર કેવી રીતે લેવું, તેજ વિચારમાં તલ્લીન થઇ જગતની અન્ય સર્વ મનોવૃત્તિથી દૂર થશે! શહાજી, એવા પ્રકારની મનોવૃત્તિમાં તન્મય બની જા ! વેર લેવાનું સાધન બહુ દૂર નથી!"

પોતાના કથનની શહાજીના મનપર કેવી અસર થાય છે તે જોવા માટે વેરની કલ્પનાથી રંગાયલી પોતાની દૃષ્ટિ માનાજીએ શહાજીપર સ્થિર કરી. તેની દૃષ્ટિમાં નૃત્ય કરી રહેલું વેરની કલ્પનાનું ભૂત જોઈ ભયચકિત બનેલા શહાજી કેટલીકવાર સુધી તટસ્થ પણે સ્તબ્ધ બની રહ્યા.

શહાજીને ન સમજાય તેવી રીતે તેમની દૃષ્ટિ માનાજીની દૃષ્ટિ સાથે મળી ગઇ. માનાજીની દૃષ્ટિમાંની વેરની કલ્પનાનું એક એક કિરણ ધીમે ધીમે શહાજીની દૃષ્ટિમાં પ્રવેશ કરવા લાગ્યું. તેમના હૃદયમાં ઉત્પન્ન થયેલી કરૂણાત્મક ભાવનાની લહરી ધીમે ધીમે લય પામી વેરની કલ્પનાની છોળો તેમના અંતઃકરણમાં ઉછળવા લાગી. વેરની કલ્પનાથી શહાજીનું હૃદય ઓતપ્રોત બની ગયું અને ધીમે ધીમે કલ્પનાના પૂર્ણ રંગમાં પહોંચી તે એક મંત્રવિદ્ધનાગ પ્રમાણે ડોલવા લાગ્યા.

"શું કહ્યું ? માનાજી, ફરી એકવાર કહે !" વેરની કલ્પનામાં ડોલતાં ડોલતાં શહાજીએ પૂછ્યું.

"શહાજી એક વખત વેરની કલ્પનામાં રંગાઇ જઇશ તો પછી વેર લેવાનું સાધન બહુ દૂર નથી."

"કયું સાધન ?"

પોતાના ખીસામાંથી એક કાગળ અને લેખન સામગ્રી કાઢી માનાજીએ શહાજીના મુખ આગળ મુક્યાં.

માનાજીના આ કૃત્યનો અર્થ લક્ષમાં ન આવવાથી શહાજી માનાજી તરફ શૂન્ય દૃષ્ટિએ જોવા લાગ્યા.

"શહાજી, વેર લેવાનું સાધન હું અતિ ગુપ્ત રીતે આપું છું."

શહાજીના ચિત્તનો ગોટાળો સમજી માનાજીએ કહ્યું, "ચાલ, ઉતાવળ કર! એનાપર એકજ વાક્ય લખી આપ!"

"કયું વાક્ય લખું?"

"વિજાપૂરનું રાજ્ય નષ્ટભ્રષ્ટ કરવું—"

"શું?" એકદમ ચમકીને શહાજીએ પુછ્યું.

"અને તેજ સાથે ગોવળકાંડાનો રત્નજડિત રાજમુકુટ મોગલ સમ્રાટ્‌ને શીરે ઝળકાવવા—"

"હં! ચૂપ! શયતાનના મુખના જાલીમ જહેર! દૂર! દૂર!"

"અને દિનપ્રતિદિન પોતાના અલૌકિક શૌર્યથી અખિલ યવનોનાં અંતઃકરણ ધ્રુજાવનાર, પોતાની ધમકથી સિંહાસનોને કંપિત કરનાર શિવાજીથી મોગલ સમ્રાટને અડચણ ન આવે એવી ઇચ્છા હોયતો—" એક પણ પગલું પાછું ન ભરતાં માનાજીએ ભિષણ સ્વરે કહ્યું, "મોગલ સમ્રાટે પાછળની સર્વ બાબતો વિષે શહાજીને માફી આપવી."

"ઓફ! શયતાન! શયતાન! હું શું સાંભળું છું?"

"નિર્બળ બનેલા આદિલશાહને ધમકીનો ખલિતો મોકલી દિલ્લીપતિએ શહાજીને મુક્ત કરાવવો." શહાજીના તિરસ્કારપૂર્ણ ધિક્કારની દરકાર ન કરતાં માનાજીએ આગળ કહ્યું, "આટલું થયા પછી વિજાપૂરના શાહ અને બાજીઘોરપડેપર વેર—જાલીમ વેર લેવાને શાહ સાથે બેઇમાન બની રાજદ્રોહી થઈ શહાજી પોતાના પુત્ર સહ મોગલસમ્રાટને મળી જશે!"

"ચૂપ! ચૂપ!" અત્યાર સુધી વેરરૂપી મંત્રથી નાગની માફક ડોલી રહેલા શહાજીએ જાગૃત થઇ માનાજીરાવ પ્રતિ ફૂત્કાર છોડવા માંડયા!

પોતાને દંશ કરી ત્યાંને ત્યાં પુરો કરશે કે શું એ ભયથી વેરનો મંત્રોપદેશ કરનાર માંત્રિક માનાજી પુનઃ વેરનીજ મોહિનીમાં શાહાજીને બેભાન કરી ડોલાવવા માટે વેરની મંજૂલ મુરલી વગાડવા લાગ્યો!

"શહાજી, શહાજીને અને તેના શૂર પુત્રને મોગલ સમ્રાટ સારી રીતે ઓળખે છે!" માનાજીએ શહાજીને ખીલવવા પોતાની પીપુડી-માંથી શહાજીના સ્તુતિ પાઠનો શ્રુતિ મનોહર સ્વર કાઢયો. "શહા-જીની કર્તવ્ય તત્પરતા અને તેના પુત્રની કર્તૃત્વ શક્તિ સમ્રાટથી અજાણી નથી. અત્યાર સુધીના શહાજીના ઉજ્વલ ચારિત્રથી બાદશાહ શહાજહાન અજ્ઞાત નથી. તેના પરાક્રમનો તો તેને પૂર્ણ અનુભવ થયો છે. નિજામશાહીના તખ્તની તેણે બજાવેલી સેવા તેના સ્મરણ પટમાંથી દૂર થઇ નથી."

"ત્યારે આદિલશાહ સાથે શહાજી બેઇમાન બનશે એમ સમ-જવાને તેને શો આધાર છે?" શહાજીએ પુછ્યું.

"હાં! હં! હં!" માનાજીએ ચમત્કારિક હાસ્ય કર્યું. "શો આધાર છે? બેઇમાનની સાથે બેઇમાન! શહાજી, 'એ એક પંથ અને દો કાજ' થશે—એ એકજ વાતથી બે વ્યક્તિપર વેર લઇ શકશે. સ્વામીભક્તિના પારિતોષિક તરીકે ગુપ્ત આજ્ઞા કરી પરહેજ કરનાર આદિલશાહપર અને પ્રેમનો, મૈત્રિનો—સહાનુભૂતિનો ઢોંગ કરી વિશ્વાસઘાત કરનાર બાજી ઘોરપડે પર વેર લેવાશે!"

"વેર! વેર! બાજી ઘોરપડે પર! મિત્રદ્રોહ કરનાર બાજી પર વેર!!"

"હા! બાજી ઘોરપડે પર વેર! ભોજન સમારંભનું નિમંત્રણ આપી તુરંગમાં લઇ જનાર મિત્રદ્રોહી બાજીપર વેર!! પણ શહાજી, બાજીપર વેર લેવાને માટે તે જે આદિલશાહીના આશ્રયમાં રહ્યો છે તે આદિલશાહીપર પ્રથમ વેર લેવું જોઇએ અને આદિલશાહીની ગરદન મરડી નાખવાને મોગલ સમ્રાટનું કાંઇ બળવાન છે!"

"બસ! બસ! બસ કર! માનાજી, તારા વેરના મંત્રનો અંત લાવ! શહાજીએ જે પક્ષ સ્વીકાર્યો છે, જેની આજ સુધી નિમકહલાલ રહી સેવા કરી છે તે આદિલશાહીમાં ફીતૂર ઉત્પન્ન કરવા તું મને સલાહ આપે છે? સ્વામીદ્રોહ—સ્વામીદ્રોહ કરીને શું હું મુક્ત થાઉં! છુટકારા માટે રાજદ્રોહી બનું? આ શહાજીથી પ્રાણાંતે પણ તેવું નહિ બને!"

"ત્યારે બાજી ઘોરપડે પર વેર લેવું એ પણ અશક્ય છે! મિત્રઘાત માટે વેર લેવાની કલ્પના શહાજીએ ત્યજી દેવી!"

"ઠીક! ઠીક! જોઇશ!"

"શું?"

"બાજી ઘોરપડેપર સ્વતંત્ર રીતે વેર લેવાશે તો જોઇશ."

"એજ, એજ શબ્દ! શહાજી, અહમદ મુલ્લાનાના મુખપર જે વખતે શાહીનો ખડીયો પડયો તે વખતે મુલાનાએ, એજ છેવટનો શબ્દ ઉચ્ચાર્યો હતો. બાજી ઘોરપડેપર વેર લેવામાં જો કે તું મહમદ આદિલશાહપર વેર લેવામાં અને અહમદ મુલાનાને—મદદ કરતો નથી, છતાંએ શહાજી વેરની મનોરમ કલ્પના સાગર તરબોળ બન્યો છે એમ જાણીને પણ મને આનંદ થશે! જા! ગમે તે હોય તો ભલે, પણ વેરની કલ્પનામાં લીન બની જા!"

આસુરી સંતોષથી એટલા શબ્દ ઉચ્ચારી મુલાના ત્યાંથી ચાલ્યો ગયો !

માનાજી અને અહમદ મુલાના એ એકજ વ્યક્તિ છે એમ જાણીને શહાજીને આશ્ચર્ય થયું નહિ. ચાણાક્ષ શહાજી વચમાંથી તે સમજી ગયા હતા અને તેની વેરની કલ્પના જોઇને તે આશ્ચર્યચકિત બન્યા ?

## પ્રકરણ ૧૨ મું.

### એકજ માર્ગ.

લગભગ મધ્યરાત્રીનો સમય થયો હતો. દુષ્કર્મી મનુષ્ય સિવાય સર્વ સૃષ્ટિ નિદ્રાદેવીને સ્વાધીન થયેલી હતી.

ઘણા દિવસે પોતાનો પ્રતિસ્પર્ધી છેવટે પોતાના સપાટામાં આવ્યો એ સંતોષજનક વાત આગળ બાજીને નિદ્રાસુખની કિંમત ન હતી; તેમાં વળી તેનાં નેત્રપરની ઘેરી ઉડાવવાને, એ કૃત્યનું શિવાજી કોઇ પણ વખતે વેર લેશે એ ભય કારણભૂત હતોજ.

મિત્રનો વિશ્વાસઘાત જોઇ માનવ સ્વભાવ વિષે મનને ઉદ્‌વિગ્ન બનાવનાર વિચાર અને અહમદ મુલાનાના વેરી વિચાર વિષે કલ્પનાની પરંપરાના સાગરમાં ડુબી જઇ શહાજી તુરંગમાં પડી રહ્યા હતા.

આદિલશાહી કુતુબશાહીનો ટૂકડો ગળી જવા તત્પર થયેલા મોગલ સમ્રાટની ઝડપ એકાદ સિંહની માફક અચાનક ક્યારે આવી પડશે એ બીકમાંજ શિવાજીની ઉત્તરોત્તર વધતી જતી શક્તિના ભયનો વધારો થવાથી વિજાપૂરના અહમદ આદિલશાહની નિદ્રા નાશ પામી

હતી. આવી સ્થિતિમાં મધ્યરાત્રિનો સમય જનાનખાનાની લાવણ્ય-સંપન્ન રમણીઓના વિલાસમાં વ્યતિત કરવા સિવાય આદિલશાહ માટે બીજો માર્ગજ ન હતો.

પૂર્વ રાત્રી, મધ્ય રાત્રી અને ઉત્તર રાત્રીએ રાત્રીના ત્રણે વિભાગ શિવાજીને તો સમાનજ હતા. તેમની નિદ્રા એકજ અવસ્થામાં રહેતી. જાગૃત્તિ પણ એકજ અવસ્થામાં હતી. તેમની નિદ્રા અને તેમની જાગૃતિ દેશોદ્ધારની સમાધી અવસ્થામાંજ રહી હતી. અર્થાત્ આવા પ્રસંગે તે જાગૃત હતા કે નિદ્રાધીન હતા તે કહી શકાય તેમ નથી. પથારીપર તે આડા પડયા હતા, પણ તેમનો આત્મા ભિન્ન ભિન્ન સ્થળે પ્રવાસ કરી રહ્યો હતો. એક વખત પોતાના વિશ્વાસુ વર્ગ સાથે કંઇ રાજકાર્યનો ઉહાપોહ કરતા ત્યારે બીજા વખતે ચંદ્રરાવ મોરેનું ચિત્ત સ્વદેશ સેવા તરફ ખેંચવાનો પ્રયત્ન ચાલતો. સ્વીકારેલું કાર્ય કેટલું વિકટ છે, કેવા પ્રબળ શત્રુની સામે થવાનું છે, સ્વજનો-દેશીઓજ દેશકાર્યમાં કેવાં વિઘ્ન ઉત્પન્ન કરે છે વગેરે વાતો મનમાં ઉદય પામતી અને ક્ષણવાર તેમનું ચિત્ત ઉદ્વિગ્ન બની જતું, તો બીજીજ ક્ષણે ભવાની માતાનું પ્રસન્ન વદન તેમનાં ચક્ષુ સમીપ તરી આવતું અને તેમના ચિત્તપરનું નિરાશા પડળ નષ્ટ થતું, એક ક્ષણે ગોમાતાનો પોકાર તેમના કાને અથડાતો અને તેને કસાઇના હાથમાંથી છોડાવવા દોડી જતા તેટલામાંજ એકાદ અધમ યવનના હાથમાં સપડાયલી અસહાય ભગિનીની કરૂણાપૂર્ણ ચીસ બીજી તરફથી સંભળાતી. પોતાનાં કૃત્યોના પરિણામે વિજાપૂરમાં નિવાસ કરતા પિતાપર કંઇ અનિષ્ઠ પ્રસંગ તો નહિ આવ્યો હોય ? એ વિચાર મનમાં ઉભો થતો અને પિતાના દર્શન માટે મન વ્યાકુળ થતું તો બીજાજ પ્રસંગે હમેશના કાર્ય વ્યવસાયમાં રોકાઇ રહેવાથી સમર્થનાં દર્શનનો યોગ નહિ આવવાના કારણે તે તેમના દર્શન માટે આતુર બની જતા. સમર્થ દર્શનનો

વિચાર આવતાંજ, ચાફળ ગામે સમર્થનો પ્રથમ મેળાપ થયો ત્યારે તેમણે સહજ ચિત્તવેધક રીતે ઉચ્ચારેલું ' તમારા દેશમાં નિવાસ કર્યો, પણ અદ્યાપિ તમારી પોતાની ભિક્ષા નથી લીધી ! ! ' એ વાક્ય સાંભળી આવતું અને તરતજ પાગડામાં પગ નાખી જંગલે જંગલ, નદી નાળાં કોતર અને ભયંકર ખીણોમાં સમર્થની શોધ માટે રખડતા. અર્થાત આવી મધ્યરાત્રિના સમયે મહારાજ નિદ્રાધીન હતા એમ કહેવા તત્પર ન થવું એજ ઠીક છે.

અહીં બીજી એક એ વ્યક્તિ શું કરતી હતી તે પણ કહેવું જોઇએ. જુઓ ! સાવિત્રી તટે એક મોટી શિલાપર એક યુવક બેઠો છે. તે ખરી યુવાવસ્થામાં આવી રહેલો હતો, પણ તે વખતે આકાશમાં પ્રકાશનાર તેજહિન ચંદ્રની માફક તેનો મુખચંદ્ર તેજહિન જણાતો હતો. પૂર્ણિમાની રાત્રે સર્વ કળાથી પ્રકાશિત રહેતું ચંદ્રબિંબ જેમ બીજાજ દિવસે ફીકકું દેખાવા લાગે છે, તેમ તારૂણ્યના તેજથી વિલસતું મુરારનું વદન એ દિવસમાંજ ક્ષીણ તેજ જણાવા લાગ્યું હતું. એ દિવસમાં તેના મુખપરની લાલાશ લુપ્ત થઇ ગઇ હતી. યૌવનસુલભ કોમલ મનોવૃત્તિનાં સુમન્ એક ક્ષણમાં સુકાઇ ગયાં હતાં.

" મુરાર, " તે પ્રશાંત સમયે નદી કીનારે ઉભો રહેલો યુવક પોતા પ્રત્યે બોલ્યો, " શિવાજી જેવા મહાન પુરૂષના સંગમાં રહેવા છતાં તને એવી અયોગ્ય વાતનું કેમ સ્મરણ થયું ? શિવાજીની માફક આઠ પહોર સ્વદેશ પ્રેમના એકજ વિચારમાં તન, મન અને ધનને ભૂલી જવાને બદલે, આવા વિષયી પ્રેમના ચાળા કરવામાં તને શું ભૂષણ લાગે છે ? મુરાર, સર્વ મનોવૃત્તિ, સર્વ મનકામના એકજ સ્વદેશ પ્રીતિમાં એક જીવ કરી તેજ ઉદાત્ત મનોભાવનામાં તલ્લીન થવાને સ્થાને, કામિની વિષયક નાજૂક પ્રેમ બંધનમાં ગૂંથાઈ જવાનું

તને કેમ ગમ્યું ? રાત્રી અને દિવસની પ્રત્યેક ક્ષણ મહારાજના સંગમાં, માવળાઓના સહવાસમાં ગાળવાને બદલે મોહનાના સંગમાં રહેવાની તને ઇચ્છા કેમ થઇ ? જે વખતે સ્વદેશબંધુઓની દીન અવસ્થા જોઇ મહારાજનું ચિત્ત દ્રવી ઉઠે છે તે વખતે તારૂં ચિત્ત મોહનાને મળવા કેમ વ્યાકુળ બની જાય છે ? ધિક્કાર છે તને ! ધિક્કાર છે ! અરેરે, એવા પણ પ્રસંગ આવી ગયા હશે કે જે વખતે દસ પંદર યવનોજ સામે એકલે હાથે યુદ્ધ કરતાં મહારાજ થાકી ગયા હશે અને તેવા વખતે તેમને મુરાર યાદ આવ્યો હશે ! અરે, એવા સમયે—મહારાજનો જીવ જોખમમાં હોવાના સમયે, આ મુરાર શું કરતો હશે ? છટ્ ! નહિ, નહિ, એ વિચાર મારાથી નથી સહન થઇ શકતો ! ”

ઉક્ત વિચાર આવતાં મુરારનું હૃદય ભરાઈ આવ્યું. ગત પ્રેમ-પ્રસંગ જેવોને તેવો તેનાં ચક્ષુ સમીપ તરી આવ્યો ! તેણે પોતાનાં નેત્ર મીંચી દીધાં. મનની દારૂણ યાતના સહન ન થવાથી મુરાર અતિશય ડુસ્કાંપર ચઢ્યો. મોહના ! મોહના ! દુઃખના આવેગથી કંપિત થયેલા સ્વરે તે બોલ્યો, “ મોહના, આ તેં શું કર્યું ? એ તારા ઘાતકી પ્રેમનુંજ પરિણામ ! આજે મુરાર તારાથી વિખુટો પડ્યો ! તેં મુરારને છોડ્યો ! મોહના ! મોહના !—”

કુસુમ કોમલ મૃદુ હસ્તસ્પર્શ મુરારના ખભે એકાએક થવાથી તેણે ચમકી પાછળ જોયું તો ખડકને અઢેલી મોહના ઉભી રહેલી જણાઇ !

“ મોહના, આટલી મોડી રાત્રે તું આવા ભયાનક સ્થાને કેમ આવી ? ” અશ્રથી સ્નાન કરી ચુકેલા મોહનાના મુખ તરફ જોઇ ભયભિત થઇ મુરારે પુછ્યું.

મુરારનો આ પ્રશ્ન સાંભળી મોહનાએ પોતાના પગ આગળથી વહી જતા નદીના શાંત ગંભીર પ્રવાહ તરફ જોયું.

"મોહના, બોલતી કેમ નથી? આવા સમયે તું અહીં કેમ આવી?"

"કોણ? હું? ઘણીએવાર હું અહીં આવું છું!"

"હા, હા! અને આ મુરાર—આ પાતકી મુરાર પણ તારી સાથે આવેલો છે. પણ—પણ મોહના, આજની રાત્રે તું અહીં શા સારૂ આવી છું?

બાલિકાએ પુનઃ પાણીના શાંત ગંભીર પ્રવાહ તરફ જોયું.

"હું શા સારૂ આવી છું? તમે નથી જાણતા શા માટે આવી છું તે?" મુરાર તરફ જોઇ બાલિકાએ કહ્યું.

"ના, મને કલ્પના થતી નથી. કહે! શા માટે આવી છું?"

"શિવાજીના ચરણ સ્પર્શને યોગ્ય નહિ, તેમના એકનિષ્ટ સેવકે નિર્માલ્યવત્ ધિક્કારેલા પ્રેમનું અપવિત્ર પૂષ્પ—"

"કેમ? એક વખત દૂર કરેલું તે નિર્માલ્ય પૂષ્પ પુનઃ અહીં કેમ લઇ આવી?"

"ગંગાને અર્પણ કરવા. ગંગા સિવાય નિર્માલ્યને કોણ ધારણ કરી શકે?"

"મોહના," તેનો હાથ પકડી ભયકંપિત સ્વરે તે બોલ્યો, "મોહના, આ તેં શું માંડ્યું છે? નહિ, નહિ, આ દુર્દૈવી મુરારના દુઃખમાં હવે ઉમેરો કરીશ નહિ."

"ઠીક! જગત્ આટલું આપ મતલબી—સ્વાર્થી હશે તેની મને અત્યાર સુધી કલ્પના ન હતી. વળી આપના માટે તો લેશ માત્ર ન હતી. આપ એકલાજ દુર્દૈવીને? આપ એકલાજ દુઃખીને? મોહન તો સુખના શીખર પર છે એવીજ હજુ માન્યતા છે ને? બરાબર

છે. જેની શિવાજી મહારાજ જેવાએ માગણી કરી છે તે સુખના શીખરે ન હોય તો ક્યાં હોય ?"

"મોહના, પુનઃ એ વાત કાઢી મારૂં હૃદય વિદીર્ણ ન કર! મારી માનસિક યાતના જોઇ તને પણ સંતોષ થાય છે કે શું ?"

"મહારાજ, આપે આ મોહનાના હૃદયપર કેવો નિષ્ઠુર ઘા કર્યો છે, તેની આપને કલ્પના પણ નથી ? આટલી નિર્દયતાથી સત્વ જોવાની કળા આપ કોની પાસે શીખ્યા ? અન્યની નાજૂક મનોવૃત્તિ સાથે આસુરી આનંદથી ખેલવામાં આપે શું મેળવ્યું ? આપના માટે-શિવાજી મહારાજ માટે ઘોર આત્મયજ્ઞ કરવાને હું તત્પર છું કે નહિ તેજ જો આપને જોવું હતું તો અન્ય બાબતો દ્વારા આપ કસોટી ન કરી શકત કે ? શંકરે, વિશ્વામિત્ર જેવાઓએ અન્યનું સત્વ જોયું, પણ તે સત્વ પાર પડતાંજ તેનું ફળ તેમને મળ્યું; પરંતુ આપ તો આપની મોહનાના પ્રેમને અતિ દુષ્ટ કસોટીએ ચઢાવી, તે કસોટીમાંથી પાર પડતાંજ તેને ધિક્કારી. તેના અતિ નિર્મળ, અતિ પવિત્ર પ્રેમનું પૂષ્પ અપવિત્ર ગણ્યું ! મહારાજ, આ અપવિત્ર નિર્માલ્ય પુષ્પ હું ગંગાને ન સમર્પું ત્યારે શું કરૂં ?"

મુરાર આકાશ તરફ જોવા લાગ્યો. મોહનાના ભાષણનો શો જવાબ આપવો તેના વિચારમાં પડ્યો.

"મોહના," એક દીર્ઘ નિશ્વાસ નાખી કેટલીક વારે મુરારે કહ્યું, "ગમે તે કહીશ તો તે આ કમનસીબ પ્રાણીને માટે સાંભળી લેવા સિવાય અન્ય માર્ગજ નથી. હુંજ-હુંજ-સર્વ રીતે દોષિત છું. મેંજ તારા પવિત્ર પ્રેમનું સ્વર્ગીય પુષ્પ આ મલિન હસ્તે મશળી નાખ્યું છે, મેંજ-મેંજ મહારાજના રાજકાર્યના પ્રેમનો દાવ—"

"પ્રેમનો દાવ!" મોહનાએ ચમકીને પુછ્યું. "મહારાજ પ્રેમના કપટી દાવ ક્યારથી રમવા લાગ્યા?"

"નહિ, નહિ, મોહના, પ્રેમનો કપટી દાવ નહિ."

"ત્યારે! ત્યારે!"

"પ્રેમનો સરળ દાવ! મોહના, મહારાજનો સંકલ્પ છે કે, કોઇ પણ રાજકાર્ય સાધ્ય કરવું હોય તો તે પ્રથમ પ્રેમથી સાધ્ય કરવું. સ્વદેશ રક્ષણાર્થે મહારાજને ચંદ્રરાવના–તારા પિતાના પ્રેમની જરૂર છે."

"અને મોહનાનો તો નહિજને? ત્યારે એ પ્રેમનો કપટી દાવ નહિ તો બીજું શું? પિતાનો પ્રેમ પ્રાપ્ત કરવા માટે પ્રથમ તેની લાડકી પુત્રીને કપટપૂર્ણ પ્રેમથી ઓતપ્રોત બનેલો ફાંશો નાખી વશ કરી લેવી એ શિવાજી જેવા કુશળ રાજપુરૂષને આવશ્યકજ લાગતું હશેને? કેમ? બોલતા કેમ નથી? એમાં સત્ય પ્રેમની છાયા છે કે? શિવાજીને મારા પ્રેમની જરૂર નથી! તેમનો મારાપર પ્રેમ પણ નથી! તેમને મારા પિતાના પ્રેમની જરૂર છે, તે પણ મારા માટે નહિ, કે પિતાજીને માટે પણ નહિ! તેમને પ્રેમનો કપટી દાવ ખેલી રાજકાર્યનો દાવ સાધવો છેને? મોહનાની માગણી, હાય!" વિદીર્ણ હૃદયે મોહના બોલી, "આ મોહનાને માટે મોહનાના પ્રેમની યાચના નથી. તેના મૂળમાં અન્ય હેતુ રહેલો છે."

મોહનાની આ વાત સાંભળી શિવનિષ્ટ મુરાર તેના તરફ મત્સર પૂર્ણ તીવ્ર દૃષ્ટિપાત કર્યા સિવાય રહી શક્યો નહિ; પોતાનીજ ખાતર, પોતાનીજ આજ્ઞાથી મોહનાએ પોતાના પ્રેમની આહુતી આપી હતી એ કલ્પનાને મોહનાની ઉક્ત વાતથી ધક્કો લાગ્યો; પણ કેટલીવાર? પળવારજ! બીજીજ ક્ષણે તેનાં નેત્રોમાં ઉપસેલી મત્સરની ચીણગારી અદૃશ્ય થઇ. ઉલટ, મોહનાએ શિવાજી ઉપર કરેલા દોષારોપ દૂર

કરવાના હેતુથી તે બોલ્યો, "મોહના સર્વ સામાન્ય માનવ હૃદયપરથી જો તું મહારાજની મનોવૃત્તિની કલ્પના કરતી હોય તો તે ભૂલ ભરેલી છે. મારૂંજ દૃષ્ટાંત લે. મારા હૃદયનો પ્રેમ વિકાર કેટલો તરલ અને સર્વવ્યાપી છે! મારો–મોહનાપર પ્રેમ છે—"

મુરારનું વચન સાંભળી મોહનાએ ચમત્કારિક હાસ્ય કર્યું.

"મારો–મારો, તેના પિતાપર–ચંદ્રરાવ પર પ્રેમ છે."

મોહનાના હાસ્યની ચમત્કારિક લહરી અધિકજ વિચિત્ર જણાઇ.

"અન્યપણ કેટલીક વ્યક્તિપર, કેટલીક વસ્તુપર મુરારનો પ્રેમ છે પણ કેટલો વિરલ! કેટલો ક્ષુદ્ર! વિરૂદ્ધ મનોવૃત્તિના વાયુની મંદ લહરી વાગતાંજ પ્રેમનાં એ સૂત્ર હીચોળે ચઢી લૂટવાની તૈયારીમાં આવે છે, પણ શિવાજી મહારાજ માટે તેમ નથી."

"બરાબરજ છે. આપના મહારાજાની પ્રેમવૃત્તિ એથી કંઇ જુદાજ પ્રકારની હશે!"

"હા, છે ખરી તેમની વૃત્તિ! એટલુંજ નહિ પણ એક વાત સિવાય, પ્રેમ એ શી વસ્તુ છે તેની મહારાજને કલ્પનાજ નથી એમ કહું તો ખોટું નથી."

"એટલુંજ બસ નથી. મનમાં પ્રેમનું અસ્તિત્વ ન છતાં તે વ્યક્ત કરવું! પ્રેમથી ચિત્તવૃત્તિ સહેજે આર્દ્ર નહિ હોવા છતાં પ્રેમની માગણી કરવી!! મહારાજનો એવા પ્રકારના પ્રેમનો દાવ કપટી નહિ ત્યારે કેવો? એવા પ્રકારનો ઉપર ઉપરનો પ્રેમ સ્વાર્થિ, મતલબી નહિ હોય પણ મિથ્યાતો છેજ!"

"નહિ! નહિ!" આવા સમયે પણ મુરાર સહજ હસ્યો.

"મોહના વસ્તુ માત્રની માફક ભાવનાનું બીલકુલ અસ્તિત્વજ ન હોય તો તેનું મિથ્યાસ્વરૂપ કેવી રીતે સંભવે?"

"આપની સાથે વાદવિવાદ કરી આપને જીતવાની પ્રભુએ મને શક્તિ આપી નથી. આ વાદમાં વિશેષ ઉંડે જવાની જરૂર નથી. આપનો કે મહારાજનો મારાપર પ્રેમ હોય કે ન હોય તોએ શું? ઉભયનું મહત્વ સરખુંજ છે." મોહનાએ ખિન્નવદને કહ્યું.

"તું ગમે તે કહે; પણ મહારાજ વિષે તારા કલુષિત બનેલા મનને શુદ્ધ કરવાની જરૂર છે. મોહના, મહારાજને સામાન્ય માણસમાં ન ગણીશ. પ્રેમ! પ્રેમ! શું કરી રહીછું? અન્ય મનુષ્યની માફક ક્ષુદ્રકોટીના પ્રેમનો ધ્યાસ મહારાજને લાગેલો નથી. અન્ય પ્રમાણે કામિની વિષયક, અદ્ભુત, રહસ્યમય પ્રેમનો છંદ તેમને લાગેલો નથી. બંધુપ્રેમ વિષે, પિતૃ પ્રેમ વિષે તેમની વૃત્તિ ઉદાસ છે. તેમને જો કોઇનાએ પ્રેમનો પાસ હોય તો એક માત્ર માતાના પ્રેમનો! ક્ષુદ્ર ભાવનાથી પ્રેરાઇને તે પ્રેમ કરતા નથી. પ્રેમવિકારથી જો તેમનું ચિત્ત લુબ્ધ થયું હોયતો કેવળ માતૃભૂમિના પ્રેમથી! મોહના, એવી વૃત્તિ ધારણ કરી તું મહારાજના મનની પરીક્ષા કરીશતો, મહારાજ કપટી પ્રેમનો દાવ રમ્યા, કપટી પ્રેમથી જડ બનેલો પાસો નાખી મને જીતવાનો યત્ન કર્યો એમ કહેવાનો વખતજ નહિ આવે. મોહના, મહારાજના પ્રેમનું રહસ્ય આવુ છે."

મોહના મુરારનું ભાષણ લક્ષ આપી સાભળી રહી હતી. ભાષણ પૂર્ણ થતાંજ તેણે એક દીર્ઘ નિશ્વાસ નાખી કરૂણામય સ્વરે કહ્યું, "મહારાજના પ્રેમનું રહસ્ય મારા જેવી અજ્ઞાનબાળા શું સમજે? મને લાગે છે કે, મહારાજે ફક્ત મોહનાપરજ—"

મુરારનાં નેત્રોમાં એકાએક વિદ્યુલત્તાની માફક ચમકેલી મત્સર રેષા નજરે પડી અને તે સાથે જ આગળના શબ્દો મોહનાના ઓષ્ઠ પર જ વિલીન થઇ ગયા.

" મોહના, એમ એકાએક કેમ અટકી ગઈ ? કહે, જે હોય તે કહે ! તારા શબ્દોથી મને મત્સર થવાને બદલે ફક્ત દયાજ આવશે—"

" મને લાગ્યું કે, મહારાજનો પ્રેમ ફક્ત મોહના પર જ હોવો જોઇએ ! "

" હા ! મુરારે ઉદાસ થઇ કહ્યું. " મહારાજના પ્રેમનું રહસ્ય મેં તને કહ્યું છે. રહસ્ય પૂર્ણ અદ્‌ભુત પ્રેમની જો તેં કોઈ પણ સમયે મહારાજની પાસેથી પ્રાપ્તિ કરવાની આશા રાખી હોત તો તે વિફલ જ થઇ હોત !

મુરારે ક્ષણવાર કરૂણામય પણ ચમત્કારિક દૃષ્ટિએ મોહના તરફ જોયું. કારણ આ વખતે શિવાજીએ એક વખત અર્પણ કરેલું શેલું પાછું માગ્યાની વાત યાદ આવવાથી મોહનાનું ચિત પ્રેમની કોમલ ભાવનાથી વ્યથિત થયું હતું.

" ત્યારે, એવી આશા રાખવી વ્યર્થ છે. " કેટલીક વારે મુરાર બોલ્યો, " પણ આ પાતકી મુરાર જો આડે આવ્યો નહોત, તો મહારાજના ગૃહિણીપદના સાત્વિક પ્રેમનો લાભ, મોહના, તને થયો હોત ! તું જ વિચાર કર ! વિષયી પ્રેમના માનસિક ઉચ્છ્વાસથીજ ભલેને હોય, પણ એક વખત અન્યને સમર્પાયલું તારૂં પ્રેમ કમલ મહારાજની પ્રેમપૂર્ણ સાત્વિક મનોભાવનાને હું કેવી રીતે અર્પણ કરૂં ? આ પ્રેમનું અપવિત્ર પુષ્પ શિવાજી જેવા પવિત્ર મહાપુરૂષને કેવી રીતે ચઢાવું ? "

" મુરાર, ગમે તેમ હોય, પણ આપની ગેરસમજ થયેલી છે. એવી મલીન ઇચ્છા આ પાપીણીના મનમાં ઉદ્‌ભવી છે એમ આપ શા ઉપરથી કહો છો ? મારી ચલિત થયેલી મનોવૃત્તિ પરથી ? હું માત્ર ખુલ્લા મનથી કહું છું; પછી ભલે આપ ખરૂં માનો કે ન માનો !

આપના પહેલાં જ મારી અપાત્રતાજની—અપવિત્રતાની કલ્પના મારી દષ્ટિ સમક્ષ ઉભી થયેલી છે. આપે મને એવો આત્મયત્ન કરવાનું કહ્યું તેજ વખતે મને પેટમાં ધ્રાસકો પડયો હતો. "

"અરે ઘાતકી મુરાર ? હાય ! પ્રભુ, આ મુરારને જન્મ આપીને તેં મહારાજના કાર્યમાં માત્ર વિઘ્ન ઉપસ્થિત કર્યું છે ! જો જન્મજ ન થયો હોત તો શું મહારાજનું રાજકાર્ય અટકવાનો સમય આવત ?"

"છટ્ ! જા તને અને તેની સાથે પરમકૃપાળુ પ્રભુને દોષ આપી વ્યર્થ રીતે દુઃખી થવામાં કંઇ અર્થ નથી. આ મોહનાએ મહારાજના સાત્વિક પ્રેમના ઉચ્ચ શીખર પર આરૂઢ થવાની કદી પણ હિંમત રાખી નથી; તો પછી આપ તેની આડે આવ્યા એમ શી રીતે કહેવાય ? પુનઃ હું આપના સમક્ષ ખુલ્લી રીતે કહું છું કે, મહારાજના સાત્વિક પ્રેમનું ઉચ્ચ, પવિત્ર એવું શિખર દષ્ટિ સમક્ષ ચળકવા લાગતાંજ, મહારાષ્ટ્રની કઈ કુમારીની દષ્ટિ અંજાઇ નહિ જાય ? કઇ યુવતીની ચિત્ત વૃત્તિ નહિ ઉછળે ? કઇ તરૂણી આત્મભાન નહિ ભૂલે ? એ બાબતમાં ગોપીનું દેહભાન હરણ કરનાર નંદકુમારની પણ હું શિવાજી સાથે તુલના કરતી નથી. ફકત કંસના દરબારમાંથી આવનારા રાક્ષસોથી ગોકુલવાસીઓનું રક્ષણ કરનાર શ્રી કૃષ્ણની અને યવન દરબારમાંથી નીકળતા નરાધમોથી મહારાષ્ટ્રની યુવતીઓના પતિવ્રત્યનું રક્ષણ કરનાર શિવાજી મહારાજનું એટલી એકજ બાબતમાં મળતાપણું છે. તે કંઇ વનમાળીની માફક કુંજમાં છુપાઇ રહેતા નથી, યમુનાના માર્ગ પર ગોપીઓને ઘેરીને તે કદી ચેષ્ટા કરતા નથી. નદી પનઘટ પરથી પાણી ભરી લાવતી વખતે મહારાષ્ટ્રની તરૂણીને શિવાજીનું સ્મરણ થાય છે; પણ તે વખતે મહારાજ તો એક વનવાસીની માફક અન્યજ કાર્ય માટે અરણ્ય અને ખીણ કોતરોમાં રખડતા હોય

છે! ભક્તિ પૂર્ણ પ્રેમની મનોહર બંસી બજાવી ગોપાળ કૃષ્ણની માફક શું શિવાજીએ મહારાષ્ટ્રની ગોપીકાઓને કદી ઘેલી બનાવવાનો પ્રયત્ન કર્યો છે કે? આમ હોવા છતાં કુવાપર, નદીપર, બાગમાં, વાડીમાં, ખેતરમાં અને જંગલમાં જ્યાં ત્યાં અમને શિવ મૂર્તિનું દર્શન થાય છે, તો પછી શિવાજીએ પોતાની માગણી કરી છે એ વાત સાંભળતાંજ કઇ કુમારીની વૃત્તિ ચલિત ન થાય? મારી ચિત્તવૃત્તી ફક્ત ખળભળી પણ તેથી મેં કંઇ તેમની અપેક્ષા કરી નથી. તો પછી આપ આડે આવ્યા છો એમ શી રીતે કહેવાય?"

"મોહના, એ શબ્દોથી મારા અંતઃકરણ પરનો કેટલોએ ભાર તેં ઓછો કર્યો છે! મહારાજના પ્રેમ વિષે તારી ઉત્કંઠા જોઇ મને જેટલો આનંદ થયો હોત, તેટલોજ તારી તેમના વિષેની નિરપેક્ષ બુદ્ધિ જોઇ થાય છે; પણ મોહના, મહારાજે એ ઇચ્છા વ્યક્ત કરી ત્યારથી મારા હૃદયમાં જે ખળભળાટ થઇ રહ્યો છે તેની તને કલ્પના પણ નહિ થાય. હું એમાંથી કેવી રીતે મુક્ત થાઉં? મોહના, એ પેચ કેટલો વિકટ છે?"

"એમ નિરાશ થયે કેમ ચાલે?" મુરારની તે સમયની દીન સ્થિતિ જોઇ મોહનાએ લાગણીપૂર્વક કહ્યું.

"નિરાશા સિવાય હું અન્ય કંઇજ જોઇ શકતો નથી. મારો પ્રાણ તો શું પણ મારો અને મોહનાનો પ્રેમ મહારાજના ચરણમાં અર્પણ કરવાને આ મુરાર તત્પર હોવા છતાં, મારી મોહનાની પણ એ કાર્ય માટે પૂર્ણ તૈયારી હોવા છતાં તેમ બની શકતું નથી! મોહના, એવી સ્થિતિમાં નિરાશ ન થાઉં તો શું કરૂં?"

"તેમાં અંતઃકરણને એટલું છિન્ન ભિન્ન કરવા જેવું શું છે? પ્રસંગ તો વિકટ છે; પણ તેમાંથી મુક્ત થવાનો આપના માટે કંઇ માર્ગજ નથી એમ મને નથી લાગતું!"

“એમાંથી મુક્ત થવાનો માર્ગ!” અતિ આતુરતાથી મુરારે પુછ્યું.

“હા, એક માગ હું જોઇ શકું છું.”

“આ અપવિત્ર લગ્ન પ્રસંગ ટાળવાનો?”

“હા.”

“અને-અને-પણ કહે, તને કયો માર્ગ જણાય છે તે પ્રથમ કહે.—”

“મહારાજનું હૃદય જેટલું કઠિન છે તેટલુંજ કોમળ છે, જેટલું નિષ્ઠુર છે તેટલુંજ દયાશીલ છે. એકાદ હેતુ સાધ્ય કરવા માટે જેટલું આગ્રહી અને દૃઢ છે તેટલુંજ તે હેતુ છોડવા માટે ઉદાર છે!”

“એ સર્વ મુરાર જેટલું જાણે છે તેટલું અન્ય કોઇ જાણતું નથી; પણ એમાંથી મુક્ત થવાનો તેં કયો ઉપાય શોધી કાઢ્યો છે તે પ્રથમ કહે!”

“બીજો શો ઉપાય? આપણે બન્ને મહારાજના ચરણમાં મસ્તક મુકી શરીરથી તો નહિ પણ મનથી કેટલાં અપવિત્ર છીએ તે નિરાભિમાનપણે કબુલ કરવું. અને એ હેતુ ત્યજી દેવા તેમને—”

“બસ! મોહના, તારી યુક્તિ પોકળ છે!” મુરારે કહ્યું, “શું, એવો સુલભ માર્ગ દૃષ્ટિએ દેખાતો હોત તો મુરાર આટલી ચિંતામાં પડયો હોત? શું મહારાજે આ પાપી મુરારની માફક મોહનાના સૌંદર્ય પર લુબ્ધ બની તારી માગણી કરી છે? હરિણી જેવા તેજપૂર્ણ અને ચંચલ નેત્રોથી તે ફસાઇ પડયા છે? કેવી ગાંડી? મહારાજના સાત્વિક પ્રેમનું રહસ્ય જાણવા છતાં તને એ માર્ગ સુઝે છે? મોહના, વ્યર્થ તદ્દન વ્યર્થ! તારા પિતા સાથે રાજકાર્યની વાતો કરવામાં તેં સમયનો અપવ્યયજ કર્યો જણાય છે! શું એક મુગ્ધ બાલા પ્રમાણે તને એ સર્વ પ્રેમનીજ રમત દેખાય છે?”

"ગમે તેમ હોય? આપણે મહારાજના ચરણમાં લીન થઇએ! એટલું કરતાંજ મહારાજ પિતાને સંદેશ મોકલી પોતાનો એ વિચાર ત્યજી દેશે."

"મોહના, એ આપત્તિ ટાળવાનો એ એકજ માર્ગ છે ખરો. એક શિવાજી મહારાજે પોતાની માગણી પાછી ખેંચી લેવી, કિંવા– કિંવા નિદાન ચંદ્રરાવ મોરેએ એ માગણીનો સ્વીકાર કરવો નહિ. પહેલો માર્ગ સુસાધ્ય છે. પણ–પણ–"

"પણ શું?"

"પણ એ માર્ગનું અવલંબન કરી શું હું મહારાજની ઇચ્છાનો ભંગ કરૂં? અતિ કુશલતાપૂર્વક તેમણે રાજકાર્ય પ્રિત્યર્થે આ નાંખેલો પ્રેમનો દાવ તોડી પાડું? છટ્! પ્રેમનો દાવ એ શબ્દ સાંભળીને નાહક ભ્રૂકુટી ચઢાવીશ નહિ, એ પ્રેમનો કપટી દાવ નથી. તારા મનનું સમાધાન કરવા ખાતર, હિત પરિણામી અને પવિત્ર હેતુ સાધવા માટે નાખેલો રાજકાર્યનો કપટી દાવ કહે; પણ પ્રેમના રાજ્યમાં કપટ કરવા માટે એ દાવ નાખેલો નથી. મોહના, મારા હાથે એ કાર્યમાં વિઘ્ન થતાંજ, અતિ પરિશ્રમથી આબાદ રચાયલું રાજકાર્ય નિષ્ફળ નીવડશે. મોહનાના પ્રેમ વગર તે મોરેનો સ્નેહ સંપાદન કરી શકે તેમ નથી. વિજાપૂર દરબાર તરફ આકર્ષાયલા ચંદ્રરાવને પોતાના પક્ષમાં લઇ શકે તેમ નથી. એ કાર્યમાં અપયશ આવતાંજ સ્વરાજ્ય મહાલય તૂટી પડશે! અને પ્રેમના મલીન ચાળા કરી મહારાજના મહાન કાર્યમાં વિઘ્ન કરવાને કારણભૂત બનેલા મહારાષ્ટ્રના સ્વરાજ્યને તિલાંજલી આપનાર મુરારનો સર્વ જનસમાજ તિરસ્કાર કરશે! એ કરતાં– એ કરતાં–"

ક્ષુબ્ધ મનોવૃત્તિથી બેભાન બનેલા મુરાર તરફ ભયભિત હરિણીની માફક મોહના જોવા લાગી.



જો તેણે એકાદ ખરા મરાઠાનું કુલ પોતાના જન્મથી અલંકૃત કર્યું હોત .......
તો શિવાજીને કદાચ તેના પેટે જન્મ લેવાની ઇચ્છા થઈ હોત        પૃષ્ઠ ૧૯૮.

“એ કરતાં.” મુરારે આવેશમાં કહ્યું, “આ અપવિત્ર લગ્ન આપત્તિ ટાળવાનો અને તેજ સમયે મહારાજનું રાજકાર્ય વિના વિઘ્ને સાધવાનો એકજ–એકજ માર્ગ છે; પણ મોહના,” એકદમ સૌમ્ય સ્વર ધારણ કરી મુરારે કહ્યું, “જા, જલદી ઘેર જા! આત્મઘાતની કલ્પના ત્યજી દે, મોહના તારા આત્મઘાતથી મહારાજનું કાર્ય સાધ્ય થશે નહિ.”

એટલાજ શબ્દ કાઢી તેની ઇચ્છા વિરૂધ મુરારે તેને તેના ભૂવન સુધી પહોંચાડી. મોહનાનો હાથ પકડીને ત્યાંથી માર્ગે પડતાંજ પોતાની પાછળ સૂકાં પાંદડાંનો ખડખડાટ થયાનો મુરારને ભાસ થયો, પણ તેણે તે તરફ લક્ષ આપ્યું નહિ. મોહનાને પહોંચાડી તે પાછો તેજ સ્થળે આવીને બેઠો. કિંચિત્ સમય સુધી પુનઃ તેજ સ્થળે ગહન વિચારમાં મગ્ન બની મુરારે ચોતરફ દૃષ્ટિ ફેરવી. એકવાર તેણે ઉંચે નભમંડળ તરફ જોયું! આકાશમાં ચઢી આવેલાં વાદળાંમાં ચંદ્રનો ઘણોખરો ભાગ આચ્છાદિત થઇ ગયો હતો અને રેષા માત્ર રહેલી ચંદ્રકળા પણ ધીમે ધીમે લુપ્ત થતી જતી હતી. આવા સમયે એકાએક છુપાઇ જતા ચંદ્ર તરફ જોઈ અર્થ પૂર્ણ નિશ્ચયી સ્વરે પુનઃ મુરાર એક વખત બોલ્યો, “તેજ–તેજ એક માર્ગ!”

ઉપરોક્ત શબ્દો ઉચ્ચારી થોડે દૂર આવેલા એક તંબૂ તરફ મુરાર વળ્યો. તેજ ક્ષણે મુરારના મુખનું ઉપરોક્ત નિશ્ચયાત્મકવચન બરાબર સાંભળવા માટે પેલી વરફની ઝાડીમા દબાઇ રહેલી એક વ્યક્તિએ પોતાનું મસ્તક ઉંચું કર્યું.!



# પ્રકરણ ૧૩ મું.

## મંત્રસિદ્ધિ !

વાચક જાણેજ છે કે, વેરની કલ્પનાથી મંત્રાયલી છેવટની પાણીની અંજલી વેરની ભાવનાથી બહુધા પરિપૂર્ણ થયેલા શહાજીના વદનપર નાખી, પોતાના એ છેવટના પ્રયત્નની શહાજીપર કેટલી અસર થાય છે તે જોવાને પણ તે સ્થળે ઉભા ન રહેતાં અહમદ શહાજીની કોટડીમાંથી બહાર ચાલ્યો ગયો. મુલાનાએ વેરની પ્રકટ કરેલી આસુરી કલ્પનાથી શહાજી થક્ક બની ગયા; પણ તે વિષેના તેમના માનસિક વિચારની ગતિ કુંઠિત થઇ નહિ. પ્રથમતઃ મુલાનાની અમાનુષિ વેરની કલ્પનાથીજ તે મૂઢ બની ગયા. મુલાના ચાલ્યો ગયો, પણ જેનું રોમ રોમ વેરથી ભરાઈ ગયેલું છે, જે વેરની ભાવનાથી ઓત પ્રોત થઇ ગયો છે તે મુલાના અદ્યાપિ પોતાની સમક્ષ નાચી રહ્યો છે, એમજ શહાજીને લાગતું હતું.

"કેવી વેરની વિલક્ષણ ઇચ્છા ! કેવો વેરપરનો આસુરી પ્રેમ !" મુલાનાના ગયા પછી શહાજી મનમાંજ બોલવા લાગ્યા. "મુલાના, પ્રાણી માત્રના હૃદયમાં પ્રભુએ જો વેરનો વિકારજ ઉત્પન્ન કર્યો નહોત તો તારી શી સ્થિતિ થઈ હોત ? અગર તો એથી તારી સ્થિતિમાં કેવું પરિવર્તન થાત ? એ વેરની ભાવના માનવ અંતઃકરણમાં નિર્માણ કરવાનું શ્રેય પ્રથમ કદાચ તેંજ મેળવ્યું હોત ! વેર, એજ તારૂં જીવન બન્યું જણાય છે. વેર ! વેર ! એજ શબ્દ સ્થળ માત્રમાં તારી દૃષ્ટિએ પડતા હશે ! વેર શબ્દ તારા કર્ણને મધુર ગાન જેવોજ લાગતો હશે ? મુલાના, અલ્લા, રહીમ એ શબ્દ પણ તને 'વેર' એ શબ્દ જેટલા

પવિત્ર નહિ લાગતા હોય! કોણુ જાણે કદાચિત, રહીમ! રહીમ! એ પવિત્ર નામનો અંતકાલે ઉચ્ચાર કરી દેહત્યાગ કરવાના બદલે વેર! વેર! એજ શબ્દોનો ઉચ્ચાર કરી તું ધન્યતા માનીશ!"

" મુલાના, સર્પયોની અને પિશાચયોની તને અતિ પ્રિય હશે! દાવ સાધી દંશ કરનાર સર્પની વાતો સાંભળી તારા મનને કેટલો સંતોષ થતો હશે? હા!" વચ્ચે જ કંઇ વાત સાંભળી આવ્યા જેવું કરી શહાજી વિચારી વદને બોલવા લાગ્યા, " તું શું કહેતો હતો? શું? હા, યાદ આવ્યું. મારી સાથે શહાજી પણુ વેરની મનોરમ કલ્પનાથી રંગાઇ ગયા છે, એટલું જોઇને પણુ મને સંતોષ થશે! અહાહા! માનસિક સંતોષની એ અગમ્ય અવસ્થામાં તલ્લીન થવા માટે શહાજીને વેરરૂપી મંત્રનું કેટલું એકાગ્રતાથી ચિંતન કરવાની જરૂર છે? કર, શહાજી, એજ મંત્રનું ચિંત્વન કર, એજ, કલ્પનાથી ઓતપ્રોત બની જા!"

શહાજી મુલાનાની આસુરી કલ્પનાથી દિંગ બની ગયા અને તે જ કલ્પનાથી રંગાઇ ગયા. તંજાવરમાં બાજી ઘોરપડેની અટકમાં શહાજીએ વેરનો જ વિચાર કર્યો. તંજાવરથી શહાજીને વિજાપૂર લાવી અભેદ્ય પથ્થરી દિવાલોથી ઘેરાયલા કારાગૃહમાં રાખ્યા પછી તેમનું મન વેરના મંત્રનો જ જપ કરવા લાગ્યું. ભાવનાનો, કલ્પના અને વિચારની બાહ્ય પરિસ્થિતિ સાથે અતિ નિકટ સંબંધ હોય છે. માનવ હૃદય ભાવનાવાહી હોય છે. બાહ્ય સંજોગના અભાવે પણુ એકાદ કલ્પના, એકાદ પ્રકારની ભાવના માનવ ચિત્તમાં સ્વયંભૂ ઉત્પન્ન થવી અશક્ય નથી; પણુ આછી અને અસ્પષ્ટ રહેતી ભાવના સાથે બાહ્ય પરિસ્થિતિનો સંયોગ થતાં જ ચીણુગારી ઉડે છે અને એવા પ્રકારની કલ્પના તથા ભાવના પ્રત્યક્ષ સ્વરૂપમાં ઉભી થાય છે, પછી

માનસ શાસ્ત્રે કલ્પના અથવા ભાવનાનું ગમે તેવું વિવરણ કર્યું હોય !

અમે એવું કહેવાનું સાહસ કરીશું નહિ કે, શહાજીની મનોભૂમિ વેરની ભાવનાને તદ્દન અપાત્ર હતી; એટલું જ નહિ પણ અમે તો કહીશું કે તેમ બનવું એ માનવ સ્વભાવની વિરૂદ્ધ છે. રાગ, લોભ, મોહ, પ્રેમ વગેરે પ્રકારના વિકાર જે મનમાં ઉદ્‌ભવે છે તે મનમાં વેરની ભાવના ન ઉદ્‌ભવે એમ કોણ કહી શકે તેમ છે ? અન્ય ભાવનાઓની માફક અથવા મનોવિકારોની માફક અથવા એ ભાવના પણ શહાજીના મનમાં રક્ષા નીચે ઢંકાયલા અગ્નિ પ્રમાણે માનવ સ્વભાવને અનુસરી રહેલી હતી. અન્ય કોઇ પણ ભાવના પ્રમાણે જ પ્રણયની કોમળ ભાવના ધારણ કરનાર અંતઃકરણરૂપી મુગ્ધ કમલ જેમ પ્રેમોચ્છ્વાસના સ્પર્શથી ખીલવા લાગે છે અને તેમાંની પ્રણયી ભાવનાના પ્રેમના સુગંધ યુક્ત મંદ સમીરણથી જ વિકાસ પામે છે તેજ પ્રમાણે વેર જેવી તામસી ભાવનાની વાત છે. બાજી ઘોરપડેના વિશ્વાસઘાતરૂપ વંટોળીયાથી શહાજીના અંતઃકરણમાં માનવ સ્વભાવને અનુસરી રહેલી વેરની ભાવનાની ચીણગી ચમકી ઉઠી. અહમદ મુલાનાએ ફુંકીને તેનો ભડકો કર્યો. જગત્‌ની નિર્દયતા, વિશ્વાસઘાતકતા વગેરે નીચ પ્રવૃત્તિઓનું તેલ તેમાં હોમાવાથી તે ભડકતી જ રહી. આ વખતે શહાજીને સુલતાનની આજ્ઞાથી વિજાપૂરના એક દુર્ગમ કારાગૃહમાં રાખવામાં આવ્યા હતા. કિલ્લાની જે ઓરડીમાં શહાજીને રાખ્યા હતા તે ઓરડીને એક છિદ્ર સિવાય હવાનો પ્રવેશ થઇ શહાજીની જીવન જ્યોત જાગતી રાખવાનું અન્ય કંઇ સાધન નહતું; પણ એજ છિદ્રમાંથી આવતી વાયુની લહરી શહાજીની જીવનજ્યોત સાથે, તેમના હૃદયમાં સળગી ઉઠેલી વેરની જ્યોતને અધિક જ પ્રજ્વલિત કરવાને પુરતી હતી.

રાત્રીના તેજ સમયે જે વખતે દેશોદ્ધારના કાર્યમાં અહર્નિશ લીન

રહેતા શિવાજી મહારાજનો આત્મા દેશહિતના ભિન્ન ભિન્ન કાર્યમાં વ્યાપ્ત થયેલો હતો અને એકાએક મારા કૃત્યને લીધે વિજાપૂરમાં પિતાજીપર એકાદ અનિષ્ટ પ્રસંગ તો નહિ આવી પડ્યો હોય ? એ વિચારથી તડફડી રહ્યો હતો ! જે વખતે જનાનખાનાની લાવણ્ય સંપન્ન રમણીના વિલાસમાં અને સૂવર્ણપાત્રમાં ચમકતા મદ્ય નીચે સુલતાન મહમદ આદિલશાહ, મોગલ સમ્રાટ શાહાજહાન અને શહાજીના બળવાખોર શિવાજીનો ભય દૂર કરવાનો યત્ન કરતો હતો; તેજ વખતે શાહાજીના અંતઃકરણમાં રહેલી વેરની જ્યોત અસ્વભાવિક તેજથી પ્રદીપ્ત થઇ હતી.

" જગતની આવી કૃતઘ્નતા, આવો વિશ્વાસઘાત અને આવી દગલબાજી જોઇ કોનું હૃદય અવિચારથી તામસી ન બને ? " તે કારાગ્રહના છિદ્રમાંથી ધ્વનિ આવ્યો, " પણ હવે તેનો શો ઉપયોગ ? તે વખતે સુવર્ણ જેવી મળેલી તક મેં ગુમાવી ! વેરથી બળતા મુલ્લાનાને ધિક્કાર્યો ! હવે આ ભયંકર સ્થળે ગુંગળાઇ મરવા સિવાય શહાજીને માટે બીજો માર્ગજ રહ્યો નથી. શત્રુના ગુપ્ત કારસ્થાનની બાતમી મેળવવામાં નિપૂણ બનેલો શિવાજી તેના પિતાની શી અવસ્થા થઇ છે તેની કલ્પના પણ નહિ કરી શકે ! મુલ્લાના ! મુલ્લાના ! આ વખતે જો તું અહીં હોત તો—"

તેટલામાંજ તુરંગદ્વારનો ગજ ખખડ્યો અને ચાર માણસો તે નાની ઓરડીમાં આવ્યા. તેમાંના બે દેખાવમાં ઠીંગણા, શરીરે અતિ રૂષ્ટપુસ્ટ અને સ્વરૂપે અતિશય કદરૂપા તથા વિચિત્ર જણાતા હતા. તેમાંના એકે ધારણ કરેલા સૂક્ષ્મ દીપનો પ્રકાશ તેમના મુખપર પડ્યો ન હોત તો તેમના કાળા કાજળ જેવા રંગની કલ્પના પણ થઇ નહોત. કદાચ તે ગહન અંધકારમાં ચકચક કરતી તેમની દંતપંક્તિએ થોડી

પણ કલ્પના આપી હોત. તેઓ જેમ કાને સાંભળી શકતા નહતા તેમ મુખે બોલી પણ શકતા ન હતા. એ બે અતિ વિદ્રુપ અને વિચિત્ર માણસ સુલતાન મહમંદ આદિલશાહના શરીર રક્ષક હતા.

એ બે રક્ષકની વચ્ચે એક ઉંચી વ્યક્તિ તદ્દન ધીમે ધીમે પગલાં ભરતી હતી. તે વ્યક્તિની અસધારણ ઉંચાઈ ને લીધે તેની બે બાજુએ ઉભા રહેલા ખોજા રક્ષક છેકજ ઠીંગણા જણાતા હતા. એ મધ્યવર્તી વ્યક્તિની ગરદન એક બગલાની ગરદન જેવી લાંબી લચ હતી. તેમ નેત્ર ઝીણાં હોઇ દુષ્ટતાથી ચળકતાં હતાં. એ ત્રિમૂર્તિની પાછળ ગહન વિચારમાં નિમગ્ન થયેલો હોય તેમ એક પુરૂષ મંદ પગલાં ભરતો હતો.

" શહાજી. " વેરની કલ્પનામાં મગ્ન બનેલા શહાજીને પોતાના હસ્તની સુવર્ણમય સોટીથી સ્પર્શ કરી પેલી ઉંચ વ્યક્તિએ પુછ્યું, " ક્યા વિચારમાં મગ્ન બની ગયો હતો? કઇ મનોહર કલ્પનામાં રમી રહ્યો હતો? "

" આ તુરંગનું કષ્ટમય જીવન મનને સુખકર લાગે તેવી કલ્પનામાં! " તે ઉંચ વ્યક્તિ તરફ જ્વલંત દૃષ્ટિક્ષેપ કરી શહાજીએ ઉત્તર આપ્યો.

" હા હા હા! " વિદ્રુપ હાસ્ય કરી તે ઉંચ વ્યક્તિ બોલી, " શહાજી, એ કષ્ટમય જીવનનું સુખ અનુભવવા માટે તને વધારે દિવસ જીવતો રાખવાનો અમારો વિચાર નથી. "

" ભાવી જન્મનો હમણાંજ વિચાર કરવાની જરૂર નથી; પણ હુઝૂર, રાત્રીના આવા ભયાનક સમયે આપના આ દાસને મળવાની તસ્દી કેમ લેવી પડી? "

બાદશાહે-તે ઉંચ વ્યક્તિ સુલતાન મહમદ આદિલશાહનીજ હતી-પોતાની પીઠ પાછળ ઉભા રહેલા માણસ તરફ નજર કરી તે સાથેજ તે પુરૂષે આગળ આવી ગંભીર સ્વરે કહ્યું, "શહાજી, પ્રસંગ અતિ ગંભીર છે. આપને છેવટની સંધી આપવા માટે શહેનશાહે અહીં આવવાની તસદી લીધી છે. બાદશાહને દૃઢ સંશય છે કે, આપના પુત્રના બળવાખોર કૃત્યમાં આપનું અંગ છે-તેને આપની સલાહ છે.

"મારે સ્પષ્ટ રીતે કહેવું જોઇએ કે, હુઝૂરના કાન તેમની ચોતરફ રહેતા સર્પોએ ફૂંક્યા હોય તો તેનું નિરાકરણ કરવાને આ શહાજી અશક્ત છે!"

"પણ એ નિરાકરણની બાદશાહને અપેક્ષા નથી. બાદશાહની આજ્ઞા એવી છે કે, આપે આપના પુત્રનો બંદોબસ્ત કરવો."

"હા," બાદશાહે વચ્ચેજ કહ્યું, "શહાજી, પિતાની સલાહ સિવાયના છોકરાના હાથે એવો અત્યાચાર થાય નહિ. તમારા પુત્રના તોફાની કાર્યમાં તમારૂં અંગ છે, માટે તેનો બંદોબસ્ત એકદમ તમારા તરફથીજ થવો જોઈએ."

"પ્રત્યેક પુત્ર પિતાની આજ્ઞામાં નથી હોતો. શિવાજીએ તોફાન કર્યું હશે તો તેનો બંદોબસ્ત તેનો પિતા-શહાજી કરી શકે તેમ નથી. શિવાજી સોટીથી સમજનારો કે ગુસ્સાથી ગભરાનારો અજ્ઞાન છોકરો નથી. તેણે જો તોફાન કર્યું હશે તો પોતાના વિચારથી અને પોતાની જવાબદારી પરજ કર્યું હશે. તે સરકારનો ગુન્હેગાર છે, તેના તરફ લશ્કર મોકલી સરકારે ઇચ્છાનુસાર બંદોબસ્ત કરી લેવો જોઇએ."

શહાજીનું આ શાંત પણ બેપરવાઈનું બેશીકર ભાષણ સાંભળી બાદશાહનો કોપ વધી પડયો.

"શહાજી, પુત્રના સામર્થ્યનું મિથ્યાભિમાન વધી પડ્યું જણાય છે!" મનથી ચીડાઇ જઇ બાદશાહે કહ્યું, "તેમ નહોત તો તેના તરફ લશ્કર મોકલી બંદોબસ્ત કરી લેવાનો ધિક્કારપૂર્ણ જવાબ ન આપ્યો હોત! લશ્કર મોકલી તારા આજકાલના છોકરાનો બંદોબસ્ત કરવો! ઠીક, ઠીક! મારો એક સરદાર એકલો જઇને તારા પુત્રની ગરદન તોડી નાખવાને સમર્થ છે; અરે, એટલીએ તકલીફ લેવાની જરૂર નથી. અમારે શા માટે એટલી તકલીફ લેવી? શહાજી! અરે શહાજી! બરાબર ધ્યાન આપ! તારા એ બદમાશ પુત્રનો બંદોબસ્ત તારેજ કરવાનો છે, અમે તારીજ પાસે કરાવીશું! સાંભળ, બરાબર કાન દઇ સાંભળ. અમે તને......દિવસ અવકાશ આપીએ છીએ. એટલા વખતમાં જો તારા તરફથી તારા પુત્રનો બંદોબસ્ત નહિ થાય તો–તો–" બાદશાહના મુખમાંથી કેવા ભયંકર શબ્દ નીકળવાના છે તેનું અનુમાન થવાથી બાદશાહની પાછળ રહેલો માણસ તેની ક્રોધી મુદ્રા તરફ ભયભરી દૃષ્ટિએ જોવા લાગ્યો.

"તો–તો તને દિવાલમાં ચણી લઇ તારો પ્રાણ લઇશ કિંવા–કિંવા—"

અતિશય કદરૂપા એવા પોતાના હબશી રક્ષકને પણ શરમાવે તેવું વિદ્રૂપ શયતાની હાસ્ય તેના ઓષ્ઠ પર ચમક્યું અને તે ઓરડીના બારિક છિદ્ર તરફ આંગળી કરી લોહી ઉછાળે તેવા સ્વરે બોલ્યો, "કિંવા, અમારા નેત્રની માફક ચમકતું પેલું છિદ્ર એકદમ બંધ કરી શહાજીને આ ઓરડીની કબરમાં પુરી દઇશું!"

આવા ઘોર શબ્દો ઉચ્ચારી બાદશાહે શહાજી તરફ પીઠ ફેરવી, પાછળ ઉભા રહેલા માણસે બાદશાહને રસ્તો આપ્યો અને પોતે તેની પાછળ થયો. બાદશાહ પાછળ જોવાની પરવા કરતો નથી તે જોઇ તે માણસ શહાજી પાસે જઇ એક ગડી વાળેલો કાગળ શહાજીના શરીર

પર ફેંકી દઈ પ્રથમની માફક બાદશાહની પાછળને પાછળ ઓરડીની બહાર નીકળી ગયો. કોટડીનાં દ્વાર બંધ થતાંજ અતિ આતુરતાથી શહાજીએ કાગળ ખુલ્લો કર્યો. તેમાં નીચેની હકીકત હતી:—

"આપના પુત્રની પિતૃ ભક્તિની પરીક્ષા આપને પોતાને નથી તેટલી માનવ સ્વભાવનું પુર્ણ જ્ઞાન ધરાવનાર બાદશાહને છે. આપના પુત્રના એકે એક સાહસ કૃત્યથી બાદશાહનું હૃદય ધડકી ઉઠ્યું છે. પછી ભલેને તે ગમે તેટલું છુપાવી રાખતો હોય ! બાદશાહને અહર્નિશ રાજનિષ્ઠ રહેવું એ આપણું પવિત્ર કર્તવ્ય છે. તેમાં અત્યાર સુધી આપણે લેશ માત્ર ચળ્યા નથી અને ભવિષ્યમાં પણ ચળીશું નહિ. દેશ માટે પ્રાણની પણ પરવા નહિ કરનાર આપના પુત્ર અને તેના સોબતીઓનું કૌતુક કરવાને આપણાં અંતઃકરણ અયોગ્ય છે. આપણે તેનું શી રીતે ગૌરવ કરી શકીયે? બાહ્યતઃ બહુમાન દર્શક દિવાન પદનાં વસ્ત્ર ધારણ કરનાર અંતઃકરણ—અપમાનના ઘાથી ઘવાયલા અંતઃકરણને રાજનિષ્ઠ રૂપી સમાધાનનો મલમ લગાડી હમેશને હમેશ રૂઝવવું અને પુનઃ આઘાત સહેવા તૈયાર કરવું એથી વધારે શું જાણીયે છીએ? અપમાનના ઘાની થતી વેદનાથી રાત દહાડો તરફડતું અંતઃકરણ અન્ય શું કરી શકશે? શહાજી, હું જાણું છું કે, આપની સ્થિતિ તેવીજ છે અર્થાત્ આવી સ્થિતિમાં આપ પુત્રને શાનું પ્રોત્સાહન આપો? ગમે તેમ હો, પણ તમારા પુત્રને ઠેકાણે લાવવાની બાદશાહી યોજના સહજ કુશળતા યુક્ત છે એમાં કંઈ શંકા નથી. સ્વદેશ બંધુઓ પર આવેલી આપત્તિ જોઇ જેનું અંતઃકરણ ફાટે છે એવો તમારો શિવાજી, પિતાના પ્રાણ પર સંકટ આવેલું જોઇ શું સ્વસ્થ રહેશે? પિતાના પ્રાણ માટે માતૃ ભૂમિના પ્રાણને શું તે તિલાંજલી આપશે? માનાપમાન સહન કરી, નાક લીટી તાણી, બાદશાહને

શરણે થઇ તે શું પિતાને છોડાવશે? શું કહી શકાય? પણ શહાજી, એકજ ધૈર્યનો શબ્દ કહું છું. તમારો પુત્ર વિચારી અને રાજકાર્ય કુશળ છે. સર્વ રીતે તેના પરજ આધાર રાખજો.

સ્નેહાંકિત
"મુરાર જગદેવ."

"મુરાર જગદેવ દિવાનનો ઉક્ત પત્ર વાંચી શહાજીનું હૃદય ગદ્દગદિત થયું, પુત્ર સ્નેહથી તેમનાં નેત્ર ભરાઇ આવ્યાં અને મૃત્યુના મુખમાં પડતા પહેલાં એકવાર આંખ ઠારી શિવાજીને જોવાની ઉત્કંઠા થઇ. ક્ષણવાર તે બાજી ઘોરપડેને ભૂલી ગયા અને બાદશાહનું કૃતઘ્ની વર્તન અદ્રશ્ય થયું.

"શિવાજી! શિવાજી!" અતિ કરૂણાજનક વાણીથી શિવાજીને ઉદ્દેશી તે બોલ્યા, "શિવાજી, બેટા મરણ પહેલાં એક વખત પણ તારો મેળાપ થશે કે? મારી ખાત્રી છે કે તારા પિતાની ખાતર તું તારૂં કાર્ય ત્યજીશ નહિ. ના ત્યજીશ, ના ત્યજીશ, પણ એકવાર આવીને મળીજા. શિવાજી! શિવાજી!—કોણ? કોણ?" એકાએક તે ગાઢ અંધકારમાં સફેદ આવરણ ધારણ કરનારી એક વ્યક્તિ નજરે પડી તેથી ચમકી શહાજીએ પુછ્યું, "કોણ? કોણ?

"માનાજીરાવ! અહમદ મુલાના!!"

"કેમ? તું ફરી કેમ આવ્યો? જા. મને મારા શિવાજીનું મધુરૂં ધ્યાન ધરવા દે! જા, તારા વેરના વિચાર લઇને પુનઃ કદી પણ મારી પાસે આવીશ નહિ. જા!"

તદ્દન ધીમે રહીને મુલાના શહાજી પાસે ગયો અને તેમના કાનમાં કોઇ સાંભળી ન શકે તેવી રીતે કહ્યું. "શહાજી, વેરના મંત્રથી જે સ્થળ ઓતપ્રોત થઇ રહ્યું છે તેજ જગ્યાની તેજ વ્યક્તિની

ચોતરફ વેરનું ભૂત ફર્યા કરશે. શું તમે એમ ધારો છો કે હું અહીંથી જતો રહ્યો હતો ? બાજી ઘોરપડેનો મેં પુરેપુરો વિશ્વાસ મેળવ્યો છે. હું અત્યંત વિશ્વાસને પાત્ર બન્યો છું ! શહાજી, પુનઃ કોમલ ભાવનાનાં મોજાં આપના હૃદયમાં ઉછળ્યાં છે. આપનો સંદેશ એક વખત શિવાજીને પહોંચાડીશ, આપના વતી હું આપના પુત્રને મળી આવું છું !"

"તું શિવાજીને મળીશ તેથી મારાં નેત્ર પડળ કેમ કરી દૂર થશે ?"

"શહાજીએ હવે શિવાજીનાં દર્શન કરવાની આશા રાખવી વ્યર્થ છે. પોતાની સાથે પોતાના પુત્રને પણ કાળના જડબામાં હોમવાની શહાજીની ઇચ્છા હોય તો તે જુદી વાત છે. શિવાજીને મળવું હોય તો પ્રથમ શહાજીએ આ કારાગૃહમાંથી મુક્તી મેળવી લેવી જોઇએ."

"કેવી રીતે ?"

"સર્વ રીતે પુત્રપર આધાર રાખીનેજ અને તે સાથે બાજી ઘોરપડેપર વેર લેવાની આજ્ઞા પણ શહાજી કરી શકે તેમ છે,"

"એ કેવી રીતે ?"

"શહાજી, તમારો પુત્ર ધૂર્ત છે. ક્યા સમયે કેવી રીતે વર્તવું તે તે સમજે છે. તમારા છૂટકારાનો સર્વ ભાર તેના પર આરોપો અને વેર લેવાની ફક્ત બે લીટીજ લખી આપો." એટલું કહી મુલ્લાનાએ કાગળ અને લેખન સામગ્રી શહાજી સમક્ષ મુકી.

કિંચિતકાળ મુલાના તરફ તીવ્ર દૃષ્ટિથી જોઇ રહી છેવટે શહાજીએ કલમ હાથમાં લીધી. "મુલાના, બોલ, કહી દે! બીજી ક્ષણે હમણાં છે તેટલું મારૂં ચિત્ત તને અનુકૂળ રહેશે કે કેમ તેની શંકા છે !"

"બાજી ઘોરપડેના નીચ વિશ્વાસઘાતના પરિણામે હમણાં હું વિજાપૂરના કારાગ્રહમાં છું અને ક્યા સમયે મારો પ્રાણ લેવાશે તે

નક્કી નથી. તારાં તોફાની કામ બંધ કરી બાદશાહને શરણ થાય તોજ મારો છુટકો થઇ શકે પણ અહીંથી મુક્ત થવાની અપેક્ષા હું લેશ માત્ર રાખતો નથી; પરંતુ મારી એક છેવટની આજ્ઞા છે. તે એકે-" આગળની હકીકત કહેતા પહેલાં શહાજીએ મુલાના તરફ અર્થપૂર્ણ દૃષ્ટિપાત્ કર્યો તે સાથેજ તે બોલ્યો;—

"જો તેં મારા પેટે જન્મ લીધો હોય તો મુલાના બાજી ઘોરપડેપર વેર લેજે!"

## પ્રકરણ ૧૪ મું.

### પાપીનો પ્રપંચ.

વાચક, ચાલો આપણે મુરારની પાછળ પાછળ જઇએ. જુઓ! તંબુમાં પ્રવેશ કરતા પહેલાં અંદર ચાલતો વાર્તાલાપ મુરાર કાન માંડી બહાર ઉભો રહી સાંભળે છે. મુરાર અંદર જવાને અચકાતો હશે; પણ આપણા માટે અંદરની વ્યક્તિઓની વાત સાંભળવાને પ્રતિબંધ રહ્યો નથી. મહત્વના વિચારમાં પડી ગએલી એ બે વ્યક્તિ કોણ છે? રાત્રીના આવા જુદાજ સમયે તેમનામાં એવો શો ઉહાપોહ ચાલતો હશે?

"રાઘો બલ્લાળ," તેમાંના એકે બીજાને ઉદ્દેશી કહ્યું, "આપણને અહીં આવે ઘણા દિવસ થઇ ગયા છે. અત્યાર સુધીની સર્વ વાત મહારાજને પહોંચાડવાની જરૂર હતી. એ કાર્યમાં આપણે ઘણી નિષ્કાળજી રાખી છે."

"સંભાજી," બીજી વ્યક્તિએ કહ્યું, "થોડો ઘણો વધારે વખત જશે તો પણ કંઇ હરકત નથી. હજુ પણ મહારાજને કંઇ નિર્ણ-

યાત્મક કહી શકાય તેમ છે કે કેમ તે વિષે મને શંકા છે. કઇ વાત નિશ્ચયાત્મક રીતે જણાવી શકીશું ?"

"કેમ વારૂ ? આ કાર્યમાં આપણને ધારવા કરતાં વધારે વિજય મળ્યો છે. ચંદ્રરાવ મોરે પોતાની પુત્રી મહારાજને અર્પણ કરી તેમની સાથે સ્નેહ જોડવાને કેટલો ઉત્સુક થયેલો જણાય છે ?"

"હા, એ વાત છે ખરી, પણ સંભાજી, એ વાત ઉપર આધાર રાખી ચલાવી લેવા જેવું નથી. ચંદ્રરાવે-કેરી ચંદ્રરાવે—આપેલા એટલા મીઠા આશ્વાસનથી અસાવધ રહી મૃદુ ગાલીચાપર ચાલવું સુરક્ષિત નથી. એ ગાલીચા નીચે કદાચિત્ મોટા મોટા કૂપ મુખ પહોળું કરી રહેલા હશે. મહારાજની દક્ષતા, તેમની સાવધતા હમેશ આપણે આપણી દૃષ્ટિ સમીપ રાખવાં જોઇએ. મહારાજે આપણને કેટલીક ભિન્ન ભિન્ન વાતોની પુરેપુરી હકીકત મેળવવા કહેલું છે. આપણે પણ પુષ્કળ શ્રમ લઇ ચંદ્રરાવના રાજ્યની સર્વ બાબતનું નિરીક્ષણ કર્યું છે. સંભાજી, એટલીજ વાત આપણો હેતુ સિદ્ધ કરવા માટે સંતોષકારક છે એમ ધારો છો કે ?"

"ના, બીજી વાતો જો કે આપણો હેતુ સાધ્ય થવામાં વિશેષ અનુકૂળ નહિ હોય, પણ ચંદ્રરાવ પોતાની કન્યા મહારાજને અર્પણ કરી તેમની સાથે સંબંધ બાંધવા તૈયાર છે એટલીજ મુખ્ય વાત પર આધાર રાખી આપણે બીજી બાબતો તરફ દુર્લક્ષ કરી શકીશું. એક વખત એ પ્રેમ સંબંધ ઉપસ્થિત થશે એટલે ચંદ્રરાવના રાજ્યની અન્ય પ્રતિકૂલ વાતો મહારાજ પોતાની ચાણાક્ષ બુદ્ધિથી નિષ્ફળ કરી નાખશે. એ વાત ધીમે ધીમે આપણે મહારાજના લક્ષપર લાવીશું; પણ પ્રથમજ ચંદ્રરાવ પોતાની કન્યા મહારાજને અર્પણ કરવા તયાર છે એ વાત જણાવવાની આવશ્યકતા છે. રઘુનાથરાવ, એ બાબતનો પત્ર મહારાજને લખી નાખો."

રાઘો બલ્લાળને એ વાત રૂચી અને તે પ્રમાણે તેમણે પત્ર લખવા કલમ હાથમાં લીધી; પણ તેટલામાં તંબૂની કનાત બાજુએ ખસેડી મુરાર અંદર આવ્યો.

રાઘો બલ્લાળ સામે પડેલા કાગળ તરફ ચમત્કારિક દૃષ્ટિએ જોઇ તેણે પોતાના પિતા તથા રાઘો બલ્લાળને પુછ્યું, "શું ચાલે છે? મહારાજને પત્ર લખો છો કે શું?"

મુરારે એવી કંઈ ચમત્કારિક મુદ્રા કરી ઉપરનો પ્રશ્ન પુછ્યો કે તેઓ કેટલીકવાર સુધી તેની તરફ તટસ્થ વૃત્તિથી જોઇ રહ્યા.

"મુરાર," થોડો વખત ગયા પછી સંભાજીએ કહ્યું, "આવા ગંભીર પ્રસંગે એક પિશાચની માફક વચ્ચેજ આવી અમારા કાર્યમાં વ્યત્યય આણવાનું શું પ્રયોજન છે? અનાવશ્યક વાતોમાં માથું મારવાની તને ખરાબ ટેવ પડી છે. જા, અહીંથી ચાલ્યો જા."

"પિતાજી, મહારાજને આપ શું લખવા ધારો છો?" પોતાના ચિત્તની સ્થિરતા લેશ માત્ર વિચલિત થવા દીધા વગર મુરારે શાંતિપૂર્વક પ્રશ્ન કર્યો.

"તને એ વાતનું અથથી ઇતિ સુધી જ્ઞાન આપવાની અમોને કંઇજ જરૂર જણાતી નથી. મુરાર, અહીંથી એકદમ ચાલ્યા જવાને કહું છું ને?"

"પિતાજી, પત્રની હકીકત મારે અવસ્ય જાણવી જોઇએ, એટલુંજ નહિ પણ મારા કહેવા પ્રમાણેજ આપે પત્ર લખવાનો છે."

"મુરાર, આજે તારૂં મગજ ઠેકાણે જણાતું નથી. નહિ તો તેં ઉદ્ધતાઇથી પિતા આગળ ગમે તેવું ભાષણ કરવાની હીંમત કરી નહોત."

"પિતાજી, મારા ભાષણમાં આપને ઉદ્ધતાઇની ઝાંખી થતી હોય તો હું એક વખત નહિ પણ દશ વખત આપને પગે લાગું છું; પરંતુ આપે લખવા ધારેલી હકીકત મારે જાણવીજ જોઇએ. એ વાત કહેવામાં આપ જોખમ સમજો છો કે?"

"નહિ, નહિ! મુરાર, તને જણાવવામાં જોખમ જેવું શું હોય?" સંભાજીએ મમતાથી કહ્યું. "પણ હું પુછું છું કે એ હકીકત જાણવાને તું આટલી હઠ કેમ પકડે છે?"

"હઠ! પિતાજી, ગમે તેવી બાબત માટે હઠ પકડવા જેવો હું બાળક છું? આકાશનો ચાંદલો રમવા લાવી આપવાની હઠ પકડી બેસવાના દિવસ હવે રહ્યા નથી. જાવળીના ચંદ્રરાવના પ્રકરણમાં આપની માફકજ મહારાજે મારી યોજના કરી છે! પણ કદાચિત્ એ તમારા જાણવામાં નહિ હોય."

"મુરાર એ વાત મને જણાવવી મહારાજને વાજબી લાગી નહિ હોય; તો તું વિના કારણ એ વાત શા માટે પ્રકટ કરે છે?"

"પિતાજી, તમારૂં અને મારૂં કાર્ય સરખુંજ છે. તમને સોંપાયલું કાર્ય કદાચ વિશેષ ગંભીર સ્વરૂપનું હશે; પણ મને સોંપેલું કાર્ય અતિ નાજૂક છે."

"હશે, પણ તેની સાથે મારો શો સંબંધ છે?"

"તમારી સાથે નહિ હોય, પણ તમે લખો છો તે પત્ર સાથે તો છેજ."

"મુરાર, ગમે તેવો લવારો કરી સમયનો અપવ્યય ન કર!" સંભાજીએ સહજ ચીડાઇ જઈ કહ્યું.

"ત્યારે હું કહું તે પ્રમાણે લખો; પણ પહેલાં તમે શું લખવાના છો તે કહો."

"હું મહારાજને જણાવવાનો છું કે, મહારાજના પ્રેમનું રાજ-કાર્ય યશસ્વી થયું છે."

"અને હું કહું છું કે તેમાં તદ્દન નિરાશા મળી છે એમ લખો ?"

મુરારના મુખનું આ વાક્ય સાંભળી બલ્લાળ અને સંભાજી આ-શ્ચર્યચકિત થઇ ગયા.

"મુરાર, તું શુદ્ધિમાં છે ને ?" થોડીવારે સંભાજીએ ગંભીર-તાથી પ્રશ્ન કર્યો, "મને લાગે છે કે ચંદ્રરાવને અમે મળ્યા તે વખતે તું ત્યાં હતો !"

"હા, પ્રથમથીજ હું ત્યાં હતો. ચંદ્રરાવે આપની માગણી સ્વીકારી, અરે તેણે પોતાની પુત્રીનો શિવાજી સ્વીકાર કરે એવી વિનંતી કરી તે સાંભળી પણ—"

"પણ એ તને રૂચ્યું નહિ ?"

"હા હું એ વાત સાંભળીનેજ ત્યાંથી ચાલ્યો ગયો હતો." કંઇક ચમત્કારિક મુદ્રાએ પોતાના પિતા તરફ જોઇ મુરારે કહ્યું.

"મહારાજની ઇચ્છાનો–મહારાજના રાજકાર્યનો વિરોધ કર-વાની વિકૃત મનોરચના મુરારે કયારથી ઉત્પન્ન કરી? મહારાજ કરતાં મુરાર પોતાને વધારે ડાહ્યો કયારથી સમજવા લાગ્યો ?" સંભા-જીરાવે તિરસ્કારથી કહ્યું.

"એવા પ્રકારના ડહાપણનું અભિમાન કરવા જેવી મૂર્ખાઇ મુરાર કદી પણ નહિ કરે. મહારાજના રાજકાર્યની–પ્રેમના રાજકાર્યની યુક્તિ અતિ ચાતુર્ય પૂર્ણ છે, પણ યશસ્વી થાય ત્યારે ને ?"

"કેમ વારૂ ? તે માટે તને સંશય કેમ આવે છે! ચંદ્રરાવના વચનને લુપ્ત કરનાર કયો પ્રાણી છે ?"

"તેના પુત્રના કારસ્થાનની આપને કલ્પના નથી એમજ જણાય

છે ! કેફી ચંદ્રરાવ કરતાં સૈન્ય પર તેના પુત્રનીજ સત્તા વિશેષ છે. પિતાજી, ફોગટની હોશીયારીનો શો ઉપયોગ? આપે મહારાજની આજ્ઞાનુસાર ચંદ્રરાવના સૈન્યની સ્થિતિ અવલોકી હશે! ક્ષણવાર કલ્પના કરો કે, મહારાજના પ્રેમનું રાજકારણ તૂટી પડયું!—"

"શું ?" ઉભય સરદારોએ ભયપૂર્ણ આશ્ચર્યથી પૂછ્યું.

"ઘડી ભર કલ્પના કરો! એવું જો બને તો ચંદ્રરાવના સૈન્યની સામે થઇ ખુલ્લી રીતે યુદ્ધમાં તેને પરાજીત કરી પોતાનું કાર્ય સિદ્ધ કરવા જેટલી ધમક આપણા સૈન્યમાં છે કે ?"

"જ્યાં સુધી ખુલ્લા યુદ્ધમાં જય પ્રાપ્તિ શકય નથી, ત્યાં સુધી યુક્તિ પ્રયુક્તિથી શત્રુને જીતવો, પ્રમાણિક શૌર્યની બડાઇ મારનાર મુરારને જો કે તેમાં કમીપણું લાગતું હશે, પણ મહારાજ અને તેમના સેવકોને તેમાં કંઇજ શરમાવા જેવું લાગશે નહિ–લાગવાનું નથી."

તિરસ્કારપૂર્ણ આવેશથી સંભાજીરાવે કહ્યું, "મુરાર, બસ કર, બસ કર તારી પંડિતાઇ! આવું સત્વહિન સૂવર્ણ મેં કેમ ઉત્પન્ન કર્યું અને મહારાજ પણ તેની પરીક્ષા કેમ કરી શકયા નહિ ?" ધીમે ધીમે સંભાજીનો આવેશ લય પામ્યો. અને તેની જગ્યાએ વિષાદપૂર્ણ ઉદ્વેગ દેખાવા લાગ્યો.

"કાયર વિશેષણ સંભાળીને સાચા શૂરવીરને જેવું થાય છે તેવુંજ બડાઈ ખોર વિશેષણથી તેને લાગી આવે છે."

મુરારે કહ્યું, "પિતાજી, આપ અને મહારાજ મને ગમે તે કહેશો તેથી લેશ માત્ર માઠું લાગવાનું નથી; પણ આપે હમણાં જે કહ્યું તેજ હું આપને સૂચવવાનો હતો. ચંદ્રરાવનું લશ્કર જો કે પદ્ધતિહિન અને વ્યસની હશે, પણ શિવાજી મહારાજના સ્વદેશ સેવાના ઝુંડા નીચે લઢનારા શૂરવીર મરાઠાના શૌર્યથી તે બીલકુલ

પરાજીત થાય તેમ નથી તેની ખાત્રી આપને થઇજ હશે. તેથી હું કહું છું કે, જે સ્થળે પ્રેમનો ફાંસો નાખી શકાતો નથી, તે સ્થળે બીજા એકાદ ફાંસાની યોજના કરીનેજ આપણે કાર્ય સાધવું જોઇએ. મને લાગે છે કે, પ્રેમનો પટ વીંટી લેવાને લખો તો ઠીક."

"વાહ, બહુ સારો રસ્તો? પ્રેમનું રાજકાર્ય તૂટી પડયું એવીજ કલ્પના કરવાને કહે છે ને? એટલામાંજ તેં માની લીધું કે પ્રેમનો દાવ નિષ્ફળ ગયો છે! મુરાર, કેવળ કાલ્પનિક અનુમાન પ્રમાણે વર્તીએ ત્યારે અમારા જેવો મૂર્ખજ કોણ? જે વાત પ્રત્યક્ષ અમારી દૃષ્ટિ સમક્ષ બની છે, જે વાત અમે કાને કાન સાંભળી છે, તે છુપાવી રાખી મહારાજને ફસાવવાની સલાહ આપે છે?"

લજ્જા અને દુઃખની મિશ્ર છાયા મુરારના મુખ પર ફરી વળી. પિતાના તરફ દૃષ્ટિ કરવાનું ધૈર્ય ન થવાથી તે ભૂમિ તરફ જોતો ઉભો રહ્યો.

"મુરાર, ચંદ્રરાવે પોતાની કન્યા મહારાજ સ્વીકારે એવી વિનંતી કરી તે વખતે તું ત્યાં હતો ને?"

"હા. પણ—"

"પણ શું?"

"પણ પોતાની કન્યા મહારાજને અર્પણ કરવાનું ચંદ્રરાવના હાથમાં રહ્યું નથી. અને એ કન્યા રત્નનું પાણી ગ્રહણ કરવાની યોગ્યતા મહારાજમાં પણ નથી!"

"મુરાર!" એક જ્વલંત દૃષ્ટિપાત્ કરી સંભાજીરાવે બૂમ પાડી કહ્યું, "આવું નીચ ભાષણ કરતા પહેલાં તારી જીભ કેમ ન તૂટી પડી? પણ ઉભો રહે, પહેલાં તૂટી ન પડી તો હવે દુષ્ટ રીતે શબ્દ ઉચ્ચારતી જીભના હુંજ ટુકડા કરૂં છું." વિલક્ષણ સંતાપથી

ઉપરના શબ્દો ઉચ્ચારી સંભાજીએ ખરેખરજ મુરારના મુખ તરફ હાથ લંબાવ્યો!

પણ પિતાનો હાથ ક્ષણમાત્ર તેમનાં તેમ અટકાવી મુરારે કહ્યું, "પિતાજી, હજુ બીજા ચાર શબ્દનો ઉચ્ચાર આ જીભે થશે એટલે મારા પાપનો ઘડો ભરાઈ જશે, ટૂકડા થતા પહેલાં બીજા ચાર શબ્દ બોલવા દો."

ક્રોધમય વિસ્મયતાથી ચકિત થઇ સંભાજીરાવે પોતાની ક્રોધ દૃષ્ટિ મુરાર તરફ સ્થિર કરી!

મુરારે તદ્દન શાંતિ પૂર્વક પિતાની છેક નજીકમાં જઇ પિતાના કાનમાં કંઇ કહ્યું, અને તે સાથે સંભાજીરાવનું મુખ ઉતરી ગયું. કપાળે હાથ લગાડી તે શાંત થઇ ગયા.

કેટલીક વારે ખિન્ન ચિત્તે તેમણે બલ્લાળને કહ્યું, "રઘુનાથરાવ, મહારાજને જણાવવાની બાતમીનું સ્વરૂપ પલટાયું છે માટે હવે તેને અનુસરીને પત્ર લખવો પડશે." હવે પછી પ્રત્યક્ષ બનનારા બનાવથીજ વાચક એ પત્રનો આશય સમજી શકશે માટે એ બે સરદારને છોડી આપણે મોહના તરફ જઇશું.

પોતાનો નિર્માલ્યવત્ દેહ ગંગાને સમર્પણ કરવાનો ઘોર વિચાર ધારણ કરી આટલી મોડી રાત્રે નદી ત્રટે આવેલી મોહના જેવીને તેવી પાછી ગઇ તે જોઇ વાંચકને તેના નિશ્ચય વિષે કદાચિત્ સંશય આવ્યો હશે. કદાચિત્ વાચકને એમ પણ લાગવાનો સંભવ છે કે, તેણે આત્મઘાતનો માત્ર ડોળ કર્યો હશે. કારણ આટલો દૃઢ નિશ્ચય કરી મોહના આવી શું અને મોહના, આત્મઘાતની કલ્પના છોડી ઘેર જા એવા આદેશથી મુરારનો હાથ પકડી ગુપચૂપ વિલાસગઢ તરફ વળીશું? પણ મુરારના મુખનું એટલુંજ વાક્ય તેને આત્મઘાતના

નિશ્ચયથી પરાવૃત્ત કરવાને કારણ ભૂત થયું નહતું. મુરારે બીજુ પણ એક વાક્ય ઉચ્ચાર્યું હતું. "મોહના, તારા આત્મઘાતથી મહારાજનું કાર્ય સાધ્ય થશે નહિ."

માત્ર એકજ સાદું વાક્ય! પણ અર્થથી કેટલું વિપૂલ? તેમાં કેટલા પ્રકારના અર્થ સમાયલા હતા? બિચારી મોહનાએ તેનો એકજ અર્થ કર્યો. "મોહના, કર આત્મઘાત! પણ તું આત્મઘાત કરીશ તેથી મહારાજનું કાર્ય સાધ્ય થશે કે?" એવા અર્થથી મુરારે કદાચિત ઉક્ત વાક્ય ઉચ્ચાર્યું હશે; પણ જો મોહનાએ તેવો અર્થ કર્યો હોત તો પોતાનો નિશ્ચય આચારમાં મુકયા સિવાય રહી નહોત. કારણ, મોહનાના જગતના અસ્તિત્વનો સંબંધ મહારાજની કાર્ય સિદ્ધિ સાથે એવા પ્રકારના અર્થથી રહેલો નહતો; પણ બિચારી મોહનાએ તેનો એકજ અર્થ કર્યો, "મોહના, જો તું આત્મઘાત કરીશ તો મહારાજનું કાર્ય સિદ્ધ થશે નહિ. તું તારો દેહ છોડી સંકટમાંથી મુક્ત થઇશ; પણ એથી મહારાજના કાર્યનો નાશ થશે." એ કલ્પના મુરારનું વાક્ય કાને પડતાંજ મોહનાને થઈ અને તે આત્મઘાતના વિચારથી પરાવૃત્ત થઇ મુગે મોંઢે મુરારનો હાથ પકડી વિલાસગઢ તરફ ગઇ; પણ વિલાસગઢની પોતાની એકાંત ઓરડીમાં જઈ પથારી પર પડતાંજ તેનું મન મુરારના વાક્યના ભિન્ન ભિન્ન અર્થ કરવા લાગ્યું.

"તારા આત્મઘાતથી મહારાજનું કાર્ય સાધ્ય થશે નહિ! એમજ કહ્યું ને?" વિચારી વદને મોહના મનમાંજ બોલી. "તારા આત્મઘાતથી એટલે? મહારાજના કાર્ય માટે કોઇના બળીદાનની જરૂર છે કે શું? છટ્! મનમાં એવા વિચાર કેમ આવે છે? પ્રભુ, પેલું દુષ્ટ સ્વપ્ન સાચું તો નહિ પડેને?"

"સ્વપ્ન સાચું પડવું ન પડવું એ કેવળ મોહનાની ઇચ્છા પર અવલંબી રહેલું છે." મોહનાના પ્રશ્નનો ઉત્તર મળ્યો અને વાસી દીધેલું દ્વાર ઉઘાડીને એક સુસ્વરૂપ તરૂણ અંદર આવ્યો. આ તરૂણનો શહેરો સ્પષ્ટ જણાતાંજ મોહનાએ ભયથી એક ચીસ પાડી અને બીજીજ ક્ષણે તે સાધારણ મૂર્છા પામી. કારણ આટલી રાત્રે આવનારો માણસ બીજો કોઈ નહિ પણ સુબાન પટેલની વાડી પાસેના રસ્તા પરથી તેને લઇ જવાનો પ્રયત્ન કરનાર જીવનજ હતો!

"મોહના," મોહનાની પાસે જઇ અતિ નમ્રતાથી તેણે કહ્યું, "મોહના, તે સમયનું તારૂં સર્વ ધૈર્ય કયાં ગયું? એમ ગભરાય છે કેમ? આ વખતે તને લઇને નાશી જવા નથી આવ્યો."

"ત્યારે? ત્યારે શા માટે?" ઉકત આશ્વાસનથી સહજ હિંમત આવવાથી મોહનાએ પુછ્યું.

"શા માટે? મોહના, તને લઇને નાશી જવા સારૂ તારા મહેલમાં આવવાની શી જરૂર? તને લઇને નાશી જવાનોજ મારો ઉદ્દેશ હોત તો તું હમણાં એકલી બહાર ગઇ હતી તેજ વખતે પેલાજ ઘોડા પર નાખી રાત્રીના ગાઢ અંધકારમાં કયાંનો કયાં પહોંચી ગયો હોત. તેજ વખતથી–તે શયતાને અચાનક આવીને તને છોડાવી તેજ વખતથી અહર્નિશ તારી પાછળજ ફર્યા કરૂં છું, પણ તને લઇને નાશી જવા માટે નહિ."

"ત્યારે શા માટે?"

"મધુપૂર્ણ કમલની ચોતરફ આઠે પહોર ગુંજારવ કરતો ભૃંગ શા માટે ફરે છે?" કામ વિહ્‍વલ સ્વરે તે તરૂણે પુછ્યું.

મોહનાનું વદન ક્રોધથી લાલચોળ બની ગયું, "મૂઆ, આમ

ગમે તેવો લવારો કરવા આટલી રાતે તું આવ્યો છું કે? ઉભો રહે, હમણાંજ પિતાજીને બોલાવી કહું છું કે ભૃંગ શા માટે કમલ પછવાડે ફરે છે!" એક ક્રોધપૂર્ણ નાગિણી પ્રમાણે ઉઠીને મોહના દ્વાર તરફ જવા લાગી, પણ પોતાના બંને હાથ તેની આગળ આડા ધરી તે યવન પુત્રે કહ્યું, "મોહના, તારા પિતા જો કેવળ નિદ્રાધીન હોત તો કદાચિત્ તારા આવ્હાનનો તેણે ઉત્તર આપ્યો હોત; પણ આ વખતની તેની નિદ્રા ભિન્ન પ્રકારની છે. આ વખતે તો તે આંખો ઉઘાડી રાખીનેજ નિદ્રામાં પડયા છે. આવા સમયે એકાદ અનાચાર-તારે અત્યાચાર કહેવો હોય તો તેમ કહે-તેના સમક્ષ થશે, તો જાણે સામે નયન મનોહર નૃત્ય થાય છે એમજ સમજી તે નેત્ર ખુલ્લાં રાખી આનંદથી જોયા કરશે! અને કહેશે, વાહ! બહુત અચ્છી!"

ઉન્મત્તપણે ઉપર પ્રમાણે કહીને તે યવને એક વિદ્રૂપ હાસ્ય કર્યું.

તે માણસનું અતિ વિચિત્ર ભાષણ અને વિદ્રૂપ હાસ્ય જોઇ મોહનાનો સર્વ આવેશ ભયમાં પુનઃ પરિવર્તન પામ્યો. તેને પોતાની અસહાય સ્થિતિનું ભાન થયું અને તે નિરાશ થઇ નીચે બેસી પડી, તેના દેહમાં ફૂંફાડા મારતી નાગિણીના સ્થાને ભયભિત હરીણી ઉપસ્થિત થઇ.

"મોહના, એક વખત કહ્યું ને કે, હું તને લઇને નાશી જવા નથી આવ્યો! હવે આમ એક ભય ચકિત હરિણીની માફક ભયભિત દૃષ્ટિએ ચોતરફ શું જુએ છે? હા, એમાં તો કંઇજ શંકા નથી કે, નાગિણીની ક્રોધ :દૃષ્ટિ કરતાં હરિણીની ભય ચકિત દૃષ્ટિ પ્રત્યેકને મોહકજ લાગશે. મોહના, સહજ શાંત થઇ મારી વાત સાંભળી લે!"

પુનઃ આ નીચ આદેશથી મોહનાના હૃદયમાં ક્રોધનો સંચાર થયો; પણ તે વખતની નાજુક સ્થિતિ લક્ષમાં રાખી એ સર્વ ક્રોધ

સમાવી દેવાની તેને ફરજ પડી. ચંદ્રરાવ નિશા કરી પડયા હશે, અહીંથી બહાર નીકળી જઉં પણ દુષ્ટે અંદર આવતાંજ તાળુ મારી દીધું છે એટલે પ્રતિરોધ સરળ થાય તેમ નથી માટે ચાતુર્યથી આ વિકટ પ્રસંગ વટાવી જવો જોઇએ એવો વિચાર કરી તે બોલી, "કહો, શું કહેવું છે? જે કહેવું હોય તે કહી દો!"

"મોહના. એમ ઉતાવળી શા સારૂ થાય છે? તને તો ઘણુંએ કહેવાનું છે."

"કહો ત્યારે, કહું છું ને?"

"આવ; આમ પલંગ પર બેસ એટલે શાંતિથી કહેવાશે."

પલંગ પર ખેંચવાને તે દુષ્ટે હાથ લંબાવેલો જોઇ મોહના ગુપચૂપ પલંગ પર જઇ બેઠી. મોહનાથી થોડે દૂર બેસી તે નરાધમે કહ્યું, "મોહના, તારૂં મન કેવું ચમત્કારિક છે? તારા જે ખરેખરા શત્રુ છે તેને તું સ્નેહી સમજે છે અને જે તારા માટે ઝૂરે છે તેને તું દુશ્મન માને છે!" તેનું કથન પોતે બરાબર સાંભળે છે એવો દેખાવ કરવા પોતાની સાડીના છેડા સાથે કંઇ પણ ચાળા કરતી મોહનાને સંબોધી તે બોલ્યો, "મોહના, હમણાં તારા ઉપર અરે, તારા સમગ્ર કુટુંબ પર કેવું સંકટ ઝઝૂમે છે તે તું જાણે છે? તને તેની કલ્પના જ નથી!"

પોતાની ભયાકુળ દૃષ્ટિ મોહનાએ તે દુષ્ટ તરફ ફેરવી.

"મોહના, તને આવેલું સ્વપ્ન–તેં તારા પ્રિયકરને એક દિવસે કહ્યું હતું–તે સાચું પડવાનો સમય તદ્દન નજીક આવી પહોંચ્યો છે. કેમ? તને આટલું આશ્ચર્ય કેમ થાય છે? તારૂં સ્વપ્ન હું કેવી રીતે જાણી શકયો તેનું તને આશ્ચર્ય થાય છે? મોહના, જે વખતે તું તારા પ્રિયકરને સ્વપ્ન કથા કહેવામાં લીન થઇ ગઇ હતી તે વખતે

તારા સુખની ચિંતામાં હમેશ ગળાઇ જતો આ બંદો બાજુની ઝાડીમાં છુપાઇ સર્વ સાંભળી રહ્યો હતો. હાય! એક એક વાતનું સ્મરણ થાય છે કે હૃદય ફાટી જાય છે. જે માણસ તારૂં સુખ ધૂળમાં મેળવવા બેઠો છે તેને તું તારો હૃદયમણી માને છે! તારા અને તારા પિતાના પ્રાણ લેવાને તત્પર થયેલા શયતાનને તું તારો પ્રાણ માને છે?"

"પણ મારાપર અને મારા સમગ્ર કુટુંબપર કયું સંકટ ઝઝુમે છે તેની કંઇ આપે બરાબર કલ્પના આપી નહિ!"

"હજુ બીજી શી કલ્પના આપું? પણ કહું છું સાંભળ! હાલમાં જાવળીના નંદનવનમાં વિહાર કરતી આ અપ્સરા અને ચંદ્રરાવ મોરેની અઢળક સંપત્તિએ એ રાક્ષસનું ચિત્ત હરણ કર્યું છે. એ બંને કેવળ શયતાન છે એમાંનો એક તો ગમે તેવો પણ લુંટારો, ધાડપાડુ છે. મોહનાના નયન તેજથી નહિ પણ ચંદ્રરાવની સંપત્તીમાં ચળકતા હીરાના તેજથી તેનાં નેત્ર અંજાઇ ગયાં છે. મોહના, સંભાળ, એ અધમના બાહ્ય આડંબર ભર્યા ઉદાર વર્તનથી ભૂલી પડીશ નહિ. એક કુમારીને બચાવવાનું બાનું કરી બીજે પ્રસંગ મળતાં તે પોતાનો નીચ હેતુ પ્રાપ્ત કરવાને ચુકતો નથી."

"પણ એવો મૂઓએ કોણ રાક્ષસ છે?"

"પોતાનો શિકાર હાથમાંથી છટકે છે એમ જાણી જેણે તને બચાવનો મિથ્યા ડોળ કર્યો હતો તે! મોહના, તે વખતે જો તેં મારા એજ શબ્દ સાંભળ્યા હોત તો તને લઇ જવામાં મારો હેતુ કેટલો શુદ્ધ, કેટલો પવિત્ર હતો તે તું સમજી શકી હોત. મોહના, તે વખતે જો તું મારી સાથે આવી હોત તો—તો—પણ હવે તે વિચારનો શો ઉપયોગ? તે વખતે તું કેટલી નિર્દય બની? તેં કેવો તિરસ્કાર

પૂર્ણ દૃષ્ટિપાત કર્યો? પણ એ સર્વે હું ભૂલી ગયો છું અને અહો રાત્ર તારા ચિંતનમાં રહું છું." થોડીવાર ચૂપ રહી અતિ કરૂણાપૂર્ણ સ્વરે તે યુવક બોલ્યો, "નદીના કીનારે, વૃક્ષની છાયામાં, જ્યાં જ્યાં તારો યત્કિંચિત્ પણ સંભવ હોય છે, ત્યાં ત્યાં બેસીને કેટલો એ સમય તારૂં સ્મરણ કર્યા કરૂં છું; પણ ભૂલેચુકે તું તેવા સ્થળે આવે છે કે, તારી પાછળજ મુરારનું ભૂત આવી ઉભું રહે છે!"

મુરારના ભૂતને એકદમ નષ્ટ કરી અનેક વાતોનું વેર લેવાનો વિચાર મનમાં ઉભો થવાથી જો તે દુષ્ટ યવનની દૃષ્ટિ વિચલિત થઇ નહોત તો તેની કમરે લટકતા ખંજરને અતિ ચાલાકીથી મોહનાએ ખેંચી લીધું તે તેના જાણવામાં આવ્યા સિવાય ન રહેત.

"પ્રભુ! પ્રભુ! મારી પાછળ પડેલા ભૂતને હાંકી મુકનાર કોઇ ભૂવો મળશે?" શાંતિપૂર્વક પોતાના વસ્ત્ર નીચે ખંજર છુપાવી મોહનાએ પ્રભુ પાસે કરૂણા યાચી.

આ શબ્દો સાંભળતાંજ તે તરૂણે મોહના તરફ તીવ્ર દૃષ્ટિપાત કરી પ્રપંચી સ્વરે કહ્યું, "મોહના, એ પિશાચનો સુખમય સહવાસ તને ક્યારથી અસહ્ય લાગવા માંડ્યો? પિશાચના પ્રેમમાં કેટલી પવિત્રતા હોય છે? પિશાચના પ્રેમમાં કદી માનવની સહૃદયતા દૃષ્ટિએ પડે છે કે?"

"પણ–પણ" મોહના અસ્ફૂટ સ્વરે બોલી, "હવે મને એ સર્વમાં માયાવીપણું જણાય છે, સર્વ કંઇ દુષ્ટતાથી પરિપૂર્ણ બની ગયેલું છે!"

"મોહના, એ પિશાચથી અને એ ક્ષુદ્ર પિશાચપર સત્તા ચલાવનાર જૂલ્મી શયતાનથી જો તારૂં અને તારા સમગ્ર કુટુંબનું સંરક્ષણ કરૂં તો? પણ એટલાથીએ તું હમેશને માટે સુખી થઇશ નહિ.

એટલાથી તો માત્ર મારી વેરની લાલસા તૃપ્ત થઇ તું કંઇક સુખી થઇશ પણ એ સિવાય ત્રીજુંજ એક સંકટ ઉભું છે!"

તે યુવકની સહજ નજીક જઇ તેણે ભયભિત માયાળુપણાથી પુછ્યું, "વળી બીજું સંકટ? પ્રભુ! મને લાગતું હતું કે એ રાક્ષસનો નાશ થશે એટલે મોહનાના સુખનો સૂર્ય અપ્રતિહત પ્રકાશવા લાગશે."

"મોહના એ સુખના સૂર્યની આડે એક દુષ્ટ રાહુ ઉભો છે. મોહના, એ કોણ હશે તેની તને કલ્પના પણ નહિ થાય!"

"કોણ? એવો કોણ છે?"

"તેનું શરીર એટલું ઉંચું છે કે, તેથી સૂર્યનાં કિરણ તે પોતાની પીઠ પાછળજ અટકાવી દઇ શકે છે. વૃદ્ધાવસ્થાના કારણે તેનું શરીર કિંચિત્ ઝૂકે છે પણ તેથી કિરણ અટકાવવામાં તેને કંઈ મુશ્કેલી આવતી નથી. અરેરે, એ દુષ્ટ ઉંચા રાહુની છાયા કેવી ભયાનક દેખાય છે."

"પણ એ રાહુનું નામ નહિ કહો કે?" જાણે પૂર્ણ પ્રેમમાં આવી ગઈ હોય તેવો ડોળ કરી મોહનાએ પુછ્યું.

"એ રાહુનું નામ? મોહના, હિંદુ કે મુસલમાન સર્વ કોઇ તેના નામથી અપરિચિત નથી. એ રાહુની છાયામાં કેટલીએ સૌંદર્ય સંપન્ન લલનાઓ સુખમાં કાળ નિર્ગમન કરી રહી છે! કોઇ પણ યુવતીને ત્યાં જવું પડે છે ત્યારે તે પ્રથમ અપરિચિતપણાને લીધે ગભરાઇ જાય છે. ત્યાંના નૃત્ય રંગ, ઐશ્વર્ય, વિલાસ ભોગ પ્રથમ તો તેને નરકાગાર જેવાં લાગે છે; પણ ધીમે ધીમે તે એ નરક ભૂવનના ઐશ્વયની મીઠાશને વશ થતી જાય છે!"

"આવી રીતે ક્યાં સુધી વર્ણન કર્યા કરશો? શું આપને લેશ માત્ર ભીતિ નથી લાગતી? એ દુષ્ટનું નામ કહી મારી ચિંતા દૂર કરવી જોઇએ! વખતે પિતાજી નિશો ઉતરી જવાથી જાગૃત થઇ જશે તો શું થશે?"

મોહનાના શબ્દોથી તે યુવકના મુખમાં પાણી છૂટયું. તે છેક કાલો બની બોલ્યો, "મોહના, એ ત્રણે રાક્ષસોથી હું તને બચાવું તો?"

"તો શું તે પછી કહીશ; પણ એ ત્રીજા રાક્ષસનું નામ શું?"

"ત્રીજા રાક્ષસનું નામ? આટલી વૃદ્ધ વયે પણ કુટિલ રાજનીતિ પ્રમાણેજ પ્રેમનાં કારસ્થાન રચનારનું નામ?"

"હા."

"મોહના, એક ગીધની માફક પોતાના શિકારનું નિરીક્ષણ કરવા માટે તેની દૃષ્ટિ અતિ તિક્ષ્ણ છે."

"પણ તેનું નામ?"

"તેનું નામ મહમદ આદિલશાહ!"

ગૃધ્ર દૃષ્ટિથી જોનાર મહમદ આદિલશાહ જાણે પોતાની સમક્ષજ ઉભો છે એમ લાગવાથી મોહના ભયથી ધ્રૂજી ઉઠી, પણ તે ક્ષણવારજ! તે તરૂણે પુનઃ ધીરજ આપી કહ્યું, "મોહના, જહીશ નહિ! તે વૃદ્ધ કળીના દાંત પાડયા સિવાય હું કદી પણ બ્હીશ નહિ. મોહના, મોહના, મને ક્ષમા કર!" એકાએક જમીન પર ઘૂંટણીએ પડી તે પ્રેમપુર્ણ કરૂણ વાણીથી બોલ્યો, "પુર્વે એક વખત તને લઇને નાશી જવા પ્રયત્ન કર્યો હતો તે મહમદ આદિલશાહના જનાનખાનામાં તને પુરવા માટેજ? મોહના, એ હવે ખુલ્લા હૃદયે કબૂલ કરૂં છું. તે માટે મને ક્ષમા કરીશને?"

"પણ આપ મને સત્તાધારી બાદશાહના હાથમાંથી કેવી રીતે

છોડાવશો ? ” વ્યાકુળ બની મોહનાએ પ્રશ્ન કર્યો. “ બાદશાહ જેવા સમર્થની સહાય હોવાથી આપ શિવાજી અને મુરારથી મારૂં રક્ષણ કરી શકશો-સહેલાઇથી કરી શકશો; પણ ખૂદ બાદશાહથી આપ મને કેવી રીતે બચાવશો ? ”

“ મોહના, એ સર્વ તારા હાથમાં છે. તારી જાગીરીનું, તારા અઢળક ધનનું અને તારૂં પોતાનું એ રક્ષણ કરવું એ કેવળ તારાજ હાથમાં છે, તુંજ ધારીશ તો-તો ”

“ શું ? એ સર્વનું હું મારી જાતેજ રક્ષણ કરી શકીશ ? ” મોહનાએ આશ્ચર્યથી પુછ્યું.

“ હા. પણ-પણ—”

“ પણ શું ? ”

“ એટલે-એટલે-” કંઇક અચકાતાં અચકાતાં તે યુવક બોલ્યો, “ આ જાવળીના રાજ્ય પર બાદશાહે જેનો હક્ક સ્વીકાર્યો છે તેને તું તારો કહીશ કે-કે—”

કાળાં વાદળાંથી વ્યાપ્ત થયેલા નભ મંડળમાં એકાએક વિદ્યુત ચમકારા જોઇ પ્રવાસી ગભરાઇ જાય તેમ મોહનાનાં કાળાં નેત્રમાંથી અગ્નિ સ્ફૂલિંગની વૃષ્ટિ કરતી ચમક જોઇ તે યુવક વિચારમાં પડી ગયો. એકાએક પોતાની દષ્ટિ સમક્ષ દીપ પ્રકાશમાં સમશેર ઝળકી હોય તેવો ભાસ થઇ ગભરાયલી બિલાડીની માફક ઘૂંટણીએ પડી પ્રેમ ભિક્ષા માગનારો યુવક ઝપાટા બંધ અંગ સંકુચિત કરી દબાઇ ગયો !

કિંચિત્ સમય ગયા પછી મોહનાના મુખ તરફ જોવાનું ધાર્ષ્ટ્ય કરી તે બોલ્યો, “ અરે બાપરે મોહના, તારો જ્વલંત નેત્ર કટાક્ષ જોઇ મને લાગ્યું કે હવે હું ભસ્મીભૂત બની જાઉં છું !

મોહના, આ દાસના હાથે એવો શો અપરાધ થયો છે ?"

"મને ન સમજાય તેવું નીચ ભાષણ આપના મુખે થયું છે !"

"એટલુંજ ! એટલુંજ ! મોહના, બાદશાહના ઐશ્વર્ય સંપન્ન રાજદરબારમાં થતાં અંતસ્થ કારસ્થાન અને તે દગલબાજ, ધાડપાડુ શિવાજીની અરણ્યની ઝુંપડીમાં થતા ખૂનના ગૂપ્ત વિચાર તું કેવી રીતે સમજે ? મોહના, અધિક સ્પષ્ટ કહેવાની જરૂર નથી. એ વાતની તને થોડી ઘણી કલ્પના થઇ હશેજ. આજે કેટલાક દિવસથી ચંદ્રરાવની મોહનાનું સૌંદર્ય બાદશાહની દૃષ્ટિમાં ખૂચી રહ્યું છે. મોહના, એ બેઉ સંકટમાંથી આ બંદો તને બચાવશે. પોતાની સમશેરનો ભય આપી મને ધુળમાં રગદોળનાર તે શયતાન પર અને તેના હાથમાં રહેલા પેલા ભૂત પર વેર લેવાને આ હુસેન—"

"કોણ ?"

"હુસેન, હુસેન ! તેજ હુસેન ! તેજ તને બચાવશે ! જેના પિતાએ પોતાના પુત્ર માટે જાવળીનું રાજ્ય પ્રાપ્ત કર્યું છે, તેજ હુસેન તે રાજ્યની અઢળક સંપત્તિનું અને તેની સાથેજ મોહનાનું રક્ષણ કરશે, પણ મોહના એ ઉપકારમાંથી કેવી રીતે મુક્ત થશે ?"

પ્રિયકરના કંઠે વળગી પડવાને અતિ આતુર થયેલી પ્રેમ વિહ્વલ બાલિકા પ્રમાણે પોતાના હાથ પહોળા કરી મોહના હુસેન તરફ ધસી.

પોતાનો એક હાથ તેના કંઠ પર રાખી બીજો હાથ તેણે ઉંચો કર્યો. મોહનાના કરસ્પર્શથી પુલકિત ગાત્ર બનેલા હુસેને ઘૂંટણીએ પડી સ્થાપેલી પ્રણય બેઠક લેશ માત્ર ચલિત ન થવા દેતાં પોતાની પ્રણયાકુલ દૃષ્ટિ મોહના તરફ સ્થિર કરી.

"મોહના,—મોહના—" પ્રણય વેદનાથી કંપી રહેલા હુસેનનો શબ્દ મુખમાંને મુખમાંજ રહી ગયો પ્રણયરસથી તરબોળ

થયેલી દૃષ્ટિ એકદમ શુષ્ક બની પ્રેતની દૃષ્ટિ પ્રમાણે નિશ્ચલ અને બેસુર જણાવા લાગી. પ્રણય વેદનાથી ભરાઇ આવેલા કંઠની નસો કંઇ જુદીજ વેદનાથી ફૂલવા લાગી અને તેના મુખ પ્રદેશ પરની પ્રેમની મધુરી મૂર્તિ અદૃશ્ય થઇ પ્રેતની કાળી છાયા પ્રસરી! "મોહના–" મહાકષ્ટે તેના કંઠમાંથી ખોખરો અવાજ નીકળ્યો, "મોહના, આ શું ?"

"પાપીના પ્રપંચી ઉપકારમાંથી મુક્ત થવાની નિશાની!" ઉંચા કરેલા હાથમાંનું ખંજર હુસેનના મસ્તક પર ધરી મોહનાએ ઉત્તર આપ્યો.

"મોહના," પોતાની કમરે લટકતા ખંજરના મીયાન તરફ ધીમે રહી હાથ લઇ જઇ હુસેને કહ્યું, "મોહના, તારી કૃતજ્ઞ બુદ્ધિ કેવી મહાન છે!"

"મને પ્રથમજ ભય થયો હતો કે, આપના ઉદાર અંતઃકરણે દર્શાવેલા મહાન ઉપકારના પ્રમાણમાં મારી કૃતજ્ઞ બુદ્ધિ ઓછી પડશે!" ખંજરનું મીયાન ખાલી જણાયાથી નિરાશ બનેલા હુસેન તરફ એક તૂચ્છ હાસ્ય કરી કહ્યું.

હવે હુસેનનું ધૈર્ય છૂટી ગયું, કેવળ દીન બની તેણે આજીજી પુર્વક કહ્યું, "મોહના. છેવટે તુંજ જીતી! હું તને ભ્રષ્ટ કરવાની બુદ્ધિથી અહીં આવ્યો હતો; પણ મોહના એક વખત આ હુસેનને ક્ષમા કર! નહિ, નહિ, નિર્દય બનીશ નહિ! આવી યુવાવસ્થામાં મૃત્યુના મુખમાં પડવાને કોણ તૈયાર હશે? મોહના, તું એ ખંજરને મારા મસ્તકમાં ભોકીશ પણ આ દેહના ભિન્ન ભિન્ન અવયવો જલદી નહિ મરે. મોહના! મોહના!" તદ્દન કરૂણા જનક સ્વરે મોહનાને વિનંતી કરી હુસેન રડી પડ્યો!

"પાછી રસ્તો પકડ!" હુસેન તરફ તિરસ્કારથી જોઈ મોહના બોલી, "હુસેન, પુનઃ કહું છું! બરાબર ધ્યાનમાં રાખજે! હું એક રણવીર પિતાની પુત્રી છું, ચતુર શૂર માણસોના સહવાસમાં હું કેટલાક દિવસ રહેલી છું; તેથી ફરી ફરીને કહું છું કે એવા ફંદમાં પડીશ નહિ. આદિલશાહી પર આવી પડતા સંકટમાંથી તેનુંજ રક્ષણ કરવામાં તારી બુદ્ધિનો ઉપયોગ કરજે! જા! મારા કુટુંબ પર આવતી આપત્તિ માટે તારે કાળજી રાખવાની જરૂર નથી! જે કંઇ આવશે તે પ્રભુને સોંપી આ મોહના સર્વ કંઇ સહન કરવાને તૈયાર છે." પોતાના પર આવનારા સંકટનું સ્મરણ થવાથી હુસેન પરની તિરસ્કાર બુદ્ધિ દૂર થઇ અને ઉલટ તેને ભાવી જીવન અંધકારમય જણાવા લાગ્યું. કોમલ અને કરૂણ મનો વિકારની પરંપરા વધી પડી અને તેનું ઉર ભરાઇ આવ્યું! તેના અંતઃકરણના કરૂણ વિકારોની કોટી જેટલી ઉંચે ચઢી તેટલોજ ખંજર ધારણ કરી રહેલો હસ્ત લૂલો બની નીચે આવ્યો. આવો અમૂલ્ય સમય વ્યર્થ જવા દે તેવો હુસેન કંઇ મૂર્ખ નહતો. તેણે તરતજ મોહનાના હાથ પર હાથ નાખ્યો અને નિમિષ માત્રમાં તે નિર્જીવ હસ્તમાંથી ખંજર પડાવી લઇ સર્વ પરિસ્થિતિની દિશા ફેરવી વિદ્રૂપ હાસ્ય કરી કહ્યું, "મોહના, મારા ઉદાર અંતઃકરણનો ઉપકાર તને રૂચ્યો નહિ? મોહના, જે હેતુથી હું અહીં આવ્યો હતો તે હેતુ—"

એટલામાંજ એક દ્વાર તૂટ્યું! અજગર જેવા ધૂમ હૃદયના એક પુરૂષે અંદર આવી હુસેનની કમરમાં એવા જોરથી લાત મારી કે તરતજ તેની કમર ભાગી ગઈ! તે એકદમ ભૂમિ પર પડ્યો અને તેના હાથમાંથી ખંજર છૂટી ચાર હાથ દૂર પડ્યું.

"બેટા? મોહના, હું ઉંઘમાંતો નથી ને?" મોહનાને પોતાન

હૃદય સાથે દાબી તેના મુખ પર હાથ ફેરવી ચંદ્રરાવે પુછ્યું, "મોહના, મને એવું સ્વપ્ન આવ્યું કે કોઇ દુષ્ટ તારો છળ કરી રહ્યો છે અને તરતજ નિશામાં ને નિશામાં ઉઠીને હું અહીં આવ્યો. આ સર્વ પ્રકાર નિશા સૃષ્ટિનો તો નથીને?"

"ના! ના! પિતાજી, સર્વ ખરો બનાવ છે!" રૂદન પૂર્ણ સ્વરે એટલું કહી મોહના પિતાના વક્ષઃસ્થલ પર મસ્તક મુકી મુક્ત કંઠે રડવા લાગી અને તે તરફ શૂન્ય દૃષ્ટિ સ્થિર કરી તેના વાળ પર હાથ ફેરવતો ચંદ્રરાવ સ્તંભિત બની ઉભોજ રહ્યો!

## પ્રકરણ ૧૫ મું.

### માતૃ પ્રેમ.

પિતાના વિશાલ વક્ષઃસ્થળપર મસ્તક નાખી અશ્રુપાત્ કરનારી મોહનાને અને શૂન્ય દૃષ્ટિએ એટલુંજ નહિ પણ શૂન્ય અંતઃકરણથી તેના કેશ પંપાળનાર ચંદ્રરાવને છોડી દઇ વાચકને એકદમ બીજી બાજુ લઇ જવાનો વિચાર હતો; પણ પિતા પુત્રી વચ્ચેનો તે કરૂણ પ્રસંગ ત્યજી કયા સહૃદયી માણસનું ચિત્ત ત્યાંથી એકદમ અન્ય દિશાએ જઇ શકે? આ વખતે ચંદ્રરાવની દૃષ્ટિ શૂન્યમય દેખાતી હતી, તેની ચિત્તવૃત્તિ પણ ભાવના શૂન્ય લાગતી હતી; પણ કેટલીક વખત એવો અનુભવ થાય છે કે, બહારથી શૂન્ય દેખાતી દૃષ્ટિ, શૂન્ય જણાતું હૃદય ભાવનાની પરાકાષ્ઠાએ પહોંચેલું હોય છે અથવા ભાવનાની અત્યંત ઉચ્ચ કોટીના કારણે શૂન્યાવસ્થા પ્રાપ્ત થાય છે તેમજ ભાવનાની—મનોવિકારની અત્યંત પરંપરાએ પહોંચવાથી શૂન્યાવસ્થા પ્રાપ્ત થાય

છે અને માણસ ઘેલો બને છે. કોઇ પણ પદાર્થ ઔષધીનો ગુણ છેવ-
ટની કોટીએ પહોંચે છે તો તે પદાર્થ કે તે ઔષધીને કુદીને તેને
તદ્દન પરમાણુ રૂપમાં–શૂન્યત્વમાં મુકવી પડે છે. પરમાર્થિક બાબતમાં
જેને બ્રહ્મ સંજ્ઞા આપવામાં આવે છે તે અવસ્થા આ શૂન્યવૃત્તિજ છે.

અપત્ય સ્નેહની શૂન્ય વૃત્તિમાં કેટલીએ વાર સુધી ચંદ્રરાવે મો-
હનાનું માથું પંપાળ્યા કર્યું અને સ્નેહાળ પિતાના વક્ષઃસ્થળપર માથું
મુકી કેટલીએવાર સુધી મોહનાએ અશ્રુ વહેવડાવ્યાં!

ઘણી વાર થઇ ચંદ્રરાવની સમાધી કંઇક ઉતરી અને તેમને
જણાયું કે, મોહનાના અશ્રુજળથી પોતાની બંડી ભીંજાઇ ગઇ છે.
"મોહના, બેટા, એમ રડે છે કેમ?" સ્નેહકંપિત સ્વરે ચંદ્રરાવે પુછ્યું.

"પિતાજી!" અશ્રુમય બની ગયેલી દૃષ્ટિ પિતાની મુદ્રા તરફ
ફેરવી મોહનાએ બોલવાનો પ્રયત્ન કર્યો, પણ તેના મુખમાંથી શબ્દજ
નીકળ્યો નહિ. કરૂણરસથી હૃદયને પલાળી નાખનારી પોતાની દૃષ્ટિ
ક્ષણ માત્ર પિતાના મુખ તરફ રાખી મોહનાએ પુનઃ પિતાના હૃદય
સાથે માથું દબાવી દીધું.

"મોહના, મારી લાડકી દીકરી? બેટા, તને શું થાય છે? શા
માટે રડે છે? દુષ્ટની તને કેમ બ્હીક લાગે છે? હવે હું તારી
પાસે છું ને?"

ઉપર જણાવ્યા પ્રમાણે તૂટક તૂટક વાક્યથી મોહનાને ધીરજ
આપવાનો ચંદ્રરાવે પ્રયત્ન કર્યો, પણ મોહનાની જેવી સ્થિતિ હતી
તેવીજ ચંદ્રરાવની થઈ. તેમનાથી પણ વધારે બોલાયું નહિ. મોહનાને
તેમણે પણ પોતાના હૃદય સાથે દાબી દીધી.

"પિતાજી!—"

"મોહના!–મારૂં પૂષ્પ? મોહના—"

" પિતાજી, મને એમજ થાય છે કે જાણે આઠે પહોર તમને આમ દાબીને બેસી રહું !"

" મને પણ એમ થાય છે કે મારા આ કોમળ પૂષ્પને પળ વાર પણ વિખૂટું ન મુકું. હાય ! મારી પાછળ મારા આ પૂષ્પનું જતન કોણ કરશે ?"

" પિતાજી એવું ગમે તેવું શું બોલો છો ?"

" મોહના, બેટા તને શું કહું ? મને હવે રોજ એવું લાગે છે કે,–" મોહનાની ભયાકુલ દૃષ્ટિ જોઇ ચંદ્રરાવે એકદમ બોલવું બંધ કર્યું.

" પિતાજી, તમને શું લાગે છે ?"

" મને એવું લાગે છે કે–કે-પણ ચાલ. દિવાનખાનામાં ચાલ મારી સાથે. ફરી કોઇ વખતે કહીશ."

" ના, ફરી નહિ ! પિતાજી, તમને કેવું લાગે છે તે નહિ કહો ત્યાં સુધી મને જરીકે ચેન પડવાનું નથી. મને પણ એવું ચૂન ચૂન થયા કરે છે–મને પણ હમણાં હમણાં એવાં ખરાબ સ્વપ્ન આવે છે કે—"

" ગાંડી, !" એટલું બોલી ખિન્ન હાસ્ય કરી ચંદ્રરાવે મોહનાના મુખપર પ્રેમથી હાથ ફેરવ્યો.

" પિતાજી, ત્યારે મને કહેતાં તમને શું થાય છે ?"

હા, ખિન્નતાપૂર્ણ હાસ્ય ! તે પણ ચંદ્રરાવના મુખપરથી નષ્ટ થયું.

" મોહના," ચંદ્રરાવે પુછયું.

" તને કેવાં સ્વપ્ન આવે છે ? તારા સ્વપ્નમાં કદી એવો દેખાવ આવ્યો હતો કે ?"

" કેવો ? કેવો દેખાવ ?"

" કે–કે તેમાં તારા પિતાનું કોઈ દુષ્ટે ખૂન કર્યું હોય ! ! "

કોઇના મુખમાંથી એકાદ અશુભ વચન નીકળે અને તે સાથેજ ઘૂવડનો અશુભ શબ્દ સંભળાય કિંવા કોઇ છીંક ખાય કે બગાસુ ખાય, તેમ ચંદ્રરાવના મુખમાંથી ઉક્ત શબ્દ પ્રકટ થતાંજ પેલી તરફ મૂર્ચ્છા ખાઇ પડેલો દુષ્ટ હુસેન કમરના દુઃખથી હાલ્યો પુનઃ એક વખત મોહનાના કાળજામાં ચરરર થયું અને ચંદ્રરાવના શરીરનાં રોમ ઉભા થઇ ગયાં. હુસેન જેવા દુષ્ટ માણસને ઘરમાં રાખવાનું અયોગ્ય ધારી ચંદ્રરાવે નિરૂપાયે તેના મુખપર થોડું પાણી વગેરે નાખી તેને ઉઠાડી બહાર કાઢી મુકયો. જતાં જતાં છેવટે બીજી એક લાત મારવાનો તેમનો વિચાર થયો, પણ તેથી ઘરના ઉમરામાંજ તેનું શબ પડશે એમ ધારી ચંદ્રરાવે તેને તેમનો તેમ જવા દીધો; પરંતુ મુખમાંથી નીકળતા ફીણુથી પ્રથમથીજ પોતાનો બિહામણુ દેખાતો ચહેરો અધિકજ વિચિત્ર કરી, દ્વારમાંથી બહાર નીકળતાં નીકળતાં હુસેન બોલ્યોઃ—

" ચંદ્રરાવ તમારા મનમાં વારંવાર ઉત્પન્ન થતી અને તમારી પુત્રીને હમેશ સ્વપ્નમાં જણાતી વાત થોડાજ દિવસમાં ખરી પડશે ! અને તે વખતે–ખંજરથી ઘાયલ બની પ્રાણાંતિક વેદનાથી તમે ભૂમિ પર પડયા હશો તે વખતે આ હુસેન પોતાનું વેર લેશે ! "

હુસેનનું આ વાકય સાંભળી મોહનાની ચિંતાથી ચંદ્રરાવના વિદીર્ણ થયેલા હૃદયને કેટલું કષ્ટ થયું હશે તેની યથાર્થ કલ્પના શબ્દથી આપી શકાય તેમ નથી. માટે એ દુઃખી સ્થળે વધારે વખત ઉભા રહેવા કરતાં આપણે બીજીજ જગ્યાએ જઇશું.

* * * *

બીજી તરફ પણ કયાં જઇશું ? એકજ સ્થાન માત્ર રમ્ય લાગશે ! કદાચ શિવાજી મહારાજના સહવાસમાં વાચકને ક્ષણવાર શાંતિ મળશે !

જ્યારે જુઓ ત્યારે મહારાજનો સહવાસજ પવિત્ર, તેજ સ્થળ માત્ર પાવન! પરંતુ ત્યાં પણ આજે સર્વત્ર ચિંતાનું–દારૂણ ચિંતાનું સામ્રાજ્ય પ્રસરેલું હતું. પહેલાં અમે એક વખત વાચકને મહારાજ પાસે લઈ ગયા હતા તે વખતે તેમની જે ચિંતાતુર મુદ્રા હતી તે આજની ચિંતાક્રાન્ત મુદ્રા આગળ કંઇજ ગણત્રીમાં ન હતી. જુઓ! મહારાજ આ વખતે નિદ્રાધીન છે પણ તેમના મુખપર નિદ્રા કરતાં ચિંતાનીજ સત્તા વિશેષ જણાય છે. ચિંતાને લીધે નિદ્રાનો નાશ થઇ ચહેરો ચિંતાથી મ્લાન જણાય છે. અને નિદ્રામાંજ ચહેરા પર ચિંતાની છાયા પ્રસરે છે એમાં ભેદ છે. નિદ્રામાં નિમગ્ન રહેલો ચિંતાકુલ ચહેરો અતિ કરૂણાજનક અને ભયપ્રદ હોય છે. હુસેન જેવા વિચિત્ર માણસની નિદ્રાનો ચહેરો શબના ચહેરા જેવો ભયાનક જણાઇ મનમાં ભયજ ઉત્પન્ન કરે છે; પણ નિદ્રામાં ચિંતાકુલ દેખાતો શિવાજીનો ધીરગંભીર ચહેરો કરૂણાની પરિસીમાએ પહોંચાડે છે. જુઓ! આવા સમયે પણ તેમના વદનપરનું ગાંભીર્ય નષ્ટ થયેલું નથી. ચિંતા અને ગાંભીર્ય એ બંનેની મિશ્ર છાયા મહારાજના સર્વે મહેલમાં, તેમાં રહેલી પ્રત્યેક વસ્તુપર પ્રસરેલી છે. મંદ પ્રકાશે પ્રકાશતા મહેલના દીપક તેજ તરફ જુઓ! કંઇક ફીક્કા પડેલા કરમાઇ ગયેલા પણ પોતાની સુગંધથી આખા મહેલને સુવાસિત બનાવી દેનાર મહારાજના પલંગ પાસે ચાંદીના તબકમાં રહેલા પૂષ્પના કોમલ ગજરા તરફ જુઓ! એટલુંજ નહિ પણ મહારાજની બાજુએ રહેલાં જગદંબાના પ્રસન્ન વદનપર પણ આજે એજ વિકારનું દર્શન થાય છે!

જુઓ! ગંભીર રીતે વહેતા પ્રવાહપર એકાદ આઘાત કરતાં જેમ નાના પ્રકારના તરંગ ઉદ્ભવે છે, તેમ મહારાજના મુખ ઉપર પણ ભિન્ન ભિન્ન વિકારોથી તરંગો ઉદ્ભવેલા જણાય છે. જુઓ!

તિરસ્કારથી તેમની ભૃકુટી સંકુચિત બની ગઇ! જુઓ, એકાએક ગહન વિચારથી સર્વ વિકાર લુપ્ત થઇ ગાંભીર્ય પ્રકટ થાય છે! આશાનું એકાદ કિરણ પ્રકાશી મુખમંડળ પ્રસન્ન દેખાય છે! જાણે કે જગદંબાની કૃપાથી સંકટ નષ્ટ થઇ શત્રુનું કારસ્થાન નિષ્ફળ થશે. અને પોતાને વિજય મળશે એમજ નિશ્ચિત થયું તેમ તેમ વિજયાનંદની મંદ લહરી તેમના પ્રસન્ન વદનપર પ્રસરે છે! અરે, પણ આ શું? તે પાછી વિલીન કેમ થઇ અને ગભરાટની છાયા કેમ પ્રસરી? જાણે કોઇ વ્યક્તિના સંબોધનને હકાર આપી બોલતા હોય તેમ તેમના ઓષ્ઠ હાલી રહ્યા છે!

"કોણ? કોણ?" અર્ધ ગભરાટ યુક્ત સ્વરે તેમના મુખમાંથી શબ્દ નીકળ્યા. "કોણ? કોણ! પિતાજી! પિતાજી!—આવ્યો, જુઓ આવી પહોંચ્યો છું.!!"

મોટેથી બૂમ પાડી મહારાજ એકદમ પથારી પરથી ઉઠયા અને ઉશીકા નીચેથી ભવાની તલવાર લઇ દ્વાર તરફ દોડયા! પણ તેટલામાં બીજી બાજુથી જીજાબાઇ ગભરાતાં ગભરાતાં અંદર આવ્યાં અને પ્રેમપુર્વક પુત્રની પીઠપર હાથ મુકી ભયમિશ્રીત્ સ્વરે પુછ્યું, "બેટા, ક્યાં જાય છે? એકદમ કોને હાંક મારી?"

"માતાના ખભાપર હાથ નાખી મહારાજે કહ્યું, "મા, મને ભાસ થયો કે—"

"શાનો ભાસ? શું કંઇ સ્વપ્ન આવ્યું?"

"હા! પણ નહિ. સ્વપ્નમાંજ—પણ પ્રત્યક્ષ બન્યા જેવુંજ!"

"પણ ભાઇ, એમાં ગભરાવા જેવું શું બન્યું? એવું શું સ્વપ્ન આવ્યું?"

"મા," રૂદ્ધ કંઠે મહારાજ કહેવા લાગ્યા, "મા. મેં કોને

પિતૃસુખથી વિમૂખ કર્યો છે?" જાણી જોઇને કે ભૂલે ચૂકે મેં કયા બાળકને તેના પિતાથી જૂદો કર્યો છે? ના, મને તો યાદ આવતું નથી. તો પછી–પછી–" મહારાજનો કંઠ છેક ભરાઇ આવ્યો. તેમનાથી આગળ બોલાયું નહિ. માતાના ખભાપર માથું નાખી તે કોમલ હૃદયી બાલકની માફક રડવા લાગ્યા.

જીજાબાઇ એક ધૈર્યશાળા સ્ત્રી હતી; પણ કહેવું જોઇએ કે તે એક સ્ત્રી હૃદયજ હતું. પુત્રનો પિતા પ્રત્યેનો પ્રેમ જોઇ પતિના ચીર વિરહથી ઝુરતી જીજાબાઇને અસહ્ય વેદના થઇ. બાળકને હૃદય સાથે દાબી દઇ માતા જીજાબાઇ ચોધારે રડવા લાગ્યાં. ઘણીવાર સુધી ઉભય એવી સ્થિતિમાં રહ્યાં, છેવટે મન ધટ્ટ કરી સાધ્વી જીજાબાઇએ કહ્યું, "બેટા, જગદંબાની ઇચ્છા હશે તેમ થશે! તે રાખે તેમ રહેવું જોઇએ! શોક કર્યાથી શું થાય તેમ છે?"

"પણ મા, કયા બાળકને મેં તેના પિતાથી વિખૂટો પાડ્યો છે?" આર્તસ્વરે પુનઃ મહારાજે પુછ્યું.

"મારો પુત્ર! મારો પુત્ર શા સારૂ એવું કાર્ય કરે? પણ, ભાઇ તને શું દેખાયું? અને આમ કોના તરફ ધસી જતો હતો?"

માતાના આ પ્રશ્નથી સ્વપ્નનો દેખાવ આબેહુબ મહારાજની દૃષ્ટિ સમક્ષ ઉભો થયો.

"મા, મને લાગ્યું, અરે પ્રત્યક્ષ દેખાયું કે, પિતાજીપર આદિલશાહ કોપ્યો છે, કોઇ દુષ્ટે દાવ સાધી તેમને ઘોર સંકટમાં સપડાવ્યા છે. મા, એ દુષ્ટપર વેર લઇ પિતાજીને છોડાવવા હું ધસ્યો હતો; અને એવું જણાયું કે, સહેજ તિરસ્કારથી પિતાજીએ મારા તરફ જોઇ કહ્યું, "શિવાજી, જો ભોંસલેનું રક્ત તારી નસોમાં રમતું હોયતો–તો—"

"તો શું?" જીજાબાઇએ વચ્ચેજ અધીરાઇથી પ્રશ્ન કર્યો.

"તો—તો એ દુષ્ટપર વેર લેજે!!"

ઉર્ધ્વ દૃષ્ટિ કરી જીજાબાઇએ એક નિશ્વાસ નાખ્યો!

"શિવાજી, ચાલ બેટા. કુલસ્વામીનીના ચરણમાં મસ્તક મુકીએ. મા ભવાનીજ આપણા પર આવેલું અરિષ્ટ દૂર કરશે."

શિવાજીની પોતાના સોડમાં લઇ પોતાની અશ્રુપૂર્ણ દૃષ્ટિ મા જગદંબાના મુખ તરફ સ્થિર કરી ચૂપકીથી તેને વિનવતાં સાધ્વી જીજાબાઇ કેટલીએ વાર સુધી ત્યાંને ત્યાં બેસી રહ્યાં. બહુ વખત ગયા પછી શિવાજીના મુખપર હાથ ફેરવી તે બોલ્યાં, "ભાઇ, સૂઇ જા હવે! અનાથની બેલીમા જગદંબા છે. તેના આશીર્વાદથી સર્વ અરિષ્ઠ દૂર થશે. ચાલ, સૂઇ જા જરી! હજી ઘણી રાત છે. એમ ગાંડા જેવું શું કરે છે? થોડી ઉંઘ આવશે એટલે સારૂ લાગશે."

જીજાબાઇએ શિવાજીને ઉઠાડી પથારી પર સુવાડી દીધા. હાથ પર હડપચી ટેકવી બીજા હાથે નાના બાળકની માફક શિવાજીને થાબડી કરૂણ સ્વરે ઘણી વાર સુધી તેમણે માતા ભવાનીનું સ્મરણ કર્યું. ઘણી વારે શિવાજી ઉંઘી ગયા કે નહિ તે જોવા માટે તેમણે પોતાના હાથ તેમના ગાલ પર મુકી સ્નેહથી પુત્રનું સુંદર મુખ નીહાળી જોયું. શિવાજીનું શાંત, ગંભીર અને નિદ્રા સુખ અનુભવતું મુખ જોઇ તેમનું હૃદય હલકું થયું. પછી તે સમાધાન પામી પોતાની ઓરડીમાં ગયાં. માતાએ દ્વાર બંધ કર્યાનું સમજાતાંજ શિવાજી મહારાજ ઉઠીને પુનઃ પથારી પર બેઠા થયા!

"માતુશ્રી," ભવાની માતા તરફ પોતાની ભક્તિ પુર્ણ દૃષ્ટિ કરી શિવાજીએ પુછ્યું, "એક ફીકરમાંથી મુક્ત થયો નથી તેટલામાં આ બીજો પ્રકાર તેં કયાંથી બતાવ્યો. હું જાવળીની ચિંતામાં પડેલો હતો. અદ્યાપિ સુધી મુરાર આવ્યો નહિ તેથી મન તલપાપડ

થઇ રહ્યું હતું. રાઘોબલ્લાળ અને સંભાજી તરફથી હજુ કંઇ સમાચાર કેમ મળ્યા નહિ તેના વિચારમાં હતો; તેટલામાંજ અચાનક આ પ્રકાર મારી દૃષ્ટિએ કયાંથી પડયો? એ પ્રકાર જો ખરો હોય તો–તો માતાના આ દાસને યવનની સેવા કરવી પડશે! માજી, આજસુધી આ શિવાજીને તારા સિવાય અન્ય કોઇના દાસત્વનું ભાન થયેલું નથી. માજી, યવનાધિપતિને શરણે જઇ પછી કયું મુખ લઇને તારી પાસે આવું? યવનાધિપતિને મુજરો કરી ભ્રષ્ટ થયેલા હાથે સમર્થની ચરણ સેવા કેવી રીતે કરૂં? આ, તારા ભક્તનું અધઃપતન તું શી રીતે જોઈ શકીશ? એ કાર્ય તને પસંદ પડશે? મા ભવાની, મારી સર્વ લાજ તારા હાથમાં છે. તારા સિવાય હું કોની મૈત્રી કરૂં? તારા સિવાય સલાહ મસલત માટે મને કોનો આધાર છે? આ, પુર્વે એક વખત પિતાજી મને પોતાની સાથે વિજાપુરના દરબારમાં લઇ ગયા હતા. તે વખતે મોટા મોટા અમીર ઉમરાવોએ શહેનશાહની ચરણરજ માથે ચઢાવી અને જેમનામાં થોડું ઘણું સ્વાભિમાન રહેલું હતું તેમણે અરધે સુધી નમીને મુજરો કર્યો. બાદશાહે બહારથી બ્હાલસોઈ રીતે પિતાજીને પુછ્યું, શહાજી, આજ કે તમારો પુત્ર શિવાજી? બડો હિંમત વાળો જણાય છે! શહાજી, આટલી ઉમરમાં કેટલો ગર્વ રાખે છે? માતુશ્રી, બાદશાહનો આવો ઉપક્રમ જોઇ પિતાજીને ધાસ્તી લાગવા માંડી. તેના તે બહારથી મમતા યુક્ત જણાતા પ્રપંચી ભાષણનું થોડાજ વખતમાં અનિષ્ઠ કૃત્યમાં પર્યવસાન થશે એમ જાણીને પિતાજીના પ્રતિસ્પર્ધીઓના મનમાં ગલીપચી થવા લાગી. પિતાજીના મુખ પર દેખાતી લજ્જામિશ્ર છાયા તરતજ શાહના લક્ષમાં આવી અને વત્સલતાનો અધિકજ ડૉલ કરી તે બોલ્યો, "શહાજી, એમાં દીલગીર શા માટે થાવ છો? તમારા પુત્રના વર્તનનું અમોને માત્ર કૌતુકજ થયું છે!"

"ભક્તિ પુર્ણ કૃતજ્ઞતાથી પિતાજીએ બાદશાહ આગળ મસ્તક નમાવી પ્રેમ પુર્વક કહ્યું, 'શિવાજી, બેટા બાદશાહને નમન કર.' પિતાજીએ હલકા સ્વરેજ મને કહ્યું, પણ એ શબ્દો બાદશાહના કાને ગયા સિવાય રહ્યા નહિ. માતુશ્રી, મને તે વખતે શું થયું તે કોને ખબર, પણ એકાએક મારૂં સ્વાભિમાન જાગૃત થયું. ઘડી બે ઘડી પર વિજાપૂરના રસ્તામાં મરાઠાઓની જોયેલી દુઃખી સ્થિતિ મારી દૃષ્ટિ આગળ તરી આવી. ઉન્મત્ત યવનોના અત્યાચારના ભોગ થઇ પડેલા અનેક દીન માણસો તૂચ્છતા પુર્વક મારા તરફ જોઈ મને ધિક્કારતા હોય એમ જણાયું. અત્યાર સુધી બાદશાહ પોતાની મુદ્રા તદ્દન નિર્વિકાર રાખી, ઓષ્ઠ દાબી દઈ અને ગાલ ફૂલાવી પોતાની તીક્ષ્ણ દૃષ્ટિ મારા પર સ્થિર રાખી રહ્યો હતો. ક્ષણ માત્ર દરબારમાં જ્યાં ત્યાં શાંતિ જણાતી હતી; પણ તેટલામાં બાદશાહના ઓષ્ઠ હાલ્યા. મારા તરફ ભેદક દૃષ્ટિએ જોઇ તે બોલ્યો, "હાં! શિવાજી" બાદશાહજ મને મુજરો કરવા આજ્ઞા કરશે એમ લાગવાથી મારા મુખમાંથી શબ્દો નીકળી ગયા કે, "યવનને નમન કરવાનું શિક્ષણ મારી માતાએ મને આપેલું નથી!!" માતુશ્રી, ભર દરબારમાં બાદશાહને ફીક્કા પડવાનો પ્રસંગ આવ્યો. ધિક્કાર! ધિક્કાર! એવો શબ્દ ઘૂમી ઉઠયો, બાદશાહના ઓષ્ઠ ક્રોધથી કંપી ઉઠયા, વિચિત્ર તેજથી ચમક ચમક થતાં નેત્રોમાંથી ચીણગારી ઉડવા લાગી. મને પકડવા માટે એક બે જણ પોતાના સ્થાન પરથી ઉઠયા; પણ પિતાજીના હાથમાંથી ધીમે રહી મારો હાથ છોડાવી લઇ સમશેર ખેંચી હું આદિલશાહ તરફ પીઠ ફેરવી બહાર નીકળ્યો અને તેજ ક્ષણે ઘોડા પર સ્વાર થઇ વિજાપૂરને રામ રામ કર્યા! માતુશ્રી, એ પ્રમાણે જે દરબારને ધિક્કારીને હું પાછો આવ્યો, તેજ દરબારમાં, તેજ

આદિલશાહની ચરણરજ લેવાને શું તું મને મોકલીશ ?" આજીજી પુર્વક શિવાજીએ ભવાનીને પુછ્યું.

ભવાની માતાના મુખપર કરૂણાની છાયા પ્રસરી. કંઇ પણ બોલવા માટે તેના ઓષ્ઠ હાલતા હોય તેવો ભાસ થયો. તેટલામાં એક સેવકે અંદર આવી શિવાજીને નમન કરી કહ્યું, "મહારાજ, વિજાપૂરના શાહ તરફથી એક માણસ આવ્યો છે અને તે આપનાં દર્શનની અભિલાષા રાખે છે."

---

## પ્રકરણ ૧૬ મું.

---

### શાહનો સંદેશ.

માતા સાથે વાર્તચિત કરવામાં, માતા પાસે પોતાનું હૃદય ખુલ્લું કરવામાં મહારાજ તદ્દન લીન બની ગયા હતા. મહારાજની ભાવના એવી ન હતી કે, પોતે એક અચેતન વસ્તુ સાથે વાત કરે છે, જે વસ્તુ સાથે વાત કરે છે, તે વસ્તુ–પ્રતિમા બોલી શક્તિ નથી, તેના કાન કેવળ પત્થરમાંથી ઘડાયલા છે, તેના નેત્રોમાં તેજ નથી, તેના શરીરમાં પ્રાણ નથી અને હૃદયમાં વિકાર નથી. તેમની તો એવી પૂર્ણ માન્યતા હતી કે, પોતાના મનમાં જે જે વિચાર આવે છે તે તે માતાની પ્રેરણાથી જ ઉદ્ભવે છે અને જે જે કાર્ય થાય છે તે તે માતાજ કરાવે છે. માતા ત્રિલોકની સર્વ વાત સાંભળી શકે છે, ત્રિલોકમાં કોઇ પણ સ્થળે બનતું કાર્ય તેની દૃષ્ટિ બહાર હોતું નથી; જગતના પ્રાણી માત્રના હૃદયમાં ઉદ્ભવતા વિકાર કે ભાવના તેના હૃદયમાંજ ઉદ્ભવ પામે છે, એવી તેમને શ્રદ્ધા હતી. મહારાજને કંઇ સંકટ આવેલું જણાતું કે તરતજ તે માતાના મુખ તરફ જોતા.

પ્રભુ કૃપાસાગર છે, પ્રભુ કરૂણામય છે, પ્રભુ ભક્તને કદી ભૂલી જતો નથી એ તત્વ માતુશ્રી જીજાબાઇએ શિવાજીના હૃદયપર સારી રીતે સ્થાપ્યું હતું અને તેથીજ મહારાજ આવા સમયે અન્ય કોઇની સલાહ ન લેતાં માતા આગળજ પોતાનું દુઃખ રડતા, તેના આગળ હૃદય ખુલ્લું કરતા અને તેની સાથે વાતચીત કરવામાં તદ્રૂપ બની જતા.

ખરેખર પથ્થરની મૂર્તિ અચળ શ્રદ્ધા જોઇ બોલી ઉઠે પણ ખરી. જગદંબાના ઓષ્ટ હાલવા લાગ્યા, પણ તેટલામાં ગત પ્રકરણમાં કહ્યા પ્રમાણે વ્યત્યય આવ્યો અને હુઝૂરીયાએ દરબાર તરફથી માણસ આવ્યાની ખબર આપી. જો બીજો કોઇ માણસ આવ્યો હોત તો મહારાજ તે સહન કરી શકયા ન હોત; પણ આ વખતે તો તેમણે તે માણસને અંદર લાવવાની આજ્ઞા આપી.

તરતજ એક માણસ અંદર આવ્યો. અંદર આવતાંજ જગદંબાની ભવ્ય મૂર્તિ તરફ નજર માત્ર કરી, શિવાજીને તેણે નમ્રતાયુક્ત મુજરો કર્યો અને મહારાજના આગળ એક પત્ર મુકી તે સહેજ દૂર ઉભો રહ્યો.

કિંચિત્ કંપિત હસ્તે શિવાજીએ પત્ર ઉચકી લઇ તે માણસ તરફ જોઇ કહ્યું, " પિતાજી તરફથી પત્ર લઇ આવવાની આપને તસ્દી પડી. આપનું નામ શું ? "

" મારૂં નામ–માનાજીરાવ ! "

" ઘણા દિવસે આપનો મેળાપ થયો. આપના નામની માફક આપની શરીર પ્રકૃતીમાં પણ ઘણો ફેરફાર થયેલો જણાય છે ? "

" શરીર પ્રકૃતીમાં ફેરફાર થવો સ્વાભાવિક છે. શરીર પ્રકૃતી–સાથે મનની પ્રવૃત્તિ બદલાય છે. "

" એટલે ? મનોમય શરીરપરનાં વિચારરૂપી વસ્ત્ર બદલાય છે ? "

"હા. એવી કલ્પના કરવામાં આવે તો ખોટું નથી."

"શરીરને માટે પણ તેમ ન કહી શકાય? શરીરમાં મેદ વધી જાય છે તો પહેલાંનાં વસ્ત્ર ઉપયોગમાં આવતાં નથી. બીજાંજ ધારણ કરવાં પડે છે અને પછી પૂર્વનું નામ પણ બદલવું પડે છે. માનાજીરાવ, આપની પુત્રવધુ કુશળ છે ને?"

"માનાજીરાવને નથી પુત્ર વધુ કે નથી પુત્રી—"

"પણ–પણ અહમદમુલ્લાનાને હતી!"

"હા, મહારાજ, એક વખત અહમદમુલાનાને સર્વ કંઇ હતું, પુત્ર વધુ, પુત્રી, ધન—"

"પણ તે બધું શિવાજીએ લુંટી લીધું!"

"અને આ અહમદમુલાના પાસે એક અમૂલ્ય વસ્તુ રહેવા દીધી. મહારાજ, એ એક મનની ભાવના–એ ભાવનાને પ્રત્યક્ષ સ્વરૂપ આપી મેં તેનું ચિત્ર કાગળપર દોર્યું છે–એ ભાવનાએ બુદ્ધિ હું ખીલવું છું અને તેનું દસ્ય સ્વરૂપ ચક્ષુ સમીપ રાખી તે વિષે વિચાર કરવામાં તલ્લીન બનું છું."

"એ ભાવના કઇ?"

"મેં આપેલો પત્ર જોતાં જ આપે જાણ્યું કે તે શહાજીરાજનો છે, માનાજીરાવના ક્ષુદ્ર વસ્ત્રોમાં અહમદમુલાના છુપાઇ રહેલો છે તે પણ સમજી ગયા; તો પછી શું આ અહમદમુલાનાના–માનાજીરાવના વર્તમાન વદનપરથી તેના મનમાં કઇ ભાવના અહર્નિશ જાગૃત રહે છે તે મહારાજથી અજાણ્યું રહ્યું હશે?"

આ પ્રમાણે વાત કરતાં કરતાં અહમદમુલ્લાનાની મુદ્રામાં એકાએક વિલક્ષણ ફેરફાર થયો અને તે એવો તો થયો કે, ક્ષણ માત્ર ભૂલી પડી જઇ શિવાજી મહારાજાએ પોતાનો હાથ સમશેરપર

નાખ્યો. મુલાનાનું સર્વ શરીર વેરની કલ્પનાથી ધ્રૂજવા લાગ્યું, વદન વિચિત્ર બન્યું અને નેત્રોમાંથી જાણે રક્ત તુષાર ઉડવા લાગ્યા!

"અહમદમુલાના, સમજ્યો; સમજ્યો હું. બાદશાહના દરબારમાં તારૂં અપમાન થયું છે! તારા મુખપર—"

"હા! હા મહારાજ!" અંતકાળની યાતનાથી માણસ જેમ આર્તનાદ કરે છે તેમજ!" અહમદમુલાના એઅત્યંત ભિપણતાથી કહ્યું?

મુલાના, એવો અશુભ, અપશુકનીઆળ શબ્દ પુનઃ કાઢીશ નહિ. બિલાડાં કુતરાંના રૂદન કરતાંએ તારો અવાજ વિચિત્ર લાગે છે"

"મહારાજ, ભૂતપિશાચ પાસે દેવદૂતના મંજૂલ શબ્દની આશા શા માટે રાખો છો? મહારાજ, એ પત્ર વાંચશો એટલે આ જગતમાં મારા જેવા અન્ય કેટલા કમનશીબ પ્રાણી છે તે આપ જાણી શકશો."

મુલાનાની આ વાત સાંભળી મહારાજના મનમાં તેના વિષે દયા ઉત્પન્ન થઇ; પરંતુ સાથે સાથે થોડો તિરસ્કાર પણ ઉદ્ભભવ્યા સિવાય રહ્યો નહિ. તેમણે પોતાની આગળ મુકેલો પત્ર હાથમાં લઇ, નમ્રતાથી તેને વંદન કરી ઉઘાડયો.

મુલાના મહારાજ તરફ જોઇ રહ્યો હતો. તેને લાગ્યું હતું કે પત્ર વાર્તા જાણતાંજ તેમનું વદન પણ પોતાના જેવું વિચિત્ર દેખાશે; પરંતુ એ સંબંધમાં તે નિરાશ થયો. શિવાજીએ પત્રની હકીકત જોઇ લીધી અને તેમનું વદન પ્રથમ કરતાંએ વિશેષ શાંત અને ગંભીર દેખાવા લાગ્યું.!

"મહારાજ, આપના પિતાનો પત્ર અને બાદશાહનો સંદેશ એ બેઉ-લઇને હું આવ્યો છું. આ માનાજીરાવ બાજી ઘોરપડેનો માનીતો હોવાથી શાહે એ સંદેશ પહોંચાડવાનું કાર્ય મને સોંપ્યું છે. આપે

આપનાં તોફાની કાર્ય એકદમ બંધ કરવાં, બાદશાહને શરણે આવી અત્યાર સુધીનાં દુષ્કૃત્યો વિષે દીલગીરી પ્રદર્શિત કરવી અને હવે પછી બાદશાહ વિરૂદ્ધ કોઇ પણ કૃત્ય નહિ થાય તે વિષે શાહની ખાત્રી કરી આપવી. એટલું કરશો તો તમારા શૌર્યની કદર થશે. તમારા પિતાપર પ્રથમની માફક બાદશાહ પ્રસન્ન રહેશે !"

બાદશાહનો આ સંદેશ પ્રમાણિકપણે નિવેદન કરી મુલાના મહારાજના મનપર કેવી અસર થાય છે તે જોવા માટે થોડીવાર ચૂપ રહ્યો.

શિવાજી મહારાજને એ સંદેશ સાંભળી ક્રોધ ચઢયો નહિ, તેમનાં નેત્ર રક્તના જેવાં લાલ પણ બન્યાં નહિ કિંવા તેમના ઓષ્ઠ પણ કંપ્યા નહિ. તેમની મુદ્રા અધિક જ ગંભીર જણાવા લાગી.

" મહારાજ, પત્રની હકીકત વાંચો. તેમાંનું અંતિમ વાક્ય વાંચો એટલે. એટલે—"

એક વ્યગ્ર ચિત્ત માણસની માફક મહારાજે પત્ર આડો અવળો કર્યો. ક્ષણિક ઘેલછાની ઝાંખ તેમના વદનપર જણાઇ. તે પત્ર જાણે પત્ર છે કે અન્ય કંઈ એ ભાવનાથી મહારાજે પુનઃ તે પત્ર આમ તેમ ફેરવ્યો અને આદ્રપૂર્ણ શૂન્ય મુદ્રા કરી બોલ્યા, " મુલાના હું સમજી ગયો છું ! ! "

સહજ મુખ પહોળું કરી આંખો પહોળી કરી મુલાના મહારાજની મુદ્રા તરફ જોતો ઉભો રહ્યો ! થોડીવારે તેની કલ્પના શક્તિ જાગ્રત થઈ. પોતાની કલ્પના શક્તિના બળપર તેણે મહારાજની ચમત્કારિક મુદ્રા અને તેથી એ વિચિત્ર એવા તેમના ભાષણનો અર્થ કરવાનો પ્રયત્ન કર્યો. તેણે કલ્પના કરી કે, વેરની ભાવનાથી માણસના મુખપર જે ગાંડા ઘેલા પ્રકાર થાય છે તેમાંનો જ આ એક પ્રકાર છે.

પોતાના ચરણમાં લીન થયેલા મુલાનાનો હાથ પકડી ઉભો કરી મહારાજે એક સ્નેહમય આલીંગન કરી કિંચિત્ તીક્ષ્ણ સ્વરે કહ્યું, "મારા કથનથી તને ઘણું લાગી આવ્યું હોય એમ જણાય છે. બહારથી કઠોર અને ઉગ્ર દેખાતો મુલાના અતિ કોમલ હૃદયી જણાય છે. ખરૂં છે; મનની ભાવનાઓને અતિશય કઠોર બનાવવામાં પ્રથમ તે કોમલ હોવાની આવશ્યક્તા હોય છે. મુલાના મારૂં કથન બરાબર સમજી લે. હું તને સર્વ રીતે દોષિત ગણતો નથી. મારૂં કહેવું એટલુંજ છે કે, તેમાં સારાસાર વિચાર કરવાની જરૂર હોય છે. વેરનું કૃત્ય પાર પાડવામાં પોતાના હાથે કંઇ ઘોર પાતક થાય છે કે કેમ, એ વિચાર સદૈવ જાગ્રત રાખવો જોઇએ. મુલાના, બાદશાહ પર તું વ્યક્તિશઃ વેર કેવી રીતે લઇ શકીશ? સ્વામીનિષ્ઠા અને દેશભક્તિ એ બે વાતો એ કામમાં તારા માટે ભારે વિઘ્નકારક છે. બે પવિત્ર વાતોને લાત મારીને તું તારૂં કાર્ય સિદ્ધ નહિ કરી શકે. મુલાના, મુસલમાન અને હિંદુ એ બન્નેને માટે એ વાતોની પવિત્રતા સરખી હોવી જોઇએ. શહાજીરાજને સંકટ સમયે મદદ કરવામાં તેં ખરેખર સદ્કૃત્યજ કર્યું છે; પણ સાથે કહેવું પડે છે કે, તેં દેશદ્રોહ કર્યો છે, અંદરખાનેથી શત્રને મળી જવાનું નીચ કૃત્ય કર્યું છે.

શિવાજી મહારાજનો પ્રત્યેક શબ્દ મુલાનાના અંતઃકરણને શૂળની માફક વાગવા લાગ્યો. "મહારાજ, હું એથીએ ભયંકર દેશદ્રોહનું ઘોર કૃત્ય કરવાનો હતો. આપના તરફથી શહાજીમહારાજની પાસે તે કરાવવાનો હતો. તેમને વેરના ગાનથી એક નાગની માફક ડોલાવી, મહારાજ, એ વાત મેં તેમની આગળ ધીમે ધીમે કાઢી. મોગલ સમ્રાટ શહાજહાન—"

પોતાના મનની વિચારમાળાના મણીનેજ કોઇએ સ્પર્શ કર્યો

હોય તેમ શિવાજીને થયું અને તે ચમક્યા; પણ એ ચમક મુલાનાના લક્ષમાં ન આવવા દેતાં, વચ્ચેજ તે બોલી ઉઠયા, " અને એ વાત તેમને રૂચી ? "

" ના. "

" વેરના વિચારથી બેભાન બનેલા મુલાનામાં અને સ્વામિનિષ્ઠ શહાજી વચ્ચે એજ ભેદ છે. મુલાના, મારૂં તને એવું કહેવું છે કે, વેરના તામસી વિચારથી બેભાન ન બનીશ. તારા વેરના વિચાર જો કે યોગ્ય હશે, પણ અહર્નિશ એજ વિચારમાં રહેવું કદી પણ યોગ્ય મનાશે નહિ. શાહે તારૂં અપમાન કર્યું; પણ એ માટે વેર લેવા પહેલાં તે-તે બાજી ઘોરપડે જેવી એક સામાન્ય વ્યક્તિ નથી તે ધ્યાનમાં રાખ. તારૂં વેર-એટલે સ્વામીદ્રોહ, તારૂં વેર એટલે દેશદ્રોહ ! "

" ત્યારે આ મુલાનાએ શો વિચાર કરવો ? ઝાડપરથી ઉતરીને ચાલી જતા પહેલાં ભૂત દીનવાણીથી ભૂવાને પુછે છે તેમ મુલાનાએ શિવાજીને પુછયું.

" પ્રત્યક્ષ સ્વામીદ્રોહ અને દેશદ્રોહ થાય નહિ, તેવી એકાદ ઉદાત્ત વાતનો વિચાર કર. જ્યાં સુધી મહમદ આદિલશાહ અને આદિલશાહીના સિંહાસનપર રહેલો મુસલમાન પ્રજાનો સ્વામી એ એ વ્યક્તિ ભિન્ન થઇ શકે નહિ, ત્યાં સુધી એવા વેરના વિચાર કરીશ નહિ. આદિલશાહ સિંહાસનપર બેઠેલો હોય તે વખતે નીચેની જમીન પોલી કરવાનો પ્રયત્ન કરીશ નહિ. "

પોતાના મનની ધારણા શિવાજીએ પકડી તે જોઇ મુલાનાને આશ્ચર્ય થયું; પણ આદિલશાહીના શત્રુ તરીકે પોતાના જે વિચાર શિવાજીને પ્રિય લાગવા જોઇએ, જે માટે શિવાજીએ તારીફ કરી પોતાને ખીલવવો જોઇએ, નાના પ્રકારનાં આમિષ આગળ કરી

પોતાની ખુશામત કરતી જોઇએ તેના સ્થાને તે દૂષણ આપે છે તે જોઇને તે મુલ્લાનાને ઘણુંજ આશ્ચર્ય થયું.

મુલ્લાનાની આશ્ચર્ય ચકિત મુદ્રા જોઇ મહારાજે કહ્યું, "મુલાના; એ કાર્ય બીજાએ કરવાનું છે! જેનો આદિલશાહી સાથે કંઈ સંબંધ નથી તેણે પોતાનાપરનું સંકટ દૂર કરવા માટે જરૂર હોય તો એ ક્ષણિક મુત્સદ્દીગીરીનું અવલંબન કરી આદિલશાહ સમક્ષ મોગલ સમ્રાટનું ભૂત ઉપસ્થિત કરી તેને ભડકાવવો! પોતાના સમક્ષ સિંહની ભિષણ છાયા જોઈ, નિર્દોષ મૃગપર પોતાનો પંજો ૂર વરૂ ઉપાડ્યા સિવાય કેમ રહે? પણ મૃગને બચાવવા માટે સિંહને તેની ગૂફા માંથી બહાર કાઢનાર કળાવાન છેવટે મૃગને છોડાવી લાવે છે અને વરૂ તથા સિંહ બન્નેને ફીક્કા પાડે છે!"

ઉક્ત વચન કાઢતાં કાઢતાં શિવાજી મહારાજના મુખપર સ્વાભાવિક અભિમાનનું દિવ્ય તેજ ચળક્યું. તે તેજમાં વેર લેવાની બુદ્ધિની વિચિત્ર છાયા લેશ માત્ર મિશ્રણ પામેલી જણાઈ નહિ.

"મહારાજ, પિતાજીનો પત્ર વાંચ્યો કે?" શિવાજીના મુખપર યત્કિંચિત પણ વેરની ભાવનાની છટા ઉપસેલી નહિ જણાયાથી સંશય પામી મુલ્લાનાએ પુછવાનું ધૈર્ય કર્યું.

"મુલાના, વાંચું કે ન વાંચું તે સરખું છે! તેમાંની સર્વ હકીકત હું સમજી ચુક્યો છું. બાદશાહી સાથે મુલાનાનો જેવો સંબંધ છે તેવો બાજી ઘોરપડે સાથે શહાજીનો નથી, તેમજ શિવાજીનો પણ નથી. બાજી ઘોરપડેનું નામ એક સિંહાસન સાથે જોડાયેલું નથી; કિંવા તેના પ્રત્યે વેરનો વિચાર–મિત્રદ્રોહ કરનાર બાજી ઘોરપડે પર વેર લેવાનો વિચાર કરવાથી સ્વામીદ્રોહનું પાતક લાગવાનું નથી; અથવા તે વિચાર સિદ્ધ કરવા માટે સ્વદેશ સાથે બેઇમાન બનવાનું

કારણ નથી. મુલાના, જે તે પોતપોતાનું જોઇ લેશે ! યોગ્ય સમય આવતાંજ એ કાર્ય પાર પાડી હાથ ધોઇ નખાશે. આઠે પહોર એજ વાતનો વિચાર કરી તેમાં મગ્ન બની જવાની જરૂર નથી. ”

“ મહારાજ, ત્યારે શહાજીરાજને શું કહું ? બાદશાહને આપનો વળતો સંદેશ કેવો પહોંચાડું ? ”

“ પિતાજીને કહેજે કે, ચિંતા કરશો નહિ. આપના પ્રાણ કરતાં આ શિવાજીને અન્ય કંઇજ વિશેષ પ્રિય નથી. આપના માટે ગમે તે કરી, પ્રસંગે આદિલશાહને શરણે આવી આપને મુક્ત કરીશ ! ”

આવું માનહાનીનું કૃત્ય કરી, તેજ સમયે પોતાના દેશીજાતિના વૃક્ષનો વિકાસ હમેશને માટે અટકાવી દેવા શિવાજીએ તત્પરતા બતલાવેલી જોઇ મુલાનાને મહાન આશ્ચર્ય થયું; પણ છેવટના ઉત્તરથી તો તેના અચંબાની અવધીજ ન રહી. તેણે પુછ્યું, “ મહારાજ, એતો શહાજીરાજનો નિર્ણય થયો પણ બાદશાહને શું કહું ? ”

“ બાદશાહને ? મુલાના, આદિલશાહને શું કહું ? ” પિતાને આશ્વાસનપૂર્વક સંદેશ કહેતાં શિવાજીનો સ્વર કંપિત થયો હતો, પણ બાદશાહને પહોંચાડવાનો સંદેશ કહેતાં તેમના ચહેરાપર એકદમ પરિવર્તન થયું. તેમનો સ્વર ક્રોધથી કંપ્યો અને મુદ્રાપર તીવ્ર તિરસ્કાર પ્રકટી નીકળ્યો. “ મુલાના, આદિલશાહને શું કહું ? ” પુનઃ એક વખત, ધિક્કારપૂર્ણ સ્વરે શિવાજી બોલ્યા, “ જા, આદિલશાહના સંદેશનો જવાબ આપવાની શિવાજી દરકાર રાખતો નથી. શિવાજી આદિલશાહની ધમકીને તૂચ્છ ગણે છે ! ”

“ અને પ્રસંગે આદિલશાહને શરણે જઇને પણ—”

“ હા ! એ શહાજીરાજને આપવાનું આશ્વાસન ! ”

“ આદિલશાહની ધમકીને શિવાજી તૂચ્છ ગણે છે—”

"તેના ઉપમર્દકારક સંદેશને પગ નીચે કચડી નાખું છું એ આદિલશાહના સંદેશનો પ્રત્યુત્તર!"

પરસ્પર વિરોધ કરતા એ જવાબ સાંભળી મુલાના વિચારમાં પડયો. તે કંઈજ સમજી શકયો નહિ. તે એક ભમિષ્ટની માફક મહારાજ તરફ જોવા લાગ્યો તે જોઇ મહારાજે કહ્યું, "મુલાના, જા! મેં કહેલા સંદેશ જેને તેને પહોંચાડજે! તારી વેરની પીપુડી ફેંકી દે અને કોઇ વખત શિવાજીને ઉપયોગી થવાની બુદ્ધિ સૂઝે તો જેમ ઉદાત્ત વિકારથી પ્રેરાઇને શિવાજીએ એક વખત તારી સાથે વર્તન રાખ્યું હતું તેમ એકાદ મહાન કૃત્ય કરી શિવાજીના ઉપકારમાંથી મુક્ત થજે! ભવિષ્યમાં એવો કંઈ પ્રસંગ નહિ આવે એમ શા ઉપરથી કહેવાય?"

"મહારાજ, રજા લઉં છું!" નમ્રતાથી મુલાના વંદન કરી પાછો ફર્યો. મુલાના મહેલમાંથી બહાર નીકળવાની તૈયારીમાં હતો તેટલામાં મહારાજે પુનઃ તેને બોલાવ્યો. કંઇક ખેદ પામી નિરાશ મુદ્રા ધારણ કરનાર મુલાનાના ખભાપર હાથ મુકી મહારાજે કંપિત સ્વરે કહ્યું, "મુલાના, તું જ્યાં સુધી વિજાપૂરમાં છે ત્યાં સુધી પિતાજીની કુશળતા માટે મારે ચિંતા કરવાની જરૂર નથી; પણ મને લાગે છે કે થોડા વખતમાં કંઇ આપત્તિ આવશે. મુલાના મને તેની માત્ર આછી કલ્પનાજ થાય છે. મુલાના, તે વખતે એક વખત તારી પુત્રવધુ પર આવેલા સંકટને યાદ કરીશને?"

"મહારાજ, નહિ નહિ, તેને સંકટ શી રીતે કહેવાય?"

"પણ તને તે વખતે તો તેમ લાગ્યું હતું ને? એવોજ કિંવા એથીએ વિપરિત સ્વરૂપનો કોઇ પ્રસંગ કોઇ અસહાય અબળાપર આવી પડે, તો—"

"તો સર્વ રીતે યોગ્ય એવુંજ વર્તન મુલાનાને હાથે થશે. મહારાજના ઉપકારનો બદલો વાળવાની સંધી આ મુલાના વ્યર્થ જવા દેશે નહિ."

"જા ત્યારે ! એવાં સદ્દકૃત્ય કરવાથીજ કદાચિત્ તારો વેરથી પ્રજ્વલિત બનેલો આત્મા શાંત થઇ જશે."

## પ્રકરણ ૧૭ મું.

### માતા ભવાનીનું કમલાકાર આસન.

મુલાનાના ગયા પછી, મહારાજે પુનઃ એકવાર પત્ર ઉઘાડી આદિથી અંત સુધી વાંચી જોયો. મુલાના સમક્ષ મહારાજના નિર્વિકારી જણાતા વદન પર હવે ભિન્ન ભિન્ન પ્રકારના વિકાર દૃષ્ટિગોચર થવા લાગ્યા. સ્વપ્ન સૃષ્ટિ સમયના તેમના નિદ્રાધીન વદનપર દેખાતી આશા અને નિરાશા, દુઃખ અને આનંદ, કરૂણા અને ક્રોધ વગેરેની લહરી હવે જાગૃતવસ્થામાં તેમના મુખપર પ્રકટ થવા લાગી.

"મહારાજ, તોફાની કાર્ય બંધ કરી શાહને શરણે થવું એ એકજ છૂટકારાનો માર્ગ છે એમ આપ કહો છો ? મહારાજ, આપની રાજનિષ્ઠા કેટલી અલૈકિક છે ? અને આપની એ રાજનિષ્ઠાનો બદલો આપનો પ્રાણ લેવામાં મળે છે ? મહારાજ, આ પ્રશ્ન કેવળ મારા અભિમાનનો હોત તો આપને છોડાવવા માટે અહીંથી ઠેઠ વિજાપૂર સુધી બાદશાહ પાસે આળોટતો આળોટતો ગયો હોત. પણ-પણ એક વખત શિવાજી આદિલશાહ આગળ મસ્તક નમાવશે તો પુનઃ તે કદી ઉંચુ થઇ શકશે નહિ. મહારાજ, શિવાજીનું મહારાષ્ટ્રનું મસ્તક

આદિલશાહ આગળ નમશે તો તે હમેશને માટે લુલું બની જશે. સુવર્ણમય ઇંડામાંથી હમણાંજ બહાર આવેલા મહારાષ્ટ્ર રૂપી મધુરા રાજહંસનું મસ્તક તે પોતાના પંજામાં પકડી મરડી નાખશે. છટ્! છટ્! મહારાષ્ટ્રનો રાજહંસ આદિલશાહ આગળ પ્રાણ શૂન્ય થઇ પડેલો જોવા કરતાં—"

એટલામાં ભવાની માતાની મૂર્તિ કંઇક–હાલ્યાનો ભાસ થયો. તે માતા પાસે ગયા તો માતા ભવાનીની મૂર્તિ થરથર કંપતી જણાઇ.

" માતુશ્રી, ત્યારે શું કરૂં ? " દીન મુદ્રાથી મહારાજે માજીને પુછયું, " માતુશ્રી, તેં ફક્ત બેજ વાત શિવાજી આગળ મુકી છે. એક, આદિલશાહના પગમાં મહારાષ્ટ્રના રાજહંસને પ્રાણહિન બની પડેલો જોવો અથવા અતિ નિર્દયતાથી પિતાનો વધ થતો જોવાને શિવાજીએ તૈયાર રહેવું ! ગરદન મરડાઇ જવાથી અચેતન થઇ પડેલા રાજહંસ તરફ સ્થિર થયેલી તે ગીધની સંતોષજનક દૃષ્ટિ અથવા પિતાના મૃત શરીર તરફ તે શયતાને કરેલી તુચ્છતા પૂર્ણ નજર ! ! એ ભયંકર દેખાવ પણ સમક્ષ તરી ઉઠે છે કે–કે—"

આ વખતે ભવાનીની મૂર્તિ જોરથી હાલી ઉઠી. " નહિ. મારી ખાત્રી છે કે, એવો હૃદયવિદારક પ્રસંગ ઉપસ્થિત કરવા જેટલી ક્રૂરતા કાલીમાતા ધારણ કરશે નહિ. ત્યારે તો તેજ યુક્તિ. તેજ યુક્તિનો આધાર લઇ પિતાજીને છોડાવવા જોઇએ. માજીને એજ યુક્તિ ગમશે. શરણાગતનું બહાનું કરી બીજા એકાદ સાહસી ઉપાયથી પિતાજીને છોડાવવા ધારીશ પણ તે માને પસંદ નહિ પડે. વિજાપૂર જવાને તે કદી મને રજા આપશે નહિ. અહાહા ! તેનું હૃદય કેટલું પ્રેમપૂર્ણ છે ! મારા મુખ તરફજ જોયા કરે છે. મારી ચિંતામાંજ હંમેશ મગ્ન રહે છે. તે કસાઇખાનામાં મને શાની જવા દે ? પણ સવારમાં

નાના બાળકની માફક મને સુવાડીને ગયા પછી હજુ સુધી તે કેમ આવી નથી? હું ગમે તેવું લવી ગયો અને દુર્દૈવે તે ખરૂં પડ્યું. હંમેશની માફક એ વખતે પણ તેણે મને ધૈર્ય આપ્યું; પરંતુ હવે એકલીજ અશ્રુ વહેવડાવતી હશે. કુળ દેવી, અમો અનાથપર આવી પડેલું સંકટ ટાળવાની તારા સિવાય બીજા કોનામાં શક્તિ છે?"

ભવાનીની કરૂણાયાચી પોતાની અશ્રુપૂર્ણ દૃષ્ટિ શિવાજીએ ભવાની માતા તરફ ફેરવી, પણ એ વખતે સુદ્ધાં મૂર્તિ હાલી ઉઠી!

મહારાજે એકવાર ચોતરફ દૃષ્ટિ કરી અને કોઈ પણ નથી એવી ખાત્રી થતાંજ તે છેક ભવાનીની પાસે ગયા. પ્રથમ ચરણમાં મસ્તક મુક્યું, પછી ધીમે રહે બન્ને હાથે મા ભવાનીની ભવ્ય મૂર્તિ આસનપરથી ઉંચકી બાજુએ મુકી દીધી. એક ભોંયરાના મુખ આગળ જેમ તબકડી બેસાડેલી હોય તેમ માતા ભવાનીનું કમલાકાર આસન જમીનમાં બેસાડેલું હતું; તે પણ મહારાજે તેનો પેચ ફેરવી ઉંચકી લીધું. તે કમલાકાર આસનની તબકડી ઉંચકાઇ જતાં એક મોટા ભોંયરાનું મુખ ઉઘડ્યું!

મહારાજે પ્રથમ પ્રમાણે ભવાનીની મૂર્તિ આસનપર ગોઠવી દીધી અને આડા પડી ઘણીવાર સુધી ભોંયરાના દ્વારમાં જોયું અને મુખની બન્ને બાજુ હાથ રાખી એકદમ અંદર ઉતરી પડી પહેલાંની માફક મૂર્તિ ગોઠવી દઇ તે અદૃશ્ય થયા!

* * * *

"હુસેન, તારી આ શી દશા?" ઘાટની તળેટીની એક ઉંચી કરાડની આડે ઉભા રહેલા એક માણસે હુસેનની દીનમુદ્રા જોઇ પુછ્યું.

"શામરાજ, દશાનું શું પુછે છે!" ઉક્ત શામરાજ નામના માણસ તરફ પોતાની દીનદૃષ્ટિ ફેરવી હુસેન બોલ્યો. "શામરાજ,

તારી સાથે તે દિવસે તે છોકરીને હરી જવાનો પ્રયત્ન કર્યો ત્યારથી આ હુસેન દરેક કાર્યમાં પરાજય પામ્યા કરે છે. તે વખતે વિજય ન મળ્યો તો ખેર, પણ ત્યાર પછી ચંદ્રરાવના પ્રદેશમાં હું રાત-દિવસ ભૂતની માફક ભટકયા કરૂં છું. બાદશાહનો સંદેશ પહોંચાડવા આવ્યો ત્યારથી જાદુમાં ફસાઇ પડયો હોઉં તેમ એક સરખો આ જંગલમાં ભટકું છું. શાહનું ઘણું કાર્ય મેં કર્યું છે. તે બુઢ્ઢાના પુત્ર કૃષ્ણરાવ સાથે આ હુસેને કલ્પના ન પહોંચી શકે તેવી દોસ્તી જમાવી છે તે કહેવાની જરૂર નથીજ. મૂર્ખાને મેં મારોજ બનાવી દીધો છે. શામરાજ, બાપ દીકરાના સ્વભાવમાં જમીન અસમાનનો ફેર છે! મારા જેવો કટ્ટો શત્રુ પણ કબૂલ કરશે કે, ચંદ્રરાવ સ્વામીનિષ્ઠ છે; પણ તેનામાં જરીકે સ્વામીનિષ્ટાની પરાકાષ્ઠા જણાતી નથી. તેની બીજી પ્રતી કૃતી તારે જોવી હોય તો પેલા શયતાનનો બાપ—"

"કયો શયતાન? કયાં છે?" હુસેનના મુખે શયતાન અક્ષરો નીકળતાંજ શામરાજપંથે પોતાની ભયભિત દૃષ્ટિ ચોતરફ ફેરવી.

"હાં, હાં! શામરાજ, ગરદનપરજ જાણે શયતાન ચઢી બેઠો હોય તેમ ડરી જાય છે?" શામરાજની ભયભિત દૃષ્ટિ જોઇ હુસેન ખડખડ હસી પડી બોલ્યો; પણ એકાએક તેનો બરડો દુઃખી આવવાથી એ તિરસ્કાર મિશ્ર હાસ્યની લહરી ટકી રહી નહિ.

"હુસેન," શામરાજે કહ્યું, "તે દિવસ મારા સ્મૃતીપટ-માંથી કદી પણ ખસી શકે તેમ છે કે? તે દિવસથી તે શયતાનનું નામ સાંભળતાંજ મારાં ગાત્ર નરમ થઇ જાય છે. મોહનાને છોડાવી તને ઝાડ સાથે બાંધી દીધો અને પછી મારી પાછળ પડયો તે તું જાણેજ છે. અનુસૂયાને ઘોડા પર નાખી જીવ લઇ હું પૂરપાટ નાઠો. અનુસૂયાએ તો મને જરીકે ત્રાસ આપ્યો નહિ. પહેલાં તો તેણે બૂમા

બૂમાબૂમ કરી, પણ પોતાનું રક્ષણ કરવાને કોઇ સમર્થ નથી કે આવી શકે તેમ નથી એમ સમજાતાંજ કસાઇ આગળ બકરૂ જેમ હતાશ થઈ બેસે છે, તેમ તે મને જ વળગીને બેઠી. આડા અવળા ઘણાએ રસ્તા પકડી પાછળ પકડનારને ભૂલો પાડવાને હું ચુકયો ન હતો; પણ તે શયતાનજને ? તેને ભૂલો કેવી રીતે પાડી શકાય ? દહીંભાતની ગંધથી દોરાતા ભૂતને ભૂલાવવાનું જેમ મુશ્કેલ હોય છે તેમજ શિવાજી સાથે પ્રસંગ પડયો કે બધું પતીજ ગયું સમજવું. એક ખવીસની માફક તેણે મને પકડયો જ. મારા સહાયકો આજુ બાજુની ઝાડીમાંથી ધસી આવ્યા પણ તે ખવીસને શી રીતે પહોંચે ? તેણે પ્રત્યેકને નિઃશસ્ત્ર બનાવી હાંકી મુકયા, એ ઝપાઝપીમાં તેની ડાબી આંખપર ઘા પડી ખળખળ લોહી વહેવા લાગ્યું; પણ એ રક્ત સ્ત્રાવના કારણે તમ્મર ખાઇ પડવાને બદલે તેને અધિકજ સ્ફૂરણ ચઢયું ? રક્તથી તરબોળ બનેલું વદન અધિકજ વિદ્રૂપ અને ભયાનક દેખાવા લાગ્યું ! ”

શામરાજપંથની મસ્કરી કરનારા હુસેનનોજ હવે ગભરાવવાનો વારો આવ્યો. ઉપરોક્ત વર્ણન સાંભળી તેણે પોતાની ભયભિત દૃષ્ટિ તે ઘાટના ભયાનક પ્રદેશ પર ફેરવી.

“ હુસેન, ” શામરાજ પંથે આગળ કહેવા માંડયું, “ હુસેન, અરે હજુ આગળની વાત સાંભળીશ તો તારા હાંજાજ ગગડી જશે અને પછી આ શામરાજની કદી મશ્કરી કરવાનો વિચાર પણ નહિ થાય. ચક્ષુ પરથી રક્તસ્ત્રાવ થતો હોવાથી અતિશય ભયંકર જણાતો શયતાન થૈયથૈય નાચતો નાચતો મારા પર ધસી આવ્યો. હુસેન, શું કરૂં ? એ બધું કહેતાં ભયની સાથે શરમ પણ આવે છે. એકજ ઝપાટા સાથે તે પરીને–અનુસૂયાને તેણે મારી બાથમાંથી છોડાવી અને મને

જમીન પર પટકી મારી છાતી પર ચઢી બેઠો ! ! ”

આ સાંભળીને હુસેનનાં ગાત્ર નરમ થઇ ગયાં કે નહિ તે તેણે મુખમાંથી એકે અક્ષર કાઢયો નહિ તેથી સમજાયું નહિ. પ્રથમથી ભયથી નરમ થઇ ગયેલા હુસેને મુખ બંધ કરી શામરાજના મુખ તરફ ટગર ટગર જોયા કર્યું.

“ હુસેન, ત્યારથી જાણે કે તે મારી છાતી ઉપરજ બેસી રહ્યો હોય એમ લાગ્યા કરે છે.”

“ એમ ! તેથીજ તે શયતાનનું નામ લેતાં ગરદન પર ચઢી બેઠાનું સ્મરણ થવાથી તું ગભરાયો ત્યારે ? પણ શામરાજ હું તેના બાપની–શહાજીની વાત કરતો હતો ને ? હા, પેલા ચંદ્રરાવની સ્વામીનિષ્ઠાના સંબંધમાં જો તારે પ્રતિકૃતી જોવી હોય તો તે શહાજીજ છે. ગુલામ સ્વામીનિષ્ઠનો ડોળ કરીને અરે કંઇક નિયમિત મર્યાદા સુધી ખરેખરજ સ્વામીનિષ્ઠ રહેશે, પણ સ્વામીકાર્યના કારણે દેશદ્રોહી બનવાનો વખત આવશે તો પછી માત્ર લુચ્ચાઇથી તે પ્રસંગ ટાળવાને ઓછું નહિ કરે. શામરાજ, ચંદ્રરાવ પોતાને સ્વામીનિષ્ઠ કહેવડાવે છે. પણ બડો પહોંચેલો છે સમજ્યો કે ? ”

“ નહિ, નહિ ! હુસેન, મોહનાને હરી લેવામાં તું નિષ્ફળ નીવડયો છે તેથી તારો જીવ ગૂંચવાયો છે અને તેથીજ તને સર્વ વાતો વિપરીત જણાય છે. તેમ હોત તો આવી રીતે તેમના પ્રદેશમાં ગુપ્ત રીતે રખડવાની કે અચાનક શિવાજીને મળી તેમને એકાદ ખીણમ ફેંકી દેવા માટે ત્યાં દબાઇ રહેવાની આ શામરાજને તકજ ન મળત ! ”

“ એમ ! ત્યારે તો શામરાજપંથ, એ જીવતા શયતાનને મૃત્યુના મુખમાં હોમી બ્રહ્મ રાક્ષસનું રૂપ આપવાનો વિચાર કર્યો લાગે

છે; પણ સંભાળજો, કહેવત છે કે જીવતા કરતાં મૂએલાં સારાં! પણ તે હમેશ ખરી પડતી નથી. જીવતા ભૂત કરતાં મરણ પછીના ભૂતની આશા વૃદ્ધિગંત થાય છે, તેનું પરાક્રમ વધી પડે છે અને તેનું રૂપતો ખરેખરજ વિદ્રુપ અને ભયાનક લાગે છે!"

શામરાજનું અંગ ભયથી કંપ્યા સિવાય રહ્યું નહિ!

"શામરાજપંથ," પોતાની એ બિહામણુ સ્વરૂપની મશ્કરીથી જો કે હુસેનના હૃદયમાં તો ગભરાટ ઉપસ્થિત થયો હતો, પણ દુષ્ટતાથી તે બોલ્યો, "અને જીવંતનરનાં તેજઃપુંજ નેત્રથી જે વાતનું દર્શન થતું નથી, તે હાડપીંજરની તેજહિન દૃષ્ટિએ પ્રત્યક્ષ થાય છે. ઘાટની કરાડોમાં દબાઇ રહેલા માણસ તેની નજરે આવી જાય છે!"

"ચૂપ! હુસેન, ગમે તેવો લવારો ન કર. મારી તૈયારી અતિશય ગુપ્ત છે. તે શયતાને મારી પાસેથી ઇંદ્રની અપ્સરા છીનવી લઇ જઇ મને ધૂળ ચટાડી છે, પણ રક્ત અને માટીથી તે વખતે ખરડાયલા મુખે મેં અલ્લાના-હિંદુના દેવના શપથ લેવામાં હું હલકાશ માનું છું-શપથ લીધા છે. વિજયથી ફૂલી જઇ મને ધિક્કારનાર શયતાનને મેં આવ્હાન કરી કહ્યું છે કે, કોઇ વખત આ ખવીસ તને હમેશને માટે દૂર કર્યા સિવાય રહેશે નહિ! એજ-એજ શપથનો ઉચ્ચાર મારા મનમાં હું વિજાપૂરના દરબારમાં કરી ચુકયો છું."

"દરબારમાં? કયારે?"

"કયારે? હુસેન, જાણી જોઇને ગાંડો કેમ થાય છે? જે વખતે અહમદ મુલ્લાનાના મુખપર શાહીનો ખડીયો ફેંકી તેનું મુખ કાળું કર્યું તે પહેલાં શાહે આ શામરાજ પર પોતાના હાથમાંની સુવર્ણ કલમ ફેંકીને તે શયતાનની માફક મારા ડાબા નેત્રપર જખમ કર્યો હતો તે તું ભૂલી ગયો?"

"ના, શામરાજપંથ, અરે હું કેમ ભુલું ? તે વખતે શાહની અવકૃપા મારા પર ન ઉતરી પણ બીજાના ઉપર ઉતરેલી કેમ ભુલું? પણ હું કહું છું કે, શાહે કરેલા અપમાનનો બદલો એ શયતાન પાસેથી શા માટે લેવા તૈયાર થયો છે?"

"શા માટે એટલે? એ સર્વનું મૂળ કારણ તે શયતાન છે તેથી! વળી અહમદ મુલાના જેવો આ શામરાજ કંઇ ગાંડો નથી. શાહે કરેલા અપમાનથી બહેકી જઇ તેણે ઉલટ વેર લેવાની ઘોર પ્રતિજ્ઞા કરી કાળું કર્યું પણ આ શામરાજે તો સ્વામીભક્તિને શોભે તેવું ઉદાર કૃત્ય કરવાનું ઠરાવ્યું છે. મારો સંકલ્પ છે કે, ડાબા નેત્રપર જખમ પામેલા તે દુષ્ટ શયતાનને જ્યારે નષ્ટ કરૂં ત્યારેજ શાહને મારૂં મુખ બતલાવવું! તે માટે સર્વ તૈયારી અતિ ગુપ્ત રીતે કરીને તે શયતાનની રાહ જોતોજ હું આ ઘાટમાં ભરાઇ રહ્યો છું. તેથીજ કહું છું કે, એ વાત મોટેથી બોલીશ નહિ."

"શામજી, અરે મેં તો સાંભળ્યું છે કે, એવી વાતો મોટેથી બોલ્યા સિવાય પણ તે પિશાચોના કાને પહોંચે છે!" શામજીના ગંભીર કારસ્થાન તરફ દુર્લક્ષ કરી હુસેને કહ્યું, "તેઓ, ગમે તેટલે દૂરથી સાંભળી શકે છે, ગમે તેટલે દૂર જોઇ શકે છે અને શામજી કોઇનાં ધડ અને શીર જુદાં કરવાં હોય છે તો અચાનક કબરપરનો પથ્થર દૂર ફેંકી દઇ—"

આ વખતે ખરેખરજ હુસેન અને શામરાજ ઉભા હતા ત્યાંથી નજીકમાંજ એક મોટી શિલા ખસી અને આપોઆપ બીજા સ્થળે ગોઠવાઇ!!

"ઓ બાપરે!"

"યા અલ્લા! યા ખૂદા!"

શામરાજ ગાત્ર ગલિત બન્યો અને હુસેનની મશ્કરી કરવાની પ્રવૃત્તિ અસ્ત પામી.

" ઓ બાપરે, હુસેન ખરેખર અહીં, કંઇ ભૂતાવળી જણાય છે."

" ખરેખર, નહિ તો આટલી મોટી શિલા એક સજીવ માણસની માફક અહીંથી ત્યાં શી રીતે જાય ? પણ જો ! શામજી જો ! પેલી તરફના બધાએ પથ્થર ઉઠવાને હાલી રહ્યા છે !"

" અને આ તરફ જો ! સર્વ વૃક્ષો વાયુનો કિંચિત્ સ્પર્શ પણ નથી છતાં એકાએક હાલી ઉઠયાં છે ! જાણે કે કોઇ અદ્દભુત શક્તિ જમીનમાં બદ્ધમૂલ થયેલા એકાદ મજબૂત વૃક્ષને હાથમાં પકડી સર્વ અરણ્યજ હલાવે છે !"

" અરે, હાં !" આ વિલક્ષણ પ્રકારનો નિર્ણય થયો હોય તેમ લાગવાથી હુસેન બોલ્યો. " શામરાજ, તારા સૈનિકનો એ પથ્થર અને ઝાડો નીચે છુપાઇ રહ્યા નથી ને ?"

" છટ્ છટ્ ! અરે, તે તો તેથી વિરૂદ્ધજ દિશાએ આવેલી પેલી ખીણમાં છુપાઇ રહેલા છે. અને મારો સંકેત થયા સિવાય તે યત્કિંચિત્ પણ હીલચાલ કરે તેમ નથી. તે હરામખોરે ચમેલીનું સુકુમાર પુષ્પ મારા હાથમાંથી ખૂંચવી લીધું અને તે ઝુંપડીમાં ગોઠવી દીધું ! હુસેન, મને એવી ખબર મળી છે કે, શિવાજી કદી કદી તે પુષ્પનો સુવાસ લેવા માટે આજ રસ્તે સુભાન પટેલની ઝુંપડીમાં જાય છે !!"

શામરાજ પંથે ઓષ્ટ કરડી એક મત્સરપૂર્ણ દમ ખેંચ્યો અને ચમેલીનું સુકુમાર પુષ્પ એટલે સુભાનજીની પુત્રી અનુસૂયા, એ હુસેનના લક્ષમાં આવ્યાથી નીચપણાથી શામરાજ તરફ જોઇ તેણે દાંત કકડાવી આંખો મીચી.

"એમ! શામરાજ પંથ, તેથીજ તું એક ધાડપાડુની માફક આ ઠેકાણે શિકારની રાહ જોઇ રહ્યો છું?"

"હા, પ્રથમ એ શિકાર સાધી પછી સુભાનની ઝુંપડીમાં જઇશ કહું છું ને? પણ એકવાર એ શિકાર મારા તકકામાં—"

એટલામાં પ્રથમ જે સ્થળેથી એક મોટી શિલા ખસીને બીજી જગ્યાએ બેઠી હતી; તેજ સ્થળે એક મોટી શિલા ઉભી થઇ અને તેનીજ નીચે ભૂમીના ઉદરમાંથી સ્વચ્છ સફેદ અંગરખું ધારણ કરેલો, કમરે ભરઝરીના શેલાથી વીટળાયલો, મસ્તકપરના શીરપેચથી શોભી રહેલો, લલાટપરના પવિત્ર કુંકુમ તિલકથી હિંદુત્વ દર્શાવનારો, જેનાં નેત્રોમાં અલૌકિક તેજ ચમકતું હતું, જેની કમરે લટકતી તલવાર દિવ્ય તેજથી ભપકતી હતી તેવો એક દિવ્ય દેહધારી પુરૂષ બહાર આવ્યો! તે બહાર નીકળ્યો ન નીકળ્યો તેટલામાં તેની પાછળજ તે ભૂમિદ્વારમાંથી સશસ્ત્ર મુરાર બહાર નીકળ્યો!

"બિસ્મિલ્લા! તોબા! તોબા!!" હુસેનના મુખમાંથી ઉદ્ગાર નીકળ્યા.

"શયતાન! શયતાન!!" તરતજ શામરાજ પંથે સંકેતસૂચક ચીસ પાડી અને તે સાથેજ આજુબાજુનાં ખાડી કોતરોમાંથી સો દોઢસો સૈનિકો ધસી આવ્યા; પણ તે પહેલાંજ "ભવાની માતની જય!" એવો જય ધ્વનિ પ્રત્યેક વૃક્ષ અને પથ્થરની પાછળથી પ્રકટયો અને સર્વ પ્રદેશ જયધ્વનિથી ગાજી ઉઠયો. જોતજોતામાં ઉભયપક્ષના યોદ્ધાઓ સામાસામી થઇ ગયા અને કાપાકાપીનો આરંભ થયો. એ કાપાકાપી અતિ અલ્પ સમયમાંજ પૂર્ણ થઇ. કારણ કે, એકલા શિવાજીને પકડી તેને આ જગતમાંથી નષ્ઠ કરવા દબાઇ રહેલી યવન સેના સામે તેટલાજ મરાઠા વીર ઉભા રહેવાથી તેમનું ધૈર્ય તૂટી પડયું.

પવન સૈનિકો અને શામરાજને ખાસ વિશ્વાસ હતો કે, એકલા શિવાજીને આપણે પહોંચી શકીશું અને તેને પુરો કરી શકીશું. પોતાને જવાબ આપવાને અન્ય સૈનિકો પણ સામે આવશે એવી જો ખબર હોત તો અવશ્ય શામરાજે અલ્પ સૈન્ય સમૂહપર આધાર રાખ્યો નહોત. અર્થાત શામરાજપંથ અને તેના સૈનિકોમાં હામ રહી નહિ. તેટલામાં મુરારે પોતાના પ્રતિસ્પર્ધીને-હુસેનને શોધી કાઢ્યો; પણ ખજાનો લુંટાયો તે વખતનો બળવાન હુસેન હવે રહ્યો નહતો. તે હવે કેવળ ભૂત જેવો હતો! મુરાર આગળ હુસેન થાકી ગયો! મુરારે ક્યારનોએ તેને નરકના દરબારમાં મોકલી દીધો હોત; પણ અસિનો ઘા કરવાને બદલે તેણે તરવારની મુઠ્ઠીનોજ એક ગોદો પીઠપર માર્યો અને તે સાથેજ જેમ લંગડું કુતરૂં ચીસો પાડતુ નાસી જાય છે તેમ હુસેન ત્યાંથી નાશી ગયો. નામની ખાતર કહીએ તો શામરાજપંથ ઘણીવાર સુધી ટકી રહ્યો હતો; પરંતુ એમ કહેવા કરતાં મહારાજે તેને ટકવા દીધો તેથીજ તે ટક્યો હતો એમ કહીશું તો યોગ્ય થશે. આ વખતે સર્વ સૈનિકો સાથે ઘૂમવાનું નહતું, તેથી ધીમે ધીમે શામરાજને રમાડવા માંડ્યો હતો! શામરાજ કંઇ છેક ભટ્ટ નહતો; પણ શિવાજી મહારાજ જેવા નિપૂણ યોદ્ધા આગળ તે ક્યાં સુધી ટકી શકે? યુદ્ધકળાને વિશેષ રંગ આપવા માટે પ્રથમ પ્રથમ મહારાજે આસ્તે આસ્તે પટાના જ્રૂકતા હસ્તક્ષેપ કર્યા, પણ તેમને તરતજ જણાયું કે, રંગ લાવવા જેટલી કુશળતા શામરાજમાં નથી, તેથી તેમણે તેના હાથમાંથી તલવાર છૂટી પાડી પટ લઇને તેની ગરદન પકડી લીધી!

"શામરાજપંથ," મહારાજે તિરસ્કાર કરી કહ્યું, "તું એક બેવકૂફ કુત્તો છે!"

અને ખરેખર એક બેવકુફ કુત્તાની માફકજ શામરાજે પોતાનું મસ્તક મહારાજના મુખ તરફ ફેરવ્યું.

"શામરાજપંથ," મહારાજે આગળ કહ્યું, "દુષ્ટ હેતુ ધારણ કરી યવનોની સેવામાં શસ્ત્રકલામાં પ્રવીણતા પ્રાપ્ત કરવાને બદલે તું જો આ શિવાજીની સાથે રહ્યો હોત તો તું યુદ્ધકલામાં વિશેષ નિપૂણ બની શક્યો હોત! મૂર્ખ! જો તેમ કર્યું હોત તો આવો મૂર્ખ રહ્યો ન હોત! કંઇક બુદ્ધિ પણ પ્રાપ્ત કરી શક્યો હોત! બેઅક્કલ, સિંહના અરણ્યમાં પ્રવેશ કરી તેનો શિકાર કરવો એ અતિ જોખમ ભરેલું છે. જા, હજુએ કંઇ સૂઝે તો જો! આદિલશાહીની સેવામાં જો તને મોટાઇ લાગતી હોય તો ખુશીથી તેની એકનિષ્ઠ રહી સેવા કર. સ્વામીભક્તિની આડે કોઇ આવતું નથી. માત્ર દેશદ્રોહથી સ્વામીસેવાની કિંમત વિશેષ છે એમ સમજીશ નહિ. જા, તારા જેવા પાપી માણસના રક્તથી મારા હસ્ત ભ્રષ્ટ કરવાની ઇચ્છા નથી." શામરાજને ઠાર ન કરતાં ધિક્કારપૂર્વક એક લાત મારી મહારાજે તેને છોડી દીધો.

શિવાજીના હાથમાંથી છૂટકારો થતાંજ શામરાજે પોબારા ગણ્યા. તેને એટલો તો ભય લાગ્યો કે "કોણ જાણે વખતે એક વખત છોડયા પછી પણ એ શયતાનને પુનઃ ગરદન પકડવાનો વિચાર થશે તો શું થશે?" એમ મનમાંજ ગણગણી ખાડો ટેકરો કંઇ પણ જોયા વગર તે આંખો મીંચી નાઠો. તેણે ઘોડો વગેરે સાધન, કદાચ તેનાથી પોતાનું ગુપ્ત નિવાસસ્થાન પ્રકટ થઈ જાય એ ભયથી સાથે રાખ્યું નહતું; પણ સુદૈવે દૂર એક ઘોડો નજરે પડયો. તે હવે તે દિશા તરફ દોડવા લાગ્યો પણ તેનીજ આગળ હુસેન લંગડાતો લંગડાતો દોડતો હતો; પરંતુ નાશ ભાગમાંજ કંઇ ન સૂઝયાથી કે પછી અન્ય કંઈ કારણથી શામરાજની નજરે હુસેન પડયો નહિ; તેથી દોડતાં ને

દોડતાં હુસેન સાથે અથડાઇ પડયો અને પ્રથમથી દુર્બળ બની ગયેલો હુસેન એ ધક્કાથીજ ભૂમિપર ઉંધો પડી ગયો; પણ તેની લેશ માત્ર દરકાર ન કરતાં શામરાજે આગળ જઇ ઘોડો પકડયો અને ઘોડાપર સ્વાર થવા કૂદકો માર્યો! શામરાજનું શરીર પીઠપર સ્થિર થતા પૂર્વે જ ઘોડો પુરપાટ નાઠો! ઘોડો આગળ નીકળી ગયો અને શામરાજ નીચે પડયો! આ દેખાવ જોઇને હુસેનની પીઠનાં અનેક હાડકાંમાં થતી કળતરમાંની નિદાન એક હાડકાની કળતરનો ઓછી થઇ અને તેથી તેને સંતોષ થયો.

નાશી છૂટેલા ઘોડાની વૃત્તિ અતિ ચમત્કારિક જણાતી હતી. તે વચ્ચેજ કોઇ સ્થળે અટકતો, પોતાની ચંચલ દૃષ્ટિ સર્વ અરણ્યમાં ફેરવતો, ઘાયલ થઇ પડેલા માણુસને સૂંઘતો અને પુનઃ ગમે તે બાજુ દોડતો! ઘણીવાર સુધી આવી રીતે રખડયા પછી એક સ્થળે બે વ્યક્તિ વાત કરી રહી હતી તે તરફ તેની નજર ગઇ. તરતજ તેણે હણહણાટ કર્યો, કિંચિતકાલ અચલ દૃષ્ટિ કરી ફૂરફૂરાટ કરી કાન ઉંચા કર્યા અને ગરદનપરના કેસ હલાવ્યા! એટલામાં તે બે વ્યક્તિની દૃષ્ટિ—વાચક જાણીજ ગયા હશે કે તે શિવાજી અને મુરાર હતા—ઘોડા તરફ ગઇ. મોરારે તરતજ પોતાના ઘોડાને ઓળખી લીધો અને પોતાની પાસે આવવા ઇશારો કર્યો. તે નિમકહલાલ પ્રાણીની ઇચ્છા એજ હતી! મુરારનો ઇશારો જોતાંજ પુનઃ એકવાર હર્ષાવેશથી હણ-હણાટ કરી તે મુરાર પાસે દોડી આવ્યો અને નેત્રમાં પાણી લાવી પોતાનું મુખ મુરારના ખભાપર મુક્યું.

આ વખતે યવન સૈન્ય આડે દિશામાં વેરાઇ ગયું હતું. માવળા શિવાજી માહારાજને વંદન કરવા ચોતરફ એકત્ર થયા હતા. તેમણે કરેલા ઉત્કૃષ્ઠ કાર્ય માટે મહારાજે પ્રેમભર્યા શબ્દોથી તેમને અભિ-

નંદન આપ્યું અને પછી મુરાર તરફ જોઈ સ્નેહમય ભાવથી કહ્યું, "મુરાર, શત્રુની હીલચાલ તરફ અતિ સાવચેત રહી નજર રાખી જો તેં આ દગાના સમાચાર આપ્યા ન હોત તો—"

"મહારાજ, મેં મારા કર્તવ્ય સિવાય અન્ય શું કર્યું છે? મહારાજે મને અને મારા પિતાને જે કાર્ય સોંપ્યું છે તેનું એ એક અંગજ છે. એ માટે સેવકનું આટલું ગૌરવ કરવાની શી જરૂર છે?"

"મુરાર, એટલી જાગૃતિથી કર્તવ્યપરાયણ રહેનારા પુરૂષની જોઇએ તેટલી સંખ્યા આ કમનશીબ મહારાષ્ટ્રમાં જણાતી નથી. મુરાર, ખરા અણીના સમયે તેં આ કાર્ય કર્યું છે. ઘણા દિવસથી હું સુભાન પટેલની ઝુંપડી તરફ ગયો નહતો. આજે સહજ ચિત્ત વ્યગ્ર બન્યું હતું તેથી એ ઘડી સુભાનજી અને અનુસયાના સહવાસમાં રહેવા વિચાર કર્યો હતો."

"મહારાજનું મન ઉદાસ થાય એવું શું બન્યું છે?" કંઇ જુદોજ સંશય આવવાથી મુરારે પુછ્યું, "ચંદ્રરાવ તરફના સમાચાર આપને નિવેદન કરવામાં મારાથી વિલંબ થયો તેથી તો દીલગીરી નથી થઇને?"

"ના, ના! જ્યાં મારા એકનિષ્ઠ મુરારની યોજના છે ત્યાંને માટે તેમ થાયજ કેમ?"

આ ઉત્તેજનપૂર્ણ શબ્દથી મુરારને ચહેરો આનંદી દેખાવા લાગ્યો, પણ પોતાના હમેશના આનંદરૂપ પ્રકાશથી પ્રકાશતો બાલરવી જેમ પોતાના વદનપરનું આછું આવરણ એકદમ દૂર કરી શકતો નથી તેમ મુરારનું બન્યું. ખિન્નતારૂપી વાદળનું આવરણ મહારાજની દૃષ્ટિએ નહિ પડવા દેવાનો પ્રયત્ન કરી મુરારે કહ્યું, "ત્યારે આપનું ચિત્ત કેમ વ્યગ્ર બન્યું હતું?"

"મુરાર, તેની કલ્પના તું નહિ કરી શકે! જેના જીવનમાં પિતૃદર્શનનો પ્રસંગ ક્વચિત્ આવે છે, તેને વચ્ચેજ કોઇ વખત પિતાનું સ્મરણ થઇ–પણ તે વાત જવા દે! આપણે હજુ ઘણું કરવાનું છે. ચંદ્રરાવની સર્વ પરિસ્થિતિ મારા સમજવામાં આવવી જોઇએ." વ્યાકુળ બનેલું મન સ્થિર કરી મહારાજે કહ્યું, "મુરાર, આ તારો નિમકહલાલ ઘોડો કોઇને સોંપ અને થોડીવાર મારી સાથે ચાલ."

એક માવળા વીરને બોલાવી મુરારે ઘોડો તેને સ્વાધીન કર્યો. ત્યાર પછી મહારાજના માવળા સૈનિકો જેમ પથ્થર અને વૃક્ષ પાછળથી એકાએક ઉત્પન્ન થયા હતા તેમજ અદૃશ્ય થયા. એ પછી મહારાજ ભોંયરામાં ઉતર્યા અને તેમની પાછળજ મુરાર ઉતર્યો. પાછળ રહેલા બે માવળાઓએ પ્રથમની વિસ્તીર્ણશીલા મુકી અને તેના ઉપર મોટી પ્રચંડ શિલા પણ આવીને સ્થિર થઇ.

કેટલીકવારે ભવાની માતાના કમલાકાર આસન નીચેનું સૂત્ર ફર્યું. પળવારને માટે માતા ભવાની અન્ય સ્થળે સ્થિત થયાં! શિવાજી અને મુરાર ઉપર આવ્યા અને માતા ભવાની પુનઃ કમલાકાર આસને વિરાજમાન થયાં.



# પ્રકરણ ૧૮ મું.

## અંતિમ આદેશ.

માતુશ્રી જીજાબાઇને શિવાજી મહારાજે પિતાના કારાગૃહવાસના સમાચાર જણાવ્યા. માતુશ્રીનો જીવ ઉડી જશે ધારી 'દિવાલમાં ચણી લઇ તમારો પ્રાણ લઇશ' એવી બાદશાહે શહાજીને ધમકી આપી હતી તે પ્રથમ તેમણે કહી નહિ, પણ જીજાબાઇએ તરતજ કલ્પના કરી કહ્યું, "શિવાજી, તું મારાથી કંઇ પણ છુપાવી રાખે છે. અહમદ મુલાનાએ કહેલી સર્વ હકીકત મને કહે. મને નથી લાગતું કે, કેવળ તેમને કારાગૃહમાં રાખીને તે ખૂની બાદશાહ સ્વસ્થ રહે! તેમને માત્ર પુરી રાખવાથી તેને શો લાભ છે? અને કેવળ અટકથી તે શો વિજય મેળવી શકે? બાદશાહની ઇચ્છા હશે તો તે તો આખી જીંદગી સુધી તુરંગમાં પડી રહેશે. નહિ, નહિ! શિવાજી, મને ગમે તેમ સમજાવ નહિ. તેમણે કંઇ પત્ર બત્ર લખ્યો નથી કે?"

"લખ્યો છે!"

"ત્યારે તે કેમ કહેતો નથી? તેમાં તેમણે શું લખ્યું છે?"

પિતાના પત્રની હકીકત મોંઢ કહેવાને બદલે શિવાજીએ ખિસામાંથી પત્ર કાઢી જીજાબાઇને આપ્યો. તેમણે તે પત્ર હાથમાં લઇ વાંચી જોયો.*

---

* વાચકે આશ્ચર્ય પામવાનું કારણ નથી. શિવાજીને લખતાં વાંચતાં આવડતું હતું એ વિષે તો શંકાજ નથી. એટલુંજ નહિ પણ રાજનીતિ નિપુણ વીરમાતાને પણ લખતાં વાંચતાં આવડતું હતું અને તેમણેજ પ્રથમ શિવાજીને અક્ષર ઓળખ કરાવી હતી.

" કદાચ પ્રાણ ઉપર પણ આવી પડવાનો સંભવ છે ! " પત્રની હકીકતનો મનમાંને મનમાં ઉચ્ચાર કરી જીજાબાઇએ શિવાજીને કહ્યું, " શિવાજી, પત્ર વાંચ્યોજ હશે. ત્યારે હવે આગળનો શો વિચાર કર્યો ? "

" મા ! ભવાનીએ ઉપાય સૂચવ્યો છે અને મેં તે સ્વીકાર્યો-અરે આચારમાં પણ મુકયો છે. "

" કયો ઉપાય ? બાદશાહને શરણે જવાનો ? "

" મા, મારી પરીક્ષા લે છે ? તારા શિક્ષણ વિરૂદ્ધ, ભવાનીને ન રૂચે તેવા માર્ગનું શું હું અવલંબન કરીશ ? કપટી શાહના મોંઢામાં મારે તેવા એક અપૂર્વ માર્ગનો મેં આશ્રય લીધો છે. પિતાના પ્રાણ લેવાની ધમકી આપી શિવાજીને વશ કરવા ઇચ્છનાર મહમદ આદિલ-શાહ આગળ તેનોજ કાળ ઉભો કર્યા સિવાય છૂટકો નથી. પોતાનો પ્રાણ જવાનો વખત આવે છે કે હિંસક પશુ પણ ભક્ષ છોડી નાશી જાય છે, તો પછી આદિલશાહનો શો હિસાબ ? તે કદી પણ પોતાના ઘરબારની, પોતાના રાજ્યની આહુતિ શિવાજીના ચરણમાં આપનાર નથી; અરે તેનુંજ શિવાજીના ભયથી તેને રક્ષણ કરવાનું છે. "

પતિપર તૂટી પડેલું સંકટ જોઇ શૂર વીરમાતાએ ધૈર્ય ત્યજી અશ્રૂ કાઢયાં નહિ. સંકટના પ્રત્યક્ષ સમાચાર મળતા પહેલાંજ મા દીકરાના દુઃખનો આવેગ સમી ગયો હતો. શિવાજીને એક વખત હૃદય સાથે ચાંપી યોજેલા ઉપાય બદ્દલ કૌતુકથી પ્રશંસા કરી પુનઃ એકવાર ચૂંબન કર્યું અને તે ત્યાંથી ચાલ્યાં ગયાં.

હવે મહારાજના ખેદ અને ઉદાસપણાનું કારણ મુરારના લક્ષમાં આવ્યું અને પોતે વ્યર્થ કારણનો આરોપ તેમનાપર મુકયો તે સ્પષ્ટ જણાઈ આવ્યાથી મનમાંજ શરમાઈ ગયો; પણ તેટલામાં મહારાજ

કંઇક ખિન્ન મુદ્રાએ બોલ્યાઃ—

"મુરાર, શામરાજપંથના ક્રાસ્સ્થાનપરથી જણાય છે કે, તને સોંપેલું કાર્ય સફળ થયું નથી. મોહના તને મળી હતી કે? તેણે તારી સાથે કંઇ વાત કરી કે?"

આ છેવટનાં વાક્યો મહારાજે ઉચ્ચાર્યાં તે વખતે મુરારને તેમનો સ્વર વિશેષજ ખિન્ન અને વિકાર કંપિત ભાસ્યો.

"મહારાજ," સહજ અટકી અને ગભરાઇ તે બોલ્યો, "કાર્ય માટે પંથે પડતાંજ મને લાગ્યું કે વધસ્થાને મને મોકલવામાં આવે છે કે શું–અને—"

"અને શું?" કદી પણ દૃષ્ટિએ ન પડે તેવો તીવ્ર દૃષ્ટિપાત કરી મહારાજે પુછ્યું.

"અને–અને મારા પગજ ભાગ્યા!"

"હાં! એવા લૂલા પગે પોતે વધસ્થાન તરફ જાય છે એવી ભાવના રાખી, અતિ નાજૂક પણ તેટલાજ મહત્વના કાર્ય માટે ફક્ત આ શિવાજીના શબ્દને માન આપીને ગયેલો મુરાર યશ મેળવી શક્યો નહિ એમજને?"

મહારાજની તે સમયની મુદ્રા, કિંચિત્ હાસ્યયુક્ત વદન, દયા દર્શાવતી દૃષ્ટિ, મુખપર પ્રસરેલી તૂચ્છતાદર્શક સૂક્ષ્મ છટા અત્યાર સુધી મુરારની દૃષ્ટિએ કદી પણ પડી નહતી; પરંતુ તેથી એ વિશેષ હૃદયને ચીરી નાખતો તેમનો ઔપરોધિકસ્વર અને અસ્પષ્ટ મર્મભેદક વિનોદ સાંભળી, એક ચકચકિત્ પોલાદપર ક્ષારયુક્ત રસાયનનું ટીપું પડતાં જેમ તે ખદખદી ઉઠે, તેમ મુરારનું ભાવનામય નાજૂક મન ખદખદ થવા લાગ્યું. મનનો તે કોમળ પ્રદેશ તે ખુલ્લો કરી બતાવી શક્યો

હોત તો તેનાપર પડેલા ક્ષારનું ટીપું જોનારને જેવું ને તેવું જણાયું હોત.

"મહારાજ, આપે મને એ કાર્ય સોંપ્યું તેથીજ હું ગયો. તેમાં જય મળે એમ ખરેખર મને લાગતું નહતું."

"કેમ ? મુરાર, તને એમ કેમ લાગ્યું ?"

"કેમ લાગ્યું તે હું કહી શકતો નથી, પણ ચંદ્રરાવ શાહનો પક્ષપાતી છે એ વાત મારા લક્ષમાં હતી."

"એ તો ચંદ્રરાવની વાત થઇ. ચંદ્રરાવના સંબંધવાળી વાતનો વિચાર અને તપાસ કરવા માટે મેં તારા પિતા અને બલ્લાળને મોકલ્યા હતા. મુરાર, તારા કાર્યનું સ્વરૂપ અધિક મહત્વનું અને તદ્દન ભિન્ન હતું. એ કાર્યમાં તને યશ નહિ મળે એમ તને પ્રથમથીજ લાગ્યું હતું કે ? લાગ્યું હોય તો તેમ કેમ લાગ્યું ? અને તે તેં મને પ્રથમથીજ કેમ ન કહ્યું ?"

મુરારના કોમળ કાર્ય વિષે કરેલા પ્રશ્નરૂપી બાણને ચંદ્રરાવના કાર્યની ઢાલ ધરી જુદીજ દિશાએ ઉડાવવાનો પ્રયત્ન સિદ્ધ થયો નહિ. ચંદ્રરાવના કાર્યની ઢાલ શાંત રીતે બાજુએ કરી મહારાજે ફરીથી મોહના સંબંધીનુંજ મર્મભેદક બાણ મુરાર તરફ ફેંક્યું.

"મહારાજ, એમ માનવાને અમુક એકજ કારણ હતું એવું કંઇ નહતું." મહારાજના બાણથી વીંધાયલા મુરારનો ઉત્તર આપ્યા ..વાય છૂટકોજ ન હતો. મારા મનની પહેલી સમજતો એ હતી કે ..હારાજ એવા પ્રકારના પ્રેમથી રાજકાર્ય સાધવાનો ઘાટ કદીએ ઘડશે ..હિ." બાણ પ્રત્યક્ષ પાછું વળાયું નહિ, તો પણ મર્મસ્થાનપરનું નિશાન ચુકવવા માટે તેણે કંઇક પ્રશ્નનો માર્ગ છોડી વિસંગત ઉત્તર આપ્યો. અરે, એ કોમળ કાર્ય–એ પ્રેમના નાજૂક કાર્યમાં પોતે યશ

સંપાદન કરી શકશે નહિ એમ કેમ લાગ્યું તે કહેવાના સ્થાને એવા પ્રણયના ગુલાબી પૂષ્પપર શિવાજી જેવા સાધુ, પૂણ્યશીલ પુરૂષે પોતાના રાજકારસ્થાનને ફલિત કરવાનું કેમ ધાર્યું એમજ ઉલટ અપ્રત્યક્ષ રીતે પુછ્યું અને પોતાની ગર્ભિત ધારણા શિવરાયના લક્ષમાં આવે છે કે નહિ અને આવે છે તો તેમની મુદ્રાપર–તેમની એકંદર વૃત્તિમાં શો ફેરફાર થાય છે તે જોવા માટે તેણે પોતાની દૃષ્ટિ શિવાજી તરફ સ્થિર કરી.

ખરેખર મુરારનો ઉત્તર સાંભળી મહારાજની વૃત્તિમાં ચલવિચલતા થયા સિવાય રહી નહિ. તે પોતાની જગ્યાપરથી ઉઠયા, અસ્વસ્થ ચિત્તે આમતેમ આંટા માર્યા અને એકદમ મુરાર પાસે ઉભા રહી તેમણે પુછ્યું, “ મુરાર, તારા કહેવાનો સ્પષ્ટ અર્થ શો છે તે મને બરાબર સમજાવ ? ”

આ ચોખા પ્રશ્નથી મુરાર ગભરાયો અને એક દિવાના પ્રમાણે મહારાજના મુખ તરફ જોવા લાગ્યો !

“ મુરાર, ગભરાઇશ નહિ ! મારી ઇચ્છા વિરૂદ્ધ તારા મુખમાંથી શબ્દ નીકળશે તો તેની કંઇ ફીકર નથી. હું કંઇ જીભના ટુકડા કરનાર કે ઘાંસડી બાંધી એકાદ અંધકૂપમાં ફેંકી દેનાર યવનાધિપતિ નથી. મુરાર, તને જે લાગતું હોય તે ખુલ્લા હૃદયથી કહે ! કહે જે કહેવું હોય તે કહે ! સાવચેતી વાપરી માર્ગમાંથી શામરાજપંથનું અરિષ્ઠ દૂર કર્યું ત્યારથી તું મને ઘણોજ પ્રિય થયો છું. મુરાર, મોહના કરતાં પણ તું મને વધારે પ્રિય છે ! હવે બીજું શું કહું ? ”

આ શબ્દોથી મુરાર ચમક્યો અને વિશેષ ગભરાયો. મહારાજ કુત્સિતપણાથી મશ્કરી કરે છે કે, દુષ્ટતાથી પોતાની કોમલ મનોભાવના સાથે રમત રમી ચીડવે છે કે ખરેખરજ સાચા અંતઃકરણના પ્રેમભાવથી

વાત કરે છે તેની કંઇજ કલ્પના થઈ શકી નહિ. તોપણ છેવટે હિંમત કરી તે બોલ્યો, "મહારાજ, જ્યારે આપ પુછો છો ત્યારે સરળ રીતે કહું છું કે પ્રથમ મોહનાને-ચંદ્રરાવની લાડકી પુત્રીને પ્રેમના નાજુક બંધનથી બાંધી એ પ્રેમના બલપર રાજકાર્યનો દાવ સાધવો એ નીતિ મને કુટીલ લાગી."

એક બાજુએ પડેલું શેલું હાથમાં લઇ તેની નાજુક દશી સાથે વ્યગ્ર ચિત્તે કંઈ પણ ચાળા કરી વિચલિત વૃત્તિથી મહારાજ આમતેમ ફરવા લાગ્યા.

"મુરાર," ફરતાં ફરતાં તેમણે એકદમ અટકી જઇ કહ્યું, "મુરાર, મારે કબૂલ કરવું જોઇએ કે તારી વાતથી મને અજાયબી થઇ છે. શું? શું કહ્યું? મોહનાને! પ્રેમના નાજૂક બંધનથી બાંધી!"

"મોહના! મોહના! અને પ્રેમનું નાજૂક બંધન!! મુરાર, એ પ્રેમની નાજૂક ભાષા હું સમજી શકતો નથી. મોહનાના પ્રેમનું નાજૂક બંધન! મુરાર, એવી એ શી અજબ વસ્તુ છે! યવનોના અત્યાચારથી મોહનાની માફકજ આજ સુધી મેં મારી અનેક ભગિનીઓને છોડાવી છે; પણ મને પ્રેમના નાજુક બંધનની કલ્પના અત્યાર સુધી થયેલી નથી. પણ મુરાર, એવી એકાદ કુમારીનું-મોહના જેવીનું પ્રેમબંધન આપોઆપ કંઠમાં પડે તો તેને તોડી નાખવા કરતાં, તે પવિત્ર નિષ્કલંક પ્રેમની વૃદ્ધિ કરી પોતાનું પવિત્ર કાર્ય સાધી લેવું તેમાં તને કંઇ પાપ જણાય છે કે?"

"ના," મુરારે નિશ્વાસ નાખી કહ્યું, "પણ તે પ્રેમ શુદ્ધ-પવિત્ર છે તેની પ્રથમ ખાત્રી થવી જોઇએ ને?"

"એજ જાણી લેવા માટે મેં તને મોકલ્યો હતો ને?"

"મને! મને!—"

"હા, મોહનાનો વિશુદ્ધ પ્રેમ વિવાહવિધિથી પવિત્ર કરતા પહેલાં તે એ ધાર્મિક વિધિને પાત્ર છે કે નહિ તેજ સમજવા માટે મેં તને મોકલ્યો હતો. તારા કાર્યનું પણ તને ભાન નથી ત્યાં પછી તું શી રીતે વિજય મેળવી શકે ?"

આ કાર્યના સ્મરણથી મુરાર એકદમ વિચાર તંદ્રીમાંથી જાગ્રત થયો. વિકારવશપણાને લીધે મહારાજનું મહત્વનું કાર્ય ક્ષણવાર તેની દૃષ્ટિથી દૂર થયું તે પુનઃ પૂર્ણ સ્વરૂપમાં દૃષ્ટિ આગળ ઉભુ રહ્યું, "મહારાજ," મહારાજના શબ્દો સાંભળી તેણે સહજ ઉંચા સ્વરે કહ્યું, "મહારાજ, મારૂં કાર્ય હું કેમ ભુલું ? મને તેમાં—ફક્ત મોહના પુરતોજ વિજય મળ્યો છે !"

"એટલે ? મોહના પુરતો જ એટલે શું ?"

"એટલે, મોહના આપની મૂર્તિ સાથે તદ્દરૂપ બનેલી છે. તેના હૃદયમાં આપની મૂર્તિ અધિષ્ઠિત થયેલી છે, તેની દૃષ્ટિમાં આપના નેત્રોનું તેજ પ્રકાશે છે અને આપના હૃદયમાં જે વિચાર પ્રવર્તે છે, તેજ વિચાર તેના હૃદયમાં પ્રવર્તે છે. તેની ભાવના ગમે તેટલી કોમળ હશે પણ પ્રસંગે આપની માફકજ તે પોતાનું મન વજ્ર કરતાં પણ વિશેષ કઠોર બનાવી શકે છે."

"ત્યારે પછી, એ કાર્યમાં યશ મળ્યો નહિ એમ તું પ્રથમ કેમ બોલ્યો ? મુરાર, મોહનાએ શું કહ્યું ? મારા વિષે કંઇ બોલી હતી કે ?" જાણે કે પ્રણય વિહ્વલ વિરહીજન વ્યાકુળ થઇ રહ્યો હોય તેમ શિવાજીએ પ્રશ્ન કર્યો.

"હા, ઘણુંજ બોલી. મારા જેવા એક મંદ બુદ્ધિ માણસની યોજના ન કરતાં કોઇ એક ચતુર દુતિકા નો એ પ્રણય સંદેશ લઈ—"

પણ મહારાજની ભ્રમરો એકાએક વક્ર થયેલી જોઇ મુરારને

પરસેવો થઇ ગયો અને મુખમાંથી કાઢેલું વાક્ય પુરૂં કર્યા વગર તે ચૂપ થઇ ગયો. એટલામાં ક્ષણિક તિરસ્કારથી વક્ર થયેલી ભ્રકુટીએ તેજ ક્ષણે પૂષ્પધન્વાના કુસુમ ચાપની મનોહર વક્રતા ધારણ કરી. તેમના સમગ્ર વદનપર પ્રણયની ગુલાબી છાયા પ્રસરી અને વિચારકંપિત મૃદુ સ્વરે તેમણે પુછ્યું, " શું ? મોહનાએ શું કહ્યું ? "

" મોહનાએ કહ્યું કે, શિવરાયની રમ્ય મૂર્તિ મારી દૃષ્ટિની કીકી ! તેજ મારા નયનની જ્યોત ! "

શેલાની દશી તરફ જોઈ તેના જ છેડા સાથે રમત કરતાં કરતાં મહારાજ સ્તબ્ધ થયા. " મુરાર, " થોડી વારે તે બોલ્યા, " મારૂં અનુમાન ખરૂં પડ્યું. "

" તે મોહના પુરતુંજ. મહારાજ, આપ ફક્ત પ્રેમનો જ દાવ જીતી શક્યા છો. આપનું રાજકાર્ય નિષ્ફળ થયું ! "

" બીલકુલ નહિ. મુરાર, જો એ પ્રેમનો દાવ જીતાયો હશે તો રાજકાર્ય થવું જ જોઇએ. મોહના સિવાયનું ચંદ્રરાયનું જીવન શૂન્ય છે. જ્યાં મોહનાનું મન ત્યાંજ ચંદ્રરાવનું ! મોહના આગળ ચંદ્રરાવને મન પોતાની વિપૂલ સંપત્તિ, જાવળીનું રાજ્ય તુચ્છ છે. મોહનાની દૃષ્ટિની જ્યોત ગમે તે હો, પણ ચંદ્રરાવની દૃષ્ટિની કીકી માત્ર મોહના છે, તેમના નયનની જ્યોત મોહના છે. એ કીકી, એ જ્યોત તેમની દૃષ્ટિમાંથી લુપ્ત થઇ કે સમજ કે તેમના નેત્રોનું તેજ નષ્ટજ થયું. એ જ્યોત તેમના નયનમાં કિરણ ફેંકતી અટકી કે ચંદ્રરાવની પ્રાણજ્યોત બુઝાઇજ સમજ ! મુરાર, એ કદી શક્ય નથી. શિવાજી તો શું પણ ગમે તેને એક વખત મોહના પોતાનો કહેશે કે ચંદ્રરાવ તેનો જ થઇ રહેશે. મોહના–પુત્રી પ્રેમથી મૂઢ બનેલો ચંદ્રરાવ દેશદ્રોહી બનશે ! રાજદ્રોહી બનશે ! જાવળીનું રાજ્ય તો શું,

સમગ્ર સંપત્તિ તો શું પણ મોહનાની અભિલાષા તૃપ્ત કરવા તે પોતાના પ્રાણ પણ શયતાનને સ્વાધીન કરશે. ખચિતજ! જો પ્રેમના દાવમાં જય મળ્યો હશે તો રાજકાર્યનો દાવ સફળજ થશે. પ્રેમના અંક પડવા એજ મુશ્કેલ છે, પણ તે પડશે તો પછી રાજકાર્યનો નિર્ણય થઇજ જશે. હાં! ચાલ, મુરાર જે હોય તે ઝટ કહી દે. આજે સવારથી તમારી ત્રિપુટી તરફથી જાવળીનું રાજકાર્ય પૂર્ણ રીતે સાધ્ય થયું છે એવો પત્ર આવવાનું ધારી રહ્યો હતો. પણ કંઇ જુદી જુદીજ અણધારી વાતો થતી જણાય છે. બોલ, ચંદ્રરાવે મારી માગણી સ્વીકારી છે કે?"

મહારાજના નિશ્ચયાત્મક ભાષણથી મુરાર ગભરાઇ ગયો. તેણે બોલવાનો પ્રયત્ન કર્યો, પણ જીભ ખેંચાવા લાગી. છેવટે સર્વ શક્તિ એકત્ર કરી તે બોલ્યોઃ—

"મહારાજ, મોહનાના પ્રેમનું પુષ્પ આપનેજ જોઇને વિકસ્યું છે અને તે અતિ પવિત્ર છે. આપ જો એ પુષ્પની અપેક્ષા રાખશો તો તેમાં પાપ જેવું કંઇ નથી. આપની એ ઇચ્છાથી મોહનાનું જીવન ઉજ્જડ વેરાન બનવાને બદલે સ્વર્ગીય નંદનવન બનશે. આપનાજ પદકમલમાં પ્રેમનું પવિત્ર પુષ્પ અર્પણ કરવા, આપનાજ કંઠમાં પ્રેમ સૂમનની મધુર માળા આરોપવા મોહના આતુરતાથી ઉભી છે."

"હા, હા. તે હું જાણું છું. મારા જેટલું અન્ય કોઇ જાણતો નથી; પણ પછી શું?"

"પણ—પણ—"

"ઝટકર, મુરાર વખત ન ખો!"

"પણ—પ્રેમની લગ્નમાળા ચંદ્રરાવ ગૂંથવા દેતા નથી. ગૂંથશે તો તે તોડી નાખવાનો તેમનો નિશ્ચય છે. સ્પષ્ટ કહું તો, ચંદ્રરાવ

મોહનાનું લગ્ન આપની સાથે કરવા તત્પર નથી !"

"મુરાર, તારા સત્ય ભાષણ વિષે શંકા રાખવાનો આ પહેલોજ પ્રસંગ છે ! શું એ સત્ય છે ? શું એ વાત ખરી છે ?"

"મોહનાના પ્રેમ સુમનની માળા અન્ય કોઇ પણ વ્યક્તિના સંસર્ગથી દુષિત થયેલી નથી. તે તો તે આપના માટેજ ગૂંથી છે એ વાત નિઃસંશય સત્ય છે."

"મુરાર, પુનઃ એ પ્રેમનાં પૃષ્પ ઉછાળી તેના સુવાસથી મને મોહિત બનાવવાનો પ્રયત્ન કરીશ નહિ. એ વિષે તું અને હું સારી રીતે સમજીએ છીએ પણ ચંદ્રરાવ વિષે કહે ? ચંદ્રરાવ મોહનાના લગ્ન માટે સંમત છે કે નહિ ? ચંદ્રરાવ એ માટે તૈયાર નથી એ વાત ખરી છે કે ?"

"એ વાત ! એ વાત નિઃસંશય સત્ય છે."

"ત્યારે એનો કાંઇ ઉપાય ? રાઘો બલ્લાળ અને સંભાજી કાવજીએ બીજો શો ઉપાય યોજી રાખ્યો છે ? ચંદ્રરાવના લગ્ન કાર્યમાં અનુમતિ નથી એ તો નિર્વિવાદિત છે ને ? શિવાજીએ ઠરાવેલો અચળ સિદ્ધાંત અહીં ઉપયોગી થાય તેમ નથી એ તો સ્પષ્ટ છે ને ?"

"શામરાજના કારસ્થાનની સાબીતી મળી છે એટલે એ બાબતમાં હવે કંઇજ શંકા રહી નથી."

"હા, ચંદ્રરાવ આપણી વિરૂદ્ધ છે એમ નિશ્ચિત રીતે માનવાને એ કારણ પુરતું છે. પણ હવે એ કાર્ય સાધવાનો અન્ય કયો માર્ગ છે ?"

"કયું કાર્ય સાધવાને ?" મુરારના હૃદયમાં આઘાત થતાં તેણે પુછ્યું, "ચંદ્રરાવની સંમત્તિ સિવાય અન્ય શો ઉપાય ? આવો પ્રશ્ન મહારાજના મુખમાંથી કેમ પ્રકટ થાય છે ? મારી શ્રવણેંદ્રિય

સતેજ છે ને? આ હું શું સાંભળું છું?"

"મુરાર, તું ભ્રમિષ્ઠ કેમ બન્યો છું? હું એક સાદી વાત પુછું છું તેમાં તું આટલો ગુંચવાય છે કેમ? કેવળ સાદી વાત છે! મોહનાએ પોતાના હૃદયમાં અન્ય કોઇને સ્થાન આપેલું નહિ હોવાથી તેની માગણી કરવામાં મારા હાથે કંઇ પાપ થતું નથી ને?"

"ના, બીલકુલ નહિ!"

"ત્યારે જો જીવન પવિત્ર ધર્મક્રિયાથી તેની સાથે બદ્ધ થશે તો મોહનાનું જીવન કષ્ટમય નહિ બને ને?"

"સ્વર્ગીય નંદનવન બનશે."

"અને ચંદ્રરાવના વિરોધના કારણે એ યોગ પ્રાપ્ત ન થાય તો?"

"તો?—"

"તો તેનું જીવન પૃથ્વીપરના અરણ્ય જેવું ભયાનક બનશે!"

મુરારનો કંઠ સૂકાયો. "હા!" તેણે ઉંડા સૂક્ષ્મ સ્વરે કહ્યું.

"ત્યારે એ આપત્તિ ટાળવાનો અને આ યોગ સાધવાનો અન્ય ક્યો માર્ગ છે?"

"અન્ય માર્ગ! મહારાજ, મને તો અન્ય માર્ગ જણાતો નથી!"

"કેમ વારૂ? મને તો દેખાય છે!"

"ક્યો?" મુરારના અંતઃકરણમાં જે ખળભળાટ મચ્યો તે તેજ જાણે, કારણ કે અનનુભવીને તે સમજાય તેમ ન હતું.

"ક્યો? મુરાર, આટલો મૂર્ખ ક્યારથી બન્યો? ક્યો માર્ગ? માર્ગમાંથી ચંદ્રરાવનો કાંટો દૂર કરવાનો? તેને આ જગતમાંથી નષ્ટ કરવાનો!!"

"મહારાજ! મહારાજ! ચંદ્રરાવને દૂર કરવાથી શું સાધ્યથશે?"

"પોતાની જીવિતાવસ્થામાં ચંદ્રરાવ જે કાર્ય થવા દેતો નથી તે? મોહનાનું જીવન સુખમય બનાવવા માટે ચંદ્રરાવને આ જગત્માંથી નષ્ટ કરવો એજ ઇષ્ટ છે?"

"મહારાજ, આટલા માટે–એક મોહનાના જીવ માટે, એક મોહનાના પ્રેમની ખાતરજ શું એવું ઘોર કૃત્ય કરશો?"

"હં! મુરાર, પ્રેમની બાબતમાં તું અજ્ઞાન જણાય છે! એ માટે–મોહનાના પ્રેમ માટે કોણ શું નહિ કરે? જો! આ શેલું હાથમાં લે! પૂર્વે એક વખત મેં એ મોહનાને આપ્યું હતું!"

મહારાજે ધરેલું શેલું પોતાના કંપિત હસ્તમાં લઇ મુરારે હૃદય સાથે દાબ્યું. પોતાના મનને શાંત કરવાને તેણે કલ્પનાતિત પ્રયત્ન કર્યા પણ તેનાં નેત્ર અશ્રુથી ભરાઇ આવ્યાં.

મુરારની અનુકંપનીય સ્થિતિ જોઇ મહારાજનું ચિત્ત પલળ્યું હોય તેમ જણાયું; પણ તરતજ અનુકંપાના કોમલ વિકારને દૂર કરી, જાણે મુરારના હૃદયમાં સમશેરની તીક્ષ્ણ અણી નિર્દયતાથી ઘોચી આનંદ અનુભવવો હોય તેમ કર્યું, "મુરાર, શેલાની દશી તરફ જો. એ દશીની મનોહર ગૂંથણી જો! તદ્દન ચક્ષુ સમીપ લઇ જઇ એની સૂક્ષ્મ રચનાનું નિરીક્ષણ કર. તેમાં તને શું જણાય છે? એ મનોહર ગૂંથણીમાં શું ગૂંથાયું છે?"

"શિવાજી–શિવાજી અને મોહના!"

દશીની ગૂંથણીમાં ઉક્ત અક્ષરો વાંચતાંજ તમ્મર આવીને મૂર્છા પામવાની સ્થિતિમાં આવેલા મુરારને સંભાળી લઇ, મહારાજે કહ્યું, "મુરાર એ પ્રેમ માટે, એ પ્રેમયોગ લગ્ન ગ્રંથીથી પ્રત્યક્ષ સાધવા માટે, ચંદ્રરાવ મોરેનો કાંટો દૂર થવો જોઇએ."

" નહિ ! નહિ ! એ યોગ સાધ્ય ન થાય તે માટેજ ચંદ્રરાવને આ જગત્માંથી નષ્ટ કરવો જોઇએ ? "

આવા ઉદ્દગાર કાઢવા માટે મુરારનો જીવ તલ્પી ઉઠ્યો પણ તેના મુખમાંથી શબ્દ નીકળ્યો નહિ.

એ ઉદ્દગાર જો કે મુખમાંથી નીકળી શક્યા નહિ, પરંતુ કંઇ ધિક્કારપૂર્ણ કઠોર શબ્દ બોલ્યા સિવાય તેના હૃદયને શાંતિ થઇ નહિ. " મહારાજ, પવિત્ર આચરણથી સર્વ જગતને દૃષ્ટાંતરૂપ થઇ પડનાર પ્રેમના પ્રપંચનો તિરસ્કાર અને પ્રણયીજનોને ધિક્કારનાર શું પ્રેમ માટે એવું ઘોર કૃત્ય કરશે ? ચંદ્રરાવનો વધ કરીને શું આપ તેને પ્રાપ્ત કરશો ? "

" ના, એતો એક ગૌણ કાર્ય છે; અન્ય કાર્યની પૂર્ણતા માટે અનાયાસે એ સાધ્ય થશે. મોહનાને પોતાનું જીવન પૃથ્વીપરના અરણ્ય જેવું ન લાગે તે માટે હું એ કાર્યમાં પ્રવૃત્ત થઇશ. મુરાર, હું પ્રેમરસ માટે ગુંજારવ કરનારો ભૃંગ છું એમ સમજીશ નહિ. પ્રેમનો દાવ નાખી રાજકાર્યનો રમત જીતવાનો મારો વિચાર હતો. પ્રેમના પોબાર પડ્યા પણ રાજકારણનો દાવ નિષ્ફળ નીવડ્યો. હવે આ બાજીમાં વિરોધ કરનારૂં ચંદ્રરાવનું સોગટું દૂર કરીને હું રાજકાર્યનો નિર્ણય લાવીશ. જા, મુરાર, તારા પિતા અને રાઘો બલ્લાળને એનો અર્થ સમજાવ. જરૂર જેટલા માણસો સાથે રાખી એક અમુક રાત્રે એ કારસ્થાન પાર પાડો ! બલ્લાળ અને સંભાજી કહે છે તે ખરૂં છે. ચંદ્રરાવના સૈન્યની સામે ખુલ્લું યુદ્ધ કરવાનું સામર્થ્ય આપણામાં નથી. જાવળીની પાસેનીજ ઘીચ ઝાડીમાં આપણા શૂરનરો સાથે રહીશ. તમારા તરફથી સંકેત મળતાંજ, એકાએક છાપો મારી ચંદ્રરાવના સૈન્યને છિન્નભિન્ન કરી નાખીશ. ચંદ્રરાવના માવળા ગમે તેટલા શૂર

અને લઢવયા હશે પણ અચાનક છાપા આગળ તે ટકી શકશે નહિ. જા, હવે એક પળનો પણ વિલંબ ન કરીશ."

મહારાજ શેલું મહારાજના હાથમાં મુકી મુરારે વંદન કર્યું. "મહારાજ," શિવાજી પાસેથી રજા લેતાં વિકાર કંપિત સ્વરે મુરાર બોલ્યો, "આ મુરારે પોતાનું તન, મન અને ધન સર્વ કંઇ મહારાજના ચરણમાં સમર્પ્યું છે તેની આપને ખાત્રી થશે. મારી જીવન નૌકાનું સૂકાન કેવળ આપનાજ હસ્તમાં છે, સ્વાત્મ તેજથી પ્રકાશી રહેલા ચંદ્ર તરફજ આ મુરારની ગતિ રહેશે! મહારાજ, રજા લઉં છું."

મુરારે બે ચાર પગલાં ભર્યા તેટલામાં મહારાજે પુનઃ તેને બોલાવ્યો.

"મુરાર," મુરારના ખભા પર હાથ મુકી ગદ્‌ગદિત સ્વરે મહારાજે કહ્યું, "મુરાર, દેશ સેવારૂપી ચંદ્રના પ્રકાશમાં પ્રવાસ કરી રહેલી તારી જીવિત નૌકા કોઇ કૃતઘ્નતાની ખડકપર અથડાઇ ન પડે તે માટે સાવચેત રહેજે. મુરાર, શામરાજના કારસ્થાનને ખુલ્લું પાડી તેં જે દેશસેવા કરી છે તેનો શો બદલો વાળું? મુરાર–" બોલતા બોલતાં મહારાજનાં ચક્ષુમાંથી બે અશ્રુબિંદુ મુરારના ખભાપર પડયાં.

"મહારાજ, એ સેવા માટે પારિતોષિકની ઇચ્છા નથી. જો તેમ થાય તો મારો પ્રેમ સ્વાર્થી ઠરે!"

"પણ મારો પ્રેમ કૃતઘ્નતાથી કલંકિત થશે. મુરાર, તારાપર મારો કેટલો અને કેવો પ્રેમ છે તે કેવી રીતે વ્યક્ત કરૂં? પુનઃ એકવાર કહું છું કે, તારાપર મોહના કરતાં પણ અધિક પ્રેમ છે અને જે શેલું મેં મોહનાને આપ્યું નથી તે હું તને આપું છું."

"નહિ! નહિ! મને પારિતોષિકની જરૂર નથી!" વેદનાથી

વિહ્વલ બની મુરારે કહ્યું.

" મુરાર, અકૃત્રિમ પ્રેમનું ઘોતક એવું આ શેલું તારે સ્વીકારવું જોઇએ. "

પારિતોષિક સૂચિત કરવા માટે મહારાજે તે શેલુ મુરારના ખભાપર નાખ્યું, પણ મનમાં વિપરિત અર્થ સમજનાર મુરારના ગળાની ચોતરફ વળેલું શેલું તેને વિષદગ્ધ સર્પ જેવું લાગ્યું !

## પ્રકરણ ૧૯ મું.

### મનોવૃત્તિના સૂક્ષ્મતંતુ.

મુરાર ચાલ્યો ગયો અને અત્યાર સુધી તેના મનને જે અત્યંતનો ઉદ્વેગ થયો નહોતો તે હવે મહારાજને થવા લાગ્યો. મોહનાની કરુણાપૂર્ણ રમ્ય મૂર્તિ તેમની દૃષ્ટિ સમક્ષ ઉભી થઇ. જાણે પોતાના અંગરખાનો છેડો પકડી અશ્રુપૂર્ણ નેત્રોથી પોતાના પગમાં ઘૂંટણીયે પડી પિતાનો જીવ બચાવવા દયાની યાચના કરતી હોય એમ જણાયું.

" મહારાજ, પિતાજી તમારા રાજકાર્યની આડે આવ્યા હશે," જાણે કે મોહનાજ બોલતી હોય એમ તેમને લાગ્યું; " પણ મેં આપનો શો અપરાધ કર્યો છે ? મહારાજ, મારા તરફ જુઓ ! મારૂં સર્વસ્વ એક માત્ર પિતાજી છે. આ ભયંકર જગતમાં એક માત્ર તેજ મારા આધારભૂત છે. મહારાજ ! મહારાજ !–"

કાલ્પનિક મોહનાએ ઉચ્ચારેલા શબ્દ સાંભળી મહારાજનું અંતઃકરણ પીગળી ગયું. જાવળીનું રાજકારણ નિષ્ફળ નીવડે તો ભલે એટલુંજ નહિ પણ તેમના મનમાં એવું પણ આવ્યું કે, સ્વદેશ, સ્વરાજ્ય

સર્વ કંઇ ઉપાધી ત્યજી દઇ અરણ્યમાં જઇ બેસું. મોહનાને–તે અનાથ, ઉછરતી મુગ્ધ બાળાને તેના પિતાથી વિખૂટી પાડી તેના પિતાનો રક્ત પ્રવાહ સ્વરાજ્યના મહાલયના પાયામાં વહેવડાવવા કરતાં એ સ્વરાજ્યનો પાયો જેવો ને તેવો છોડી દેવો.

આ વિચાર મનમાં ઉત્પન્ન થતાંજ મહારાજનું ચિત્ત અતિશય અસ્વસ્થ બન્યું. તેમને એકલા બેસી રહેવામાં બીલકુલ ચેન પડયું નહિ. તેમણે જાતે ઉઠીને ઘોડાપર જીન નાખ્યું અને મંદ ગતિથી પોતે માનેલી ભગિની–અનુસૂયાની ઝૂંપડીનો માર્ગ પકડયો.

ઘોડાનાં પગલાં મંદ પડતાં હતાં, પણ ઘોડાના એકએક પગલા સાથે તેમના મનની ખિન્નતા વધતી જતી હતી. તેમને લાગ્યું કે, આ વખતે સમર્થનું દર્શન થાય તો પણ મન ઉત્સાહિત બને તેમ નથી; પરંતુ બીજાં કોઇ માર્ગે પોતાના મનને શાંત પાડવાને બદલે તેમણે કરૂણરસ વહેવડાવતા ઝરા, કરૂણરસ દ્રવતા વૃક્ષો અને કરૂણરસથી તરબોળ બનેલી લત્તાવેલીઓનો આશ્રય લીધો. સુભાનજી પટેલની ઝુંપડી તરફ જતો તેજ રસ્તો હતો; કે જે વાડી અને બાગમાં અનુસૂયા મોહના સાથે ફળપુષ્પથી ભરેલી છાબ હાથમાં લઇને ફરતી હતી, તેજ વાડી અને તેજ બાગ! જે વૃક્ષ સમીપ મહારાજે પોતાનું શેલું મોહનાને આપી તેને ઘોડાપર બેસાડી તેજ સ્થળ! કોસનો કચુરકચુર અવાજ અને બળદ હાંકતા વૃદ્ધ સુભાનનો તેજસ્વર! વાંચકના પૂર્વ પરિચયના આજ સ્થળે મહારાજ આવી પહોંચ્યા.

તેટલામાં મહારાજના ખિન્ન અને ઉદાસ વૃત્તિની તેમના ઘોડાપર જાણે અસર થઇ હોય તેમ શૂન્ય ગતિએ ચાલનારો અશ્વ એક પથ્થર સાથે ઠોકરાયો. તેના પગને વાગેલી ઠોકર સાંભળી નજીકના બાગમાં પુષ્પ તોડતી બે બાળાઓએ ચમકીને તે દિશા તરફ જોયું

અને મહારાજની દૃષ્ટિ પણ તેજ સમયે ત્યાં ગઇ અને તેજ સમયે ભયભિત હરિણીની માફક એક ચંચલ નેત્રકટાક્ષ ફેંકી તેમાંની એક તરૂણી ઉદ્યાનનાં પૂષ્પ વૃક્ષોની પાછળ જતી રહી. આ વાત તેની સખીના લક્ષમાં આવી નહિ. કારણકે મહારાજને જોતાંજ પોતાના હાથમાંની છાબ ત્યાંજ નાખી દઇ એક મૃગબાળની માફક તડાતડ કૂદતી કૂદતી તે મહારાજની પાસે આવી, અરે એટલુંજ નહિ પણ મહારાજના અંગરખાનો છેડો પકડી તે ઘોડા પર ચઢવા પ્રયત્ન કરવા લાગી.

"અનુસૂયા! અનુસૂયા!" તે બાળા વાચકના પરિચયમાં આવેલી અનુસૂયાજ હતી. "કેટલી ઉતાવળ?" અનુસૂયાનો હાથ પકડી તેને ઘોડાપર લેતાં લેતાં મહારાજે કહ્યું. ખરી રીતે કહીએ તો મહારાજે હમેશના વ્હાલથી હમેશના ઉત્સાહથી આજે અનુસૂયાને ઘોડાપર લીધી નહતી. પૂર્વોક્ત તરૂણીનો ચંચલ કટાક્ષ જોતાંજ શુદ્ધિમાં આવી તરતજ તેમણે ઘોડો ફેરવવાનો પ્રયત્ન કર્યો હતો પણ અનુસૂયાએ તેમાં વિઘ્ન નાખ્યું?

"અનુસૂયા!" અનુસૂયા ઘોડાપર બેઠા પછી ઘોડાએ બેચાર પગલાં ભર્યાં નહિ તેટલામાં મહારાજે કહ્યું, "અનુસૂયા, હું ફરીથી ગમે તે વખતે આવીશ. આજે મને વખત નથી."

મહારાજના અણધાર્યા ભાષણથી આશ્ચર્ય પામી અનુસૂયાએ પોતાની મુગ્ધ દૃષ્ટિ મહારાજના મુખ તરફ ફેરવી.

"બ્હેન! આજે મારા મુખ તરફ શું જુએ છે?"

"ભાઇ, તું આમ કેમ બોલે છે?" અનુસૂયાનો કંઠ ભરાઇ આવ્યો અને જોતજોતામાં તેનાં નયન પાણીથી ભરાઈ ગયાં; પણ મહારાજે તો ત્યાંથી જવાનોજ નિશ્ચય કર્યો હોય તેમ લાગ્યું. અનુ-

સૂયાને ઘોડાપરથી ઉંચકી તે ધીમે રહી નીચે ઉતારવા લાગ્યા. અને કહ્યું, "બ્હેન હું ગમે તે વખતે આવીશ. સમજી! હમણાં મને વખત નથી."

"ત્યારે ભાઈ, વખત ન હતો તો આવ્યો શા માટે ?"

"બહેન, મારો અહીં આવવાનો વિચાર નહતો; પણ ભૂલમાંજ આ તરફ આવ્યો!" મહારાજે આટલુંજ કહી એકદમ ઘોડો ફેરવ્યો; પણ અનુસૂયા એટલેથી છોડે તેવી નહતી. તે ઘોડાપરથી નીચે ઉતરીજ નહત; પણ એકાએક પોતાની સખીનું મોહનાનું સ્મરણ થયું અને તેથીજ ઘોડાપરથી ઉતરવામાં તેણે આનાકાની કરી નહિ; પરંતુ નીચે ઉતરી તે સાથેજ મહારાજે ઘોડો ફેરવેલો જોયો. તે તરતજ દોડી જઇ તેણે પાગડામાં મહારાજનો પગ પકડ્યો અને કહ્યું, "ભાઈ, તારે મારે ઘેર ન આવવું હોય તો ન આવીશ પણ અહીં થોડીવાર ઉભો રહે. આજે કેટલાએ દિવસથી તું મોહના બહેનને મળ્યો નથી? હમણાંજ વાતોમાં ને વાતોમાં તારી વાત કાઢી હતી!"

મહારાજનો ઘોડો ત્યાંને ત્યાં અસ્થિરપણું બતાવવા લાગ્યો.

"પણ નહિ, બહેન મેં કહ્યું ને કે હું ફરી આવીશ?"

"નહિ, તે કંઇ હું સાંભળવાની નથી બહેનને મળ્યા સિવાય હું તને નહિ જવા દઉં!" એટલું કહી આગળ આવી અનુસૂયાએ ઘોડાની લગામ પકડી લીધી.

હવે મહારાજનો ઉપાય રહ્યો નહિ પણ તરતજ તેમને એક યુક્તિ સુઝી. તેમણે કહ્યું, "ઠીક ક્યાં છે તારી બહેન?"

"મારી બહેન કે? અને તારી કોણ?"

"તેમ નહિરે? તારી બહેન ક્યાં છે? તેને ઝટ લઇને બોલાવી લાવ."

અનુસૂયાએ એક વખત શિવાજીના મુખ તરફ સંશય પૂર્ણ દૃષ્ટિએ જોયું; પણ શિવાજીની યુક્તિનો તેને બરાબર બોધ થયો નહિ. છેવટે તે બોલી, "ભાઇ હું હમણાંજ મોહના બહેનને ખેંચી લાવું છું; પણ તું નાશી તો નહિ જાયને? ભાઇ લોકોને છેતરવામાં બડો પાવરધો છે તે હું જાણું છું તો!"

અનુસૂયાના બોલવાથી શિવાજીને હસવું આવ્યું; "ગાંડી!" "તેમણે હસતાં હસ્તાંજ કહ્યું, "તને શા માટે છેતરીને નાશી જઇશ?"

"જોજે હો! હું અહીં આવતા સુધી ખસે તો તને મારા સોગન છે!" આવી રીતે સોગનની બેડી નાખી મોહનાને બોલાવવા માટે "બહેન! ઓ બહેન! અરે બહેન!" એવી મોટે મોટેથી હાકો મારતી અનુસૂયા બાગના વૃક્ષોમાં અદૃશ્ય થઇ.

ત્યાંને ત્યાં રહી જે પ્રસંગ આવે તે જોઇ લેવાનો મહારાજને વિચાર થયો; પણ પુનઃ તેમને પોતાનું મન એ બાબતમાં નિર્બળ જણાવા લાગ્યું. સામેથી એકાદ તોપનો ગોળો આવ્યો હોત તોપણ મહારાજ તે સ્થળે અચળ રહ્યા હોત; પરંતુ મોહનાની દૃષ્ટિ સાથે દૃષ્ટિ મેળવવાનું તેમને અતિ વિકટ લાગ્યું? પણ ઘોડાએ બેચાર પગલાં ભર્યાં નહિ તેટલામાં બાજુની ઝાડીમાંથી એક વનદેવીની માફક મોહના દોડી આવી અને મહારાજના અંગરખાનો લટકતો છેડો પકડી આક્રન્દપૂર્ણ સ્વરે બોલી. "મહારાજ!—મહારાજ!—"

મહારાજે તરતજ ઘોડો ખેંચી પકડયો તેમણે ઘોડાની ખેંચી રાખવાની ચપળતા કરી ન હોતતો ઘોડાના પગ નીચે મોહના પ્રાણહિન થઇ પડી હોત! "મોહના," અતિ કુશળતાપૂર્વક ઘોડાને જ્યાંનો ત્યાં સ્થિર કરી મહારાજે કહ્યું, "મોહના, ગાંડીતો નથી થઇને? કેવું વિકટ સાહસ! જે થયું તે ઠીક થયું, નહિ તો

એક નિરપરાધી બાળાની હત્યા કર્યાનું પાતક લાગત."

"ખરૂં ને? મહારાજ, મેં કંઇ અપરાધ કર્યો નથી ને? ત્યારે આ નિરપરાધી મોહના તરફ જુઓ! મહારાજ, હું કોઇના પિતૃ સુખની આડે આવી નથી, કોઇના બાળકને તેના પિતાથી વિખુટું પાડ્યું નથી! મહારાજ! મહારાજ! પિતાનો સ્વભાવ આપની જાણ બહાર નથી. મહારાજ આપને એ પિતા છે!"

મોહનાનું આ વાક્ય સાંભળી મહારાજનું હૃદય ચરરર ચીરાયું? એકાએક અંધારાં આવી ઘોડાપરથી પોતે પડશે કે શું એમ તેમને લાગ્યું. "મહારાજ આપને એ પિતા છે!" એ વાક્યથી પોતાનીપર તુટી પડેલી આપત્તિની કલ્પના થઇ અને મોહનાના અંતઃકરણમાં શું થતું હશે તે તેમને સમજાયું. તેમનું ચિત્ત આ વખતે એટલું વ્યાકુળ થઇ ઉઠ્યું કે, તેની યથાર્થ કલ્પના આપવાનું કાર્ય અતિ દુર્ઘટ છે. એક બાજુએ વિજાપૂરના કિલ્લાની અંધ કોટડી તેમના માનસ ચક્ષુ આગળ દેખાવા લાગી અને બીજી બાજુએ જાવળીના ઘોર અરણ્યની ઉજ્જડ અને મનને ભયભિત કરનારી જગ્યા દેખાઇ! એક બાજુએ રાત્રિના ભિષણ સમયે પોતાના પિતાને–શહાજીને આદિલશાહની આજ્ઞાથી હબશી ગુલામોએ દિવાલમાં અરધાએક ભાગ સુધી ચણ્યા છે એવો ભયાનક દેખાવ નજરે પડ્યો ત્યારે બીજી બાજુએ પોતાની આજ્ઞાને અક્ષરે અક્ષર પાળનાર રાઘો બલ્લાળ અને સંભાજીની ખુની સમશેરથી ઘાયલ થઇ અંતકાળની વેદનાથી તરફડતો મોહનાનો પિતા–ચંદ્રરાવ મોરે જણાયો.

આજ વખતે મોહના પુનઃ બોલી, "મહારાજ, મારા તરફ જુઓ! તમારી મોહના તરફ જુઓ! મારા માટે–તમારી મોહનાની ખાતર તેના પિતાના પ્રાણ બચાવો!"

મોહનાએ ઉચ્ચારેલા ઉક્ત સ્પષ્ટ શબ્દ કાને પડતાંજ મહારાજની માનસ દૃષ્ટિમાં ઉપસ્થિત થયેલા દેખાવ ક્ષણ માત્રમાં લુપ્ત થયા. તેમની દૃષ્ટિમાં કદી પણ નહિ જણાતી નિષ્ઠુરતા ચમકવા લાગી. વેદનામય કોમળ વિકારોથી વ્યાકુળ થયેલું મન સંતાપના અતિરેકથી ભડકી ગયું.

" મોહના, " થરથર કંપાવે તેવા સ્વરે તેમણે કહ્યું, " મોહના, એ તને કોણે કહ્યું ? કહે, કહે, જલદી કહે ! તને કોઇએ કંઇ કહ્યા સિવાય તું આમ ગમે તેમ લવે નહિ ! બોલ, કોણે કહ્યું એ તને ? "

" નહિ, મહારાજ કોઇએ નહિ ! "

" સાચું બોલે છે ? મોહના શું તું ખરૂં બોલે છે ? તે–તે દગલબાજ મુરારે તને કંઇ કહ્યું હતું કે ? તે વિશ્વાસઘાતી, નીચ, ફીતુરી માણસેજ તને ગમે તેવું સમજાવ્યું ને ? કહે, કહે જલદી ! એવો ગમે તેવો આડો અવળો લવારો કરનાર–વિશેષતઃ તને ગમે તેવું સમજાવનાર મુરારને આ જગતમાંથી બને તેટલો વહેલો નષ્ટ કરવો એજ ઉત્તમ છે ! "

" નહિ, નહિ ! મને કોઇએ કહ્યું નથી. " મોહના અતિશય વ્યાકુળ બની બોલી, " મને કોઇએ એ વાત કહી નથી. એ બધું મને સ્વપ્નમાં જણાયું છે, મા ભવાનીના આશીર્વાદથી એ વાતો મિથ્યા ઠરો ! સ્વપ્નની એ સર્વ વાતો ખરી ન પડો ! પણ મહારાજ, એવું જણાયા પછી મારો જીવ ઉડી ગયો છે. મહારાજ, આશ્વાસન આપીને મારા જીવને નિશ્ચિન્ત કરો ! નહિ તો હું તમને છોડીશ નહિ ! કહો, મહારાજ એક વખત મુખથી ઉચ્ચારો કે, મોહના, તું તદ્દન નિર્ભય રહે, તારા પિતાનો વાળ પણ વાંકો નહિ થાય ! "

" મોહના, છટ ! એવી વ્યર્થ વાતમાં આશ્વાસન શું ? મોહના,

ખેંચી લે તારો હાથ! મારે હમણાંજ જવું જોઇએ! આ સ્થળે હવે એક પળ પણ મારાથી ઉભું રહેવાય તેમ નથી." પોતાના મનોવિકાર છુપાવવા સારૂ કંઇ પણ નિમિત્ત કરી શિવાજીએ બીજી દિશા તરફ મુખ ફેરવ્યું. અને સહજજ ઘોડાના પુઠાપર થાપ મારી! પરંતુ મહારાજના હાથની થાપ પડતાંજ ત્યાંથી ચાલવાનો સંકેત છે સમજી એકજ ઝપાટે તે વેગમાં આવી ગયો! ઘોડાના વેગ આગળ મોહનાનું શું બળ! તેણે મહારાજના અંગરખાનો દૃઢતાથી પકડેલો છેડો છૂટી ગયો અને સમતોલ ચુકવાથી તે જમીનપર પડી? "મહારાજ, જશો નહિ, મેં માગેલું આશ્વાસન આપ્યા સિવાય જશો નહિ!" એમ કહી મોહનાએ એક દુઃખપૂર્ણ ચીસ પાડી. મહારાજે તે સાથેજ પાછળ દૃષ્ટિ કરી તો હૃદય છિન્નભિન્ન કરનારો દેખાવ નજરે પડ્યો. મોહનાના મુખમાંથી ખળખળ રક્ત વહેતું હતું, તેનું સર્વાંગ ધુળમય બન્યું હતું અને તેના કેશ તેની પીઠપર છૂટા થઇ ગયા હતા!

મહારાજે એ સર્વ જોયું. ઘોડાની લગામ અતિ જોરથી ખેંચી તે એક ક્ષણ માત્રજ ઉભા રહ્યા. પુરવેગમાં આવી ગયેલા અશ્વને તેમણે જેટલા જોરથી ખેંચી અટકાવ્યો, તેટલાજ અરે તેથીએ અધિક જોરથી તેમને પોતાની પક્ષુબ્ધ મનોવૃત્તિના તંત્ર ખેંચવા પડયા! અને તે એટલે સુધી કે, વ્યાકુળ મનોવૃત્તિના તે સૂક્ષ્મ તંતૂ તડતડ તુટયા પણ ખરા! પરંતુ તે વિશેષ સમય ત્યાં ઉભા રહ્યા નહિ કે પાછા પણ ફર્યા

નહિ. નવનીતથી પણ તેમનું મૃદુ રહેતું મન તેજ વખતે પથ્થર કરતાં પણ વિશેષ કઠિન બન્યું. તદ્દન વ્યાકુળ બની તેમણે એકજ દૃષ્ટિક્ષેપ મોહના તરફ નાખ્યો અને બીજીજ ક્ષણે ઘોડાને એડી મારી તે દૂર અરણ્યમાં અદૃશ્ય થયા.

"મહારાજ! મહારાજ!" એવો દીન મોહનાએ પુનઃ ચીસ પાડી અને તેટલામાં અનુસુયા ગાભરી ગાભરી ત્યાં દોડી આવી.

"મોહના તારી આ શી દશા? આમ કેમ પડી છે? ઓ મારે! દાંતમાંથી લોહીની ધારજ ચાલી છે! ચાલ બહેન, બહેન મારી પીટપર બેસીને ઘેર ચાલ! પણ મહારાજ ક્યાં ગયા? તને આવી સ્થિતિમાં મુકીને તેમનો પગ કેમ ઉપડયો?"

"બહેન," ક્ષીણસ્વરે મોહના બોલી, "ચાલ તારા ખભાપર હાથ મુકી હું ધીમે ધીમે ઝુંપડી તરફ આવું છું."

"બહેન, તારાથી ચલાશે નહિ. શું તને એમ લાગે-છે કે તારો ભાર મારાથી નહિ સહન થાય? પણ મહારાજ તને આવી સ્થિતિમાં કેમ છોડી ગયા? મેં તેમને મારાં શપથ આપ્યા હતા?"

"બહેન, તેમને અતિ અગત્યનું કામ હતું."

"બળ્યું તેમનું કામ! એવું તે કયું કામ અડી પડ્યું હતું?"

"કયું કામ?" કામનું સ્વરૂપ મનમાં આવતાંજ તેનું હૃદય ભેદાયું, કંઠ સુકાયો અને વદન ફીકકું પડી મુખમાંથી વહેતું રકત બંધ થયું!



# પ્રકરણ ૨૦ મું.

## શાહમરાજ ક્યાં ગયો ?

કથાના પ્રારંભમાં કહેલી વિજાપૂરના દરબારની વાતનું વાચકને સ્મરણ હશેજ. દરબારના કેટલાક સભ્યોનું વિચિત્ર વર્તન, દિવાન જગદેવનું સ્પષ્ટ વક્તૃત્વ; મહમદશાહી વિષે તેની હૃદયની લાગણી, મહમદઆદિલશાહનું મિથ્યાભિમાન, મરાઠા તેમજ કેટલાક મુસલમાન સરદારો વિષેનું તેનું સંશયી મન, ખુદ દિવાન જગદેવ અને શહાજી પરની શંકા; ચંદ્રરાવની રાજનિષ્ઠા પ્રત્યે અણુવિશ્વાસ, એક બાજુએ તેના ભીતિથી ઘેરાયલા ચિત્તની સ્વચ્છંદી ચીડ અને બહારથી સ્વામીભક્તિનો દંભ કરવાનો આરોપ મુકી તેમને છૂંદી નાખવાની આપેલી ધમકી વગેરે વાચકના લક્ષમાં હશેજ. અને હવે તો એ વાત ભૂલશેજ નહિ, કારણ કે, આદિલશાહે એ પ્રચ્છની શબ્દમાં વ્યક્ત કરેલી ધમકી પ્રત્યક્ષ કૃતીમાં ઉતરી હતી. શહાજી વિજાપૂરના કિલ્લાની એક અંધકારમય કોટડીમાં સડતા હતા !

પૂર્વની માફકજ આદિલશાહની મૂર્તિ પોતાના સુવર્ણ જડિત સિંહાસન પર વિરાજમાન થઈ હતી. સિંહાસનની બન્ને બાજુએ રત્નમૂષ્ઠિવાળી ચમરો ઝુલતી હતી. બાદશાહના રાજમુકુટ પરનું તેજ સર્વ દિવાનખાનામાં પ્રસરી રહ્યું હતું; પણ રાજમુકુટમાંના હીરા માણેક અને ચમરોની રત્નમુષ્ઠીનું તેજ ચોતરફની મણીમય વસ્તુ પર પડવાથી તેની જે પ્રભા બાદશાહના વદન પર પ્રસરી હતી, તે નેત્રોને આલ્હાદકારક લાગવાના બદલે ભયપ્રદ લાગતી હતી. શાહના હૃદયમાં ઘૂમી રહેલા અનેક મનોવિકારની છાયા અને

હિંસ્ત્ર પશુનાં નયન પ્રમાણે તેનાં નેત્રોમાં ચમકતું વિચિત્ર તેજ એ પ્રભામાં મિશ્રણ થવાથી, બાદશાહના મુખ તરફ દૃષ્ટિ કરવાને કોઇ ધૈર્યજ કરી શકતું નહતું. માત્ર એમાં એક વ્યક્તિ અપવાદ રૂપ હતી. તે વ્યક્તિ તે મુરાર જગદેવ દિવાનનીજ હતી.

બાદશાહે સિંહાસનાધિષ્ઠિત થયા પછી એક વખત ચોતરફ દૃષ્ટિ ફેરવી. પ્રથમ તેનો દૃષ્ટિકોણ દિવાન તરફજ વળ્યો. તેણે જગદેવ તરફ એટલી તીક્ષ્ણ દૃષ્ટિથી જોયું કે, જો કોઈ અન્ય સામાન્ય હૃદયનો માણસ દિવાનના પદ પર હોત તો તેનું હૃદય છિન્ન ભિન્ન થઇ ગયું હોત; પરંતુ બાદશાહની દૃષ્ટિ ગમે તેવી તીક્ષ્ણ હોય પણ તે કંઇ ખંજરની અણી નહતી અને વળી દિવાન જગદેવનું શરીર ખંજરની અણીથી વિંધાય તેવું નહતું. બાદશાહની નજર સાથે હિંમતથી પોતાની પ્રમાણિક દૃષ્ટિ મેળવી દિવાન જગદેવે કહ્યું:—

"શાહની શી આજ્ઞા છે ?"

"શાહની આજ્ઞા ! હાં ! હાં !" શાહનો સ્વર એટલો આક્ષેપિક હતો કે તે સાંભળીને ક્ષણવાર દિવાન વિચારમાં પડી ગયા.

"શાહની આજ્ઞા !" પુનઃ તેજ શબ્દ ઉચ્ચારી શાહે કહ્યું, "દિવાન, અમારા મુખનું થુંક ઝીલવા માટે તમે કેટલે સુધી તત્પર રહો છો ?"

ગમ ખાઇ દિવાને ખેદ પૂર્ણ નિશ્વાસ નાખ્યો.!

"અમારી આજ્ઞા! જાણે કે તમારા પરિશ્રમથી અમારા રાજ્યમાં જ્યાં ત્યાં શાંતિ રહેલી છે, સર્વત્ર આબાદે આબાદ છે, વિજાપૂરના રાજ્યનો હવે કોઈ બહારનો શત્રુ રહ્યો નથી, અંતસ્થ શત્રુ પણ કોઇ નથી અને અમારા સર્વ અમીર ઉમરાવ તથા સર્વ મરાઠા સરદાર પૂર્ણ રાજનિષ્ઠ અને દિવાન જગદેવના જેવાજ સાચા છે! દિવાન, હવે શાહે શી આજ્ઞા કરવાની હોય ?...

"હુઝૂર," મુરાર જગદેવે નમ્રતાપૂર્વક કહ્યું, "વિજાપૂરનો દિવાન એટલો મૂર્ખ નથી કે, શાહનો આપરોધિક સ્વર ન સમજી શકે!"

"મૂર્ખ નહિ હોય પણ સ્વાર્થી તો છેજ!"

"હા, વિજાપૂરના રાજ્યનો સ્વાર્થ તેજ દિવાન જગદેવનો સ્વાર્થ છે? નામદાર, આપ ગમે તેવા અર્થમાં કહેતા હો તો ભલે, પણ દિવાન જગદેવ સાચો છે. આદિલશાહીનું હિત તેજ તે પોતાનું માને છે."

"અને પોતાના એ હિત માટેજ આદિલશાહી એક વખત ક્યારે રસાતાળે પહોંચશે તેનો એ વિચાર કરે છે ને? શહાજી પણ તેમાંનાજ છે ને? દિવાન, વિજાપૂરના કિલ્લામાં પડેલા શહાજીની વિચારી મુદ્રાનું તમે કદી અવલોકન કર્યું છે કે?"

"શહેનશાહની સાથે એ ચાર વખતે તે ભયાનક સ્થળે જવાનો પ્રસંગ આવ્યો હતો ખરો."

"ત્યારે તે વખતે શહાજીની મુદ્રા જોઇ શક્યા હશોજ?"

"હા, મશાલના લીલા પીળા રંગમાં શહાજીની મુદ્રા અતિ બેસુર જણાઇ હતી! નામવર, શહાજી રાજાને અચાનક ગીરફતાર કરી બંદીવાસમાં નાખવાનું કાર્ય મુત્સદ્દીપણાનું નથી. હુઝૂર, આદિલશાહીનું હિત લક્ષમાં લઇ નમ્રતા પૂર્વક સૂચવું છું કે, રાજનિષ્ટ શહાજીને નામદારે મુક્ત કરવો જોઇએ!"

બાદશાહે એક જવલત દ્રષ્ટિપાત નાખ્યો. સભ્યોમાં જેઓ જગદેવના સ્નેહી હતા, તેમને જગદેવના સ્પષ્ટ કથનથી ભય લાગ્યો અને પ્રતિસ્પર્ધીઓનાં મન આનંદમાં નાચવા લાગ્યાં! એટલામાં બાજી ઘોરપડેનો પ્રીતિપાત્ર માનાજીરાવ આવી પહોંચ્યો અને તે બાદશાહને ભૂમિ પર્યંત નમી વંદન કરી ઘોરપડે સાથે જઇને બેઠો.

"દિવાન જગદેવ !" ઓષ્ઠદંશ કરી બાદશાહે કહ્યું. "આદિલશાહીના શત્રુને, પોતાના છોકરાના હાથે આદિલશાહીનો એકે એક સ્થંભ ઉથલાવી પડાવવાનો પ્રયત્ન કરનાર રાજદ્રોહીને, વેરના ઘોર વિચાર ધારણ કરનારા શહાજીને મુક્ત કરવાની સલાહ કયા હેતુથી આપો છો ?

"આ અકલ્પિત સંકટથી ગાંડો બનેલો શહાજી પોતાની સ્વાભાવિક નમ્રતા ત્યજી વેર જેવા ઘોર વિચાર ધારણ કરે નહિ અને પૂર્ણ સ્વામીનિષ્ઠ રહે તે માટે ! હુઝૂર, આદિલશાહીની માફક શહાજીએ અન્ય રાજ્યોમાં પણ કેટલાક દિવસ ગાળ્યા છે મહમદ આદિલશાહીની માફક શહાજીની કાર્ય શક્તિ મોગલ સમ્રાટ પણ જાણે છે."

"જાણતા હશે, જગદેવ પછી શું ? તમારા કહેવાનો ગર્ભિત અથ શો છે? તમારે શું સૂચવવું છે ?" મુરાર જગદેવના કથનનો ગર્ભિત અર્થ બાદશાહના લક્ષમાં આવ્યો, પણ દિવાન પર એક તીવ્ર દૃષ્ટિપાત કરી તે સ્પષ્ટ કરવા કહ્યું.

"નામદાર," ગંભીરતા પૂર્વક જગદેવે કહ્યું, "સ્પષ્ટ બોલવાથી શો લાભ છે ? અન્ય રાજ્યોનો એક એક ટૂકડો ક્રમે ક્રમે ગળવાની મોગલ સમ્રાટની ઇચ્છા આપનાથી અજાણી નથીજ. આવી સ્થિતિમાં આદિલશાહીનો મહેલ તોડી પાડવો હોય તો. શહાજી જેવા આધાર સ્થંભને ખસેડી નાખવો એજ પ્રથમ કર્તવ્ય છે; એ વાત કોઇ પણ રાજકાર્ય કુશળ પુરૂષના લક્ષમાં આવ્યા સિવાય નહિ રહે."

"પણ જગદેવ," બાદશાહે કહ્યું, "એ સ્થંભ સડી ગયો છે અને તેને અમેજ પ્રથમ તોડી નાખીશું. જગદેવ, ધ્યાનમાં રાખો ! શહાજીની રાજનિષ્ઠાને સડો લાગ્યો છે ! અતિ અલ્પ સમયમાં આદિલશાહીનો મહેલ ઉભો રાખવાને અશક્ત બનેલો આધાર સ્થંભ નષ્ટ

થઇ ગયેલો તમે જોઇ શકશો. સડેલા સ્થંભના સુયોગ્ય ભાગનો શહેનશાહ ઉપયોગ કરી શકશે, પણ તેનો લોટ થઇ ગયા પછી તેને ફૂંક મારીને કંઇ આદિલશાહીને જમીન દોસ્ત કરી શકશે નહિ.”

“નહિ! નહિ! નામદાર, આપની એ કલ્પના ભૂલ ભરેલી છે. જીવંત શહાજીમાં તે શક્તિ નિવાસ કરી શકશે નહિ. ઉલટ તેના અસ્થીની ચપટી રક્ષામાં તે ઉતરશે. શહેનશાહે ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે, એ રક્ષામાં અદ્દભૂત શક્તિ ઉત્પન્ન કરનારને વશ થઇ શકશે નહિ. હુઝૂર, ક્ષમા કરજો! આપે વ્યકત કરેલા રાક્ષસી સંકલ્પના કારણેજ મારે આવી ભાષાનો ઉપયોગ કરવો પડે છે. આપના હાથમાં સપડાયલા શહાજીનો આપ એવી રીતે નીકાલ કરશો પણ તેના પુત્ર શિવાજી વિષે આપે કંઇ વિચાર કર્યો છે કે?

પારધતની ખીણમાં શિવાજીનું પિશાચ નષ્ટ કરવા મોકલવામાં આવેલા શામરાજના કારસ્થાનનું શું પરીણામ આવ્યું હતું. તે અધાપિસુધી બાદશાહના જાણવામાં આવ્યું નહતું તેથી તેના ઓષ્ઠપર શયતાની હાસ્ય ઝળકયું.

“હા, હા! જગદેવ, તમારી કાર્ય શક્તિપર આધાર રાખવાની મૂર્ખાઈ ન કરતાં તેનો પણ અમે વિચાર કર્યો છે. તેની તમને થોડાજ સમયમાં ખાત્રી થશે.”

“અશક્ય છે, હુઝૂર મને તેમાં શંકા છે. ભોળા, નિષ્કપટી શહાજીને કોઇ દગલબાજ, મિત્રદ્રોહી ઘોરપડે—”

“દગલબાજ! મિત્રદ્રોહી!! સ્વામીદ્રોહ આગળ મિત્રદ્રોહનું પાતક કેટલું ક્ષુલ્લક હોય છે, તે હવે થોડા વખતમાં જાણી શકશો. જગદેવ, યમરાજના દરબારમાં કોઇ વખત મિત્રદ્રોહનું શાસન થતું હશે; પણ સ્વામીદ્રોહનું શાસન તો અહીંના દરબારમાંજ મળે છે!

જગદેવ, ધરો મિત્ર પ્રેમની ઢાલ અને સ્વામીભક્તિનું પાણી પી રહેલી આ સમશેરથી કરો તમારૂં રક્ષણ!" વિલક્ષણ ક્રોધથી ગર્જના કરી ભર દરબારમાં બાજીએ પોતાની તરવાર ખેંચી !

"છટ્! દિવાન જગદેવની સ્વામીનિષ્ઠા શુધ અંતઃકરણની છે, ખરી લાગણીની છે. એવી ઢોંગી, સ્વાર્થી અને દ્રોહીલી સ્વામિભક્તિને જગદેવ ધિક્કારે છે !"

જગદેવ દિવાનનું આ વાક્ય સાંભળી માનાજીરાવ ચમક્યો અને પોતે આપેલી ધમકીનો શિવાજીએ જે સદશ ઉત્તર આપ્યો હતો તેનું બાદશાહને સ્મરણ થયું. "હા !" દાંત ઓષ્ઠ પીસતો આદિલશાહ મનમાં બોલ્યો, "તે દુષ્ટે પણ મને એવોજ તુચ્છ અને ધિક્કારપૂર્ણ ઉત્તર મોકલ્યો ને ! ગમે તેમ હોય પણ બધા એકજને? ગુલામોના શરીરમાં એકજ પ્રકારનું રક્ત વહે છે. ઠીક છે, જોઇશ, જોઇશ !"

ઉપરોક્ત શબ્દોનો મનમાંજ ઉચ્ચાર કરનાર આદિલશાહનો ચહેરો જગદેવને એવો તો વિદ્રૂપ અને શયતાની જણો કે, ઘડીભર તેનું રક્ત જ્યાંને ત્યાં ઠરી ગયું? દિવાલમાં ચણનારા શહાજીરાજની દીન આર્દ્રમૂર્તિ તેનાં નેત્ર સમક્ષ દેખાવા લાગી; એટલુંજ નહિ પણ પોતાના અદષ્ટમાં પણ ભવિષ્યમાં એવો કંઇ ભયંકર પ્રસંગ લખાયલો છે એવો તેને ભાસ થયો.

"હા!" તેજ સમયે પુનઃ બાજી ઘોરપડે ઉચ્ચ સ્વરે બોલ્યો, "જગદેવ, લો, લો ક્યાં છે તમારી મિત્ર પ્રેમની ઢાલ ? વિલંબ કરશો તો આખી જીંદગીમાંએ તે તમારા હાથમાં આવશે નહિ! હા, હા, હા, હા !"

બાજી ઘોરપડેની ગૂઢ ભાષાનો સ્પષ્ટ અર્થ દિવાન જગદેવના લક્ષમાં આવ્યો નહિ; પરંતુ સ્વાભાવિક શંકા થઇ કે, આ તરફ

દરબાર ભરાયલો છે અને બીજી તરફ શહાજીરાજપર કંઇ અનર્થકારક પ્રસંગ કદાચિત્ આવ્યો હશે. પરંતુ એ વિષે વિચાર કરવાનો દિવાનને અવકાશજ જાણે ન આપવો હોય, તેમ બાદશાહની સમક્ષજ બાજીએ પોતાની સમશેર જગદેવનાં નેત્ર સમક્ષ ચળકાવી !

"જગદેવ," જગદેવની આગળ પોતાની તરવાર ધરી બાજીએ આવ્હાન કરતાં કહ્યું, "જો આપની સત્તાનું લેશ માત્ર પણ આપને અભિમાન હોય, જો સાચો મિત્ર પ્રેમ આપના હૃદયમાં વસ્યો હોય, તો ખેંચો તરવાર ! મેં-મેંજ—આ બાજી ઘોરપડે એજ દગલબાજીથી આપના મિત્રને કેદ કર્યો છે !"

કૌરવના દરબારમાં શિષ્ઠાઇ માટે ગયેલા ભગવાન શ્રીકૃષ્ણની તેજસ્વી સમશેરે દુઃશાસનના ધિક્કારપૂર્ણ આવ્હાનનું શ્રવણ કરી જે પ્રમાણે મીયાનમાંથી બહાર નીકળી પોતાના અસહ્ય તેજથી સર્વનાં નેત્રોને આંજી નાખ્યાં હતાં, તે પ્રમાણે દિવાન જગદેવની સમશેર મેઘવર્ણ ધારણ કરી રહેલા પવન દરબારના સર્વ સભ્યોનાં નેત્રો સમક્ષ વિદ્યુતની માફક ઝળકવા લાગી.

"ધિક્ !" બાજી ઘોરપડેના દંભનો સ્પષ્ટ પ્રતિરોધ કરી શાંતિપૂર્વક દિવાન જગદેવે કહ્યું, "બાજી, તેં તારા મુખેજ મિત્રદ્રોહનું પાતક સ્વીકાર્યું છે એટલું બસ છે. હું તને એ પાતકની શિક્ષા કરવા ઇચ્છતો નથી; પણ ધ્યાનમાં રાખ, વેરની ભાવના પ્રત્યેક મનુષ્યના હૃદયમાં, વ્યવહારિક કે રાજનૈતિક એવી પ્રત્યેક વ્યક્તિમાં રહે છે, તારા મિત્રદ્રોહ માટે વેર લેવાને તારો કાળ બેઠેલો છે !"

"કાળ ! મારો કાળ ? કોણ ? કોણ છે તે ?"

"તારા મિત્ર શહાજીરાજનો બાળ !"

"ખીણમાં ! પરઘાટની ખીણમાં ઘોરતો પડયો હશે !" વિકટ

હાસ્ય કરી આદિલશાહે મોટેથી કહ્યું; પણ 'શહાજીરાજનો બાળ" એ શબ્દો કાને પડતાંજ બાજીનું મુખ કાળું મેશ જેવું બની ગયું અને તેના હાથમાંની સમશેર છૂટી પડી.

આજ વખતે ત્રીજીજ એક અણધારી બાબત તરફ દરબારનું લક્ષ ખેંચાયું. કારણ કે, પારઘાટની અશુભ યાત્રાએ ગયેલા શામરાજે અપયશી સૂતકી વસ્ત્રો ધારણ કરી દરબારમાં પ્રવેશ કર્યો, એક સૂતકી માણસના જેવીજ શામરાજની મુદ્રા ઉતરી ગયેલી હતી. શામરાજનો સૂતકી વેશ જોઇ બાદશાહની છાતીમાં ધ્રાસ્કો પડ્યો; પણ અપયશની નિરાશાથી ઘેરાયલા મનને મુશ્કેલીથી યશની આશા તરફ વાળી, તુચ્છ મશ્કરી કરવાની શાહની વૃત્તિ થઇ. પોતાની સમક્ષ અવનત મસ્તકે ઉભેલા શામરાજને ઉદ્દેશી મશ્કરીયુક્ત સ્વરે આદિલશાહે કહ્યું, "શામરાજ પંથ, મેળવેલા અપૂર્વ વિજયને આવા સૂતકી પોષાકથી કેમ શણગાર્યો છે? શું શિવાજી તમારો કંઈ સગો સંબંધી હતો? જો તેમ હોય તો તેનું સૂતક પણ નહિ પાળવું એવી આજ્ઞા કરવાની નિષ્ઠુરતા અવસ્ય અમારામાં નથી. શામરાજ પંથ, આજે તેમ આદિલશાહની ગરદનપર બેઠેલા એક ભયંકર બ્રહ્મરાક્ષસને ઠેકાણે કર્યો છે! શામરાજ, હવે ખુશીથી તેનું સૂતક પાળો!"

"જહાંપનાહ, માબાપ, ખાવીંદ-" શામરાજથી આગળ બોલાયુંજ નહિ.

"શામરાજ," એકદમ ચીડાઇને ખાવીંદે બૂમ પાડી," શામરાજ, બહુ થયું! તારું નાટક બસ કર! હવે એ દફનાયલો રાક્ષસ પુનઃ કબરમાંથી બહાર તો નહિ નીકળે ને?"

"નામદાર," એક બુદ્ધિહિન સરદારને બાદશાહની નીચ મશ્કરીનું અનુકરણ કરવાની ઇચ્છા થવાથી તે બોલ્યો, "મૃત ગેનીના

ભૂતનો આદિલશાહીને શો ભય છે? કમરમાંથી મસ્તક ઉંચુ કરી શિવાજીનું ભૂત બહુ તો બાકરા-તુવેર માગશે. પણ—"

પણ બાદશાહથી એ સહન થયું નહિ, તેથી તેણે તે સરદારપર એવો તો તીવ્ર ક્રોધ કટાક્ષ નાખ્યો કે, તે સરદાર ભયથી ધ્રુજી ઉઠયો.

"પણ માબાપ," શામરાજે કહ્યું, "શિવાજીનું ભૂત નષ્ટ થયું નથી. મને એ કાર્યમાં અણધાર્યો પરાજ્ય મળ્યો છે."

"શું! વૃદ્ધાવસ્થાના કારણે મારા કાન બહેરા તો નથી થયાને? શામરાજ, તું શું બકે છે!? આટલી કુશળતાથી રચાયલા વ્યૂહમાં તું નિષ્ફળ નીવડયો? પારઘાતની મહાન ખીણ પોતાનું વિશાળ મુખ પહોળું કરી બેસી રહી છે, તેમાં શિવાજીનાં મુઠીભર હાડકાં ન હોમી શકયો?"

"ના! ના સરકાર!"

"અરે બદમાશ! કાફર! તારૂં કાળુ મુખ લઇને અહીં કેમ આવ્યો? શામરાજ, શિવાજી માટે ખોદાયલી ઘોરમાં તું કેમ ન દટાયો?" શાહના મુખમાં ગૂંચવાઇ રહેલા જ્વાલામુખીનો એકદમ સ્ફોટ થયો. તેની ઝીણી આંખોમાં અતિ વિચિત્રપણે ચકચકી રહેલી ક્રૂરતા સ્ફૂલિંગ રૂપે પ્રકટ થઇ. તેનાં નેત્રોમાંથી ચીણગારીઓ ઉડવા લાગી.

"શામરાજ, એઇ બેકાફુર!" શાહે પુનઃ જોસભેર ગર્જના કરી, "તું તે ઘોરમાં કેમ દટાયો નહિ?"

"સરકાર!—"

શામરાજનો દીનકરૂણાપૂર્ણ પોકાર પુરો બહાર નીકળી શકયો નહિ! બાદશાહે પોતાની પાછળ એક ચંચળ દૃષ્ટિક્ષેપ કરી પોતાના બન્ને હાથે એક અર્થપૂર્ણ તાળી પાડી. તરતજ કાળરૂપ બે હબશી

હાથમાં એક કાળી દોરી અને કાળાજ રંગની એક મોટી ચાદર લઇ દરબારમાં આવી પહોંચ્યા! જોતજોતામાં શામરાજનું મુખ બંધ થયું અને ક્ષણ માત્રમાં તેની ઝોળી બંધાઇ અને જાણે કે રબારી ખભા-પર બકરૂ લઇ જાય તેમ તે બન્ને કાળાકુટ રાક્ષસ શામરાજને ઉંચકી લઇ, ગભરાઇ ગયેલા સભાસદો તરફ અર્થપૂર્ણ દૃષ્ટિપાત્ નાખી દાંત કકડાવી ચાલ્યા ગયા! તે બે યમદૂતોનો પ્રતિરોધ કરવાની કોઇએ હિંમત કરી નહિ. અન્ય પ્રસંગે અલૌકિક ધૈર્યથી બાદશાહના વચન અને કાર્યનો વિરોધ કરનાર દિવાન જગદેવ પણ આ વખતે કંઇ કરી શકયા નહિ. તે અઘોર રાક્ષસો દૃષ્ટિએ પડતાંજ જગદેવે નેત્ર મીંચી લીધાં!

## પ્રકરણ ૨૧ મું.

### સર્વશ્રેય શિવાજીનેજ છે!

કેટલીક વારે ચક્ષુ ઉઘાડી અખિલ દરબારમાં પ્રસરેલી ભિષણ શાંતિનો દિવાન જગદેવે ગંભીર વાણીથી ભંગ કરી કહ્યું "નામદાર અસહાય શામરાજ જો કે ડગમગતી આદિલશાહીની સત્તા નીચે નષ્ટ થયો છે, પણ ક્ષણે ક્ષણે તારા તરફ ઝૂકતી આદિલશાહીની સત્તા હવે બહુ દિવસ તેજઃપૂંજ રહેશે નહિ, કેવળ અસ્થીની ઇંટો અને રક્તના કાદવથી પાયો ભરવાથી શું ઉપરનો મહેલ મજબૂત રહેશે? હા! હા! નામવર, મારા શબ્દ આપને કટુ લાગશે; પણ પ્રભુનું સ્મરણ કરી ફક્ત આદિલશાહીનુંજ હિત ધારી બોલું છું. શાહના મંત્રી આ-દિલશાહીના એકનિષ્ઠ સેવક તરીકે શાહને હિતકારક એવી સલાહ

આપવી એ મારૂં પવિત્ર કર્તવ્ય માનું છું. જો શિવાજી આદિલશાહીનો શત્રુ હોયતો તેને ઠેકાણે લાવવા ઝડપથી યોગ્ય વ્યવસ્થા કરવી શિવાજી-"

"શિવાજી! શિવાજી! પુનઃ તેજ નામ! શું શિવાજીના પિશાચને નષ્ટ કરનાર પ્રબલ મંત્રી આદિલશાહના દરબારમાં હવે કોઇજ રહ્યો નથી?" દિવાન જગદેવના ભાષણથી ખરેખર ભયભિત બનેલા શાહના મુખમાંથી હૃદયમાં દયા ઉત્પન્ન કરનારા શબ્દ નીકળી ગયા.

અંતઃકરણપર અસર કરે તેવા શબ્દો સાંભળી પોતાના પદ વિન્યાસથીજ ભૂમિ કંપાવનાર, દર્પોક્તિથી સર્વ દરબારને ચલિત કરનાર, હમણાંજ વાચકના પરિચયમાં આવેલા રાક્ષસ (હબશી)ને લજાવનાર ઇતિહાસ પ્રસિદ્ધ અફજુલખાન આગળ આવ્યો!

"છે! પોતાના સ્વામીની ચિંતા ઉચકનાર એક પણ વીર હજુ આદિલશાહીમાં જીવતો છે!" નિશ્ચિંતતાનો એક શ્વાસ નાખી મહમદશાહે કંઇક સંતોષથી કહ્યું.

"સંશયાસ્પદ છે! અદ્યાપિ મને તો શંકાજ છે!" બાદશાહના નિશ્ચિંતપણાનો દિવાન જગદેવે પ્રથમ પ્રમાણે ઉત્તર આપ્યો.

"શંકા છે?" જગદેવ, અમારા રાજ્યમાં તમને જે પ્રતિષ્ઠા મળી છે તેના ઉપર વ્યર્થ શ્રદ્ધા રાખતા લાગો છો. તમને લાગે છે કે તમારા ગમે તેવા પ્રલાપ નિર્બળ બાદશાહને સાંભળવાની ફરજ પડે તેમ છે. બાદશાહ બહુ તો ચીડાય અથવા દુર્બલ માણસની માફક દાંત ઓષ્ઠ પીસે! સંશયાસ્પદ છે? દિવાન, તમને એવી શંકા કેમ આવે છે? શામરાજની વખતે તમને એવીજ શંકા થઇ હતી? કારણ સિવાય એવી શંકા શી રીતે ઉદ્ભવે? પ્રમાણિકપણે આદિલશાહીનાં સૂત્ર ધારણ કરનાર જગદેવને એવી શંકા આવવાનું કારણ?"

શત્રુને મળી ગયેલા હોવા વિષે આરોપ મુકનારો, બાદશાહના

ભાષણમાંથી નીકળતો ધ્વનિ દિવાન જગદેવના ધ્યાનમાં આવ્યા સિવાય રહ્યો નહિ; પરંતુ તે સર્વ શાંતિથી સહન કરી લઈ દિવાન જગદેવે કહ્યું, "નામદાર, આદિલશાહીનાં સૂત્ર ધારણ કરનાર જગદેવના રાજકાર્યમાં કઈ નીતિ ફલદાયી થશે અને કઈ નહિ થાય તે જાણવાની બુદ્ધિ રહી ન હોય તો તેને દિવાનની પદવી માટે અયોગ્ય ગણવો જોઇએ. કોઇને ઠેકાણે લાવવાનો પ્રકાર હમેશાં આવા ઘાતકી સ્વરૂપનોજ હોય છે, એમ કંઈ નથી હોતું. એવા ઘાતકી ઉપાયોથી શિવાજીને ઠેકાણે આણવામાં બાદશાહને કદી વિજય મળવાનો નથી. તે કંઇ ભોળો શહાજી નથી!"

"નહિ હોય, નહિ હોય! ભોળો અને ધૂર્ત ઉભય સમાન છે. અફ્જુલખાનની પાસેથી ભોળા માણસને તેના ભોળપણથી બચાવી શકાશે નહિ કિંવા—"

"પણ ધૂર્ત માણસને તેની ધૂર્તતા—પછી તેને ભલે કપટપૂર્ણ ધૂર્તતા કહો—અવશ્ય બચાવશે. ખાનની સાથે તુલના કરવામાં જો કે શિવાજી બળમાં ઓછો જણાશે; પણ તેનું મન અતિ મજબૂત છે. ખાનની ધમક તેનામાં નહિ હોય પણ યુક્તિના દાવપેચ નાખવામાં તે નિષ્ણાત છે, તે કોઇ પણ વખતે આપને કબુલ કરવું પડશે."

"કબુલ કરવાનો વખત આવશે ત્યારે જોઇ લઇશું. ખાન," અફ્જુલખાન તરફ જોઇ બાદશાહે કહ્યું, "તમારી સહાય મેળવવાનો સમય અદ્યાપિ થોડે દૂર છે. હમણાંજ તેવો કઠિન પ્રસંગ આવી પહોંચ્યો નથી. કર્ણાટકના સ્વામી દ્રોહી શહાજીની ખાલી થયેલી જગ્યોએ રણદુલ્લાખાનની નીમણુક કરી તેની જગ્યોએ તમોને વાઇના સુબાની જગ્યાએ નીમ્યા તે માટે તમે દર્શાવેલી કૃતજ્ઞતા ખરેખર સ્તુતી પાત્ર છે. દિવાન કહે છે કે શિવાજીનો વિચાર કર્યો છે કે? પરંતુ પ્રત્યક્ષ

તેનો વિચાર કરતાં પહેલાં તેના પિતાનો વિચાર કરવાની જરૂર છે. ” જગદેવ તરફ જોઇ કર્કશ અવાજે બાદશાહે કહ્યું, “ તે લુચ્ચાનો માનાજીરાવ જે સંદેશ લાવ્યા છે તે તમારા સ્મરણમાં છે કે ? શિવાજીને દૂર કરવાનો વિચાર કરતાં પહેલા પ્રથમ અમે વેરની વસુલાત કરી લઇશું. બાદશાહના સંદેશને પગ નીચે કચડું છું ! કચડ, કચડ ! મૂર્ખ ! શાહના સંદેશનો પગ નીચે ચૂરો કરતાં તારા પગ કેવા કાદવમાં ખૂંચે છે તેની તને કલ્પના નથી ! બસ ! આદિલશાહીના સુરક્ષિતપણાનો વિચાર કરતા પહેલાં અમને વેરની વસુલાતનો સંતોષ મળવો જોઇએ ? ”

“ અરે, તે તને કદીએ મળવાનો નથી ! ” ઓષ્ઠ પીસી માનાજીરાવ મનમાંજ બોલ્યો અને એકદમ દરબાર છોડી કારાગ્રહના પંથે પડનાર બાદશાહની પાછળ પાછળ નીકળી ગયો ! પણ બાદશાહે દરબારમાંથી બહાર પગ મુકયો ત મુકયો તેટલામાંજ સર્વ દરબારને અપરિચિત એવી એક વ્યકિત વિલક્ષણ ઉતાવળથી અતિશય શ્રમને લીધે હાંફતી હાંફતી દરબારમાં દાખલ થઇ !

દરબારમાં પગ પડતાની સાથેજ તે વ્યકિતએ આદિલશાહના ખાલી સિંહાસન તરફ શૂન્ય દૃષ્ટિએ જોયું. આદિલશાહીનું સિંહાસન ખાલી જોઇ જાણે અપશુકન થયા હોય તેમણે તો આદિલશાહ વિરહિત શૃંગારાયલા દરબારનો અર્થ શો છે તે સમજવા માટે ચોતરફ દૃષ્ટિ ફેરવી; પણ તેટલીજ અર્થહિન અને શૂન્ય મુદ્રાથી અન્ય સર્વ સભ્યો તેના તરફ જોવા લાગ્યા. તે વ્યકિત અધિકજ વિચાર વમળમાં પડી ગઇ. તેને લાગ્યું કે કાર્યનો નિર્દેશ કર્યા વિના દરબારમાં જોખમદાર વ્યકિત કોણ છે તે જાણી શકાશે નહિ. તેણે મોટેથી કહ્યું, “ આદિશાહીના તકતનશીન સ્વામી પરમપૂજ્ય મહમદ આદિલશાહ

ક્યાં છે? અત્યંત મહત્વના કાર્ય માટે મારે તેમને મળવું છે. જલદી કહો, આ દરબારમાં જો કોઇ અધિકારી વ્યક્તિ હોય તો તેણે તરતજ આગળ આવવું, તેમ નહિ થાય તો આ આદિલશાહીનું સિંહાસન હમેશને માટે ખાલી રહેશે, કિંવા–કિંવા તે સિંહાસન પર અન્યજ કોઇ વ્યક્તિ—"

તેટલામાં બાદશાહનો વેર લેવાનો ઘોર નિશ્ચય સાંભળી કર્તવ્ય મૂઢ બનેલ અને આ વ્યક્તિની અણચીંતવી વેશ પૂર્ણ ભિષણ વાણીથી વિસ્મય થયેલ દિવાન જગદેવે આગળ આવી કહ્યું, "બોલો શું છે?" તરતજ તે વ્યક્તિએ પોતાના કમરપટામાંથી એક મહોર બંધ લખોટો કાઢી જગદેવના હાથમાં આપ્યો. એક વખત લખોટા પરની મુદ્રા પર સૂક્ષ્મ દૃષ્ટિએ જોઈ લખોટા લાવનાર વ્યક્તિ તરફ તેમણે અર્થપૂર્ણ કટાક્ષ નાખ્યો.

"હા," જગદેવના પ્રશ્ન ગર્ભિત કટાક્ષનો ઉત્તર મળ્યો, "એક અસાધારણ વ્યક્તિનું જીવન છિન્ન ભિન્ન કરવાની અને એક કર્તૃત્વ શાળી પુરૂષને જીવન આપવાની શક્તિ એમાં છે!"

અધિકાર યુક્ત વાણીથી ઉચ્ચારાયલા શબ્દો સાંભળી તે લખોટો પોતાના ખીસામાં મૂકી જગદેવે દરબારમાંથી નીકળી બાદશાહનો પંથ પકડયો.

× × × ×

ખરો મધ્યાહ્નનો સમય હતો. ભાનુના પ્રખર તેજથી અખિલ સૃષ્ટિ તેજ પૂર્ણ બની ગઇ હતી; પણ શહાજીની કોટડીમાં જ્યાં ત્યાં ગાઢ અંધકાર વ્યાપી ગયેલો હતો. જાણે કે વ્યાઘ્રસિંહાદિ ક્રૂર શ્વાપદ પ્રમાણે ભાનુનું પ્રખર તેજ સહન ન થવાથી અંધકારરૂપી રાક્ષસે તે ભયાનક કિલ્લામાંની શહાજીની કોટડીનો આશ્રય લીધો હોય. પણ આજનો

અંધકાર અતિ ભિષણ સ્વરૂપનો હતો. આજે તેણે પોતાનાં નેત્ર ઉઘાડયાં હતાં. હા, અંધકારને જો એકાદ તમો ગુણી રાક્ષસ કલ્પી એ તો તેને નેત્ર હોવાં અસંભવિત નથી. તે સૂચિભેદ્ય અંધકારમાં આમતેમ ચમકનાર લીલાં પીળાં છિદ્ર જોઇ અંધકાર રૂપી પિશાચનાં નેત્ર ચમકે છે એમ લાગે તો તે સ્વભાવિક હતું. પ્રત્યક્ષ અંધકારનું સ્વરૂપ જો કે એટલું ભયાનક નહિ હોય; પરંતુ તે એક વખત પોતાના નેત્ર ઉઘાડે છે ત્યારે તો તેનાં નેત્રોના વિચિત્ર તેજના પ્રકાશમાં નરક બ્રહ્માંડ દૃષ્ટિએ પડે છે!

જુઓ ઇંટોના ટુકડાનો ઢગલો અને કાદવનો ભંડાર! ઈંટોના ટુકડા શેના? અસ્થીરનો ખાળજ! રકતનો ગારો અને હાડકાંના ટૂકડા! એ ગારો કચડવામાં તલ્લીન બનેલ પિશાચ નજરે પડતાં હતાં! પિશાચયોનીના પ્રાણીના જેવોજ તેમનો વર્ણ પણ કાળો મેશ જેવો હતો, તેમને વાચા ન હતી, તે સાંભળી શકતાં નહતાં અને વૈતાળ સ્વરૂપી આદિલશાહના વિવક્ષિત હસ્ત વિક્ષેપથી વ્યકત થતા હુકમ સિવાય તેમને અન્ય આજ્ઞા ઉપયોગી ન હતી, એવા આ કાળ સ્વરૂપી પ્રાણીઓના હસ્તે મહમદ આદિલશાહની દેખરેખ હેઠળ શહાજીરાજનો ભોગ આપી વિજાપૂરની આદિલશાહીની ધસી પડેલી દિવાલ રચવાનું કામ ચાલતું હતું!

શહાજીરાજનાં ઘૂંટણ સુધી દિવાલ તૈયાર થઇ હતી. દિવાલમાં ચણાયલા અવયવ એટલા ખેંચાતા હતા કે, તે અવયવને પ્રત્યક્ષ ચાંપ લગાડી ખેંચવામાં આવ્યા હોત તોપણ પ્રસ્તુત પ્રસંગ જેની અસહ્ય વેદના થઇ નહોત. ઘૂંટણના નીચેના ભાગનું રક્ત લાલું કાળું બીજા ઉપર ચઢયું હતું. કાદવનો એકાએક થર વધવા લાગ્યો, તે પર લોહી ફરવા લાગ્યું અને શહાજીરાજની કમર સુધીનો ભાગ દિવાલમાં ગડપ થયો!

હવે મહમદ આદિલશાહની ક્રૂર મૂર્તિ શહાજીરાજનાં નેત્ર સમક્ષ ઉપસ્થિત થઇ. એક વખત શહાજી પાસે નિર્જીવ ચિત્ર પ્રમાણે દેખાતા અર્ધશરીરી શહાજી તરફ આસુરી સમાધાનથી શાહે દૃષ્ટિ કરી. પછી પાછા પગે હઠતો હઠતો થોડે દૂર જઇ જાણે એક વસ્તુ કે ચિત્રનું થોડે દૂરથી નિરક્ષણ કરતો હોય તેમ તેણે શહાજીનું નિરીક્ષણ કર્યું.

"માનાજીરાવ," પોતાની પાછળ ઉભેલા માનાજીને બાદશાહે કહ્યું, "માનાજીરાવ!—"

શાહના મનનો ભાવ પોતે સમજ્યો છે તે દર્શાવવા માટે માનાજીરાવે કેવળ હાસ્ય કર્યું.

"માનાજીરાવ, "શાહથી બોલ્યા સિવાય રહેવાયું નહિ, ".એક ચિત્ર જેવો આ શહાજીનો કમર ઉપરનો દેખાતો ભાગ કિલ્લાના તટ-પર એવોને એવોજ ગોઠવી દઇએ તો ?"

"તો—તો—" વેરના અતિ ભયંકર વિચાર ધારણ કરનાર મુલાનાનું ભૂત પણ શાહનું ભાષણ સાંભળી ધ્રુજવા લાગ્યું.

"તો—તો તરતજ શહાજીના શરીરપરનો રક્તમાંસ રૂપી રાજદ્રોહાત્મક ભાગ ઉડી જશે અને માત્ર અસલ હાડપીંજર કાયમ રહેશે."

"અસલ હાડપીંજર ? પણ શહાજીનાં હાડ રાજનિષ્ઠ નથી."

"ત્યારે તો તે પણ જલદીથી ખરી પડશે અને પોતાની સાથે જ આદિલશાહીનો ડગમગતો મહેલ નીચે પાડશે !"

શાહે માનાજી તરફ અતિ તીક્ષ્ણ દૃષ્ટિએ જોયું.

"માટેજ કહું છું કે હુઝૂર," માનાજી તત્ક્ષણે બોલી ઉઠયો, "શહાજીને દિવાલમાંજ પુરેપુરો ચણી લઇ આપ નામદારે સંતોષ માનવો જોઇએ."

શાહે ચપટી વગાડી અને થોડીકવારથી અટકેલું કામ પૂર્વવત ઝપાટાથી ચાલવા લાગ્યું.

થોડીક વિશેષ દિવાલ ચણાયા પછી બાદશાહ અતિ ગંભીર મુદ્રા ધારણ કરી શહાજીપાસે ગયો. ક્ષણવાર શહાજીના ભાવશૂન્ય ચહેરા તરફ જોઈ બાદશાહે ગંભીર સ્વરે કહ્યું, " શહાજી. તારા પુત્રની ઉન્મત્તાવસ્થાનો ઉત્તર તું જાણીજ ગયો છું. શહાજી, તારો અંતકાળ સમીપ આવી પહોચ્યો છે. જો, ચારપાંચ ક્ષણ છે ત્યાં સુધી વિચાર કર. તું ગમે તેટલી ખાત્રી આપીશ, પણ પિતાની આંતરિક સંમત્તિ સિવાય પુત્રના હાથે એવાં ઉન્મત્ત કૃત્ય બને એ અમે કદીપણ માનવાના નથી. બોલ ! શહાજી, તારાં મુખપર કાદવનો લોચો પડી તેપર લેલું ફરે નહિ ત્યાં સુધીમાં કહી દે! શ્વાસોચ્છાસનાં સર્વદ્વાર બંધ થઇ જીવ ગૂંગળાયો નથી ત્યાં સુધી વિચાર કર ! આદિલશાહીપર આવેલા પ્રસંગમાં તારા પુત્રને તારી સલાહ છે કે નહિ? અવશ્ય છે! તારા જીવનની છેલ્લી પળપર લક્ષ આપ અને તારા પુત્રને નરમ પાડવાને છેવટનો કયો ઉપાય જણાય છે તે કહે! બોલ, બોલ શહાજી!"

એક સંગેમરમરના પૂતળા પ્રમાણે શહાજીનું વદન ભાવરહિત જણાતું હતું. તેમની કમરના ઉપરના ભાગપરની નસો કોઇ કુશળ કારીગરે લાલ, લીલા, કાળા રંગ ભરી પત્થરની પ્રતિમાપર રેખા ચિત્રી હોય તેમ જણાતું હતું. તેમની સફેદ મૂછો અને દાઢી ચિત્રની દાઢીમૂછ જેવી કૃત્રિમ રીતે વિશિષ્ઠ સ્થળે ગોઠવી દીધી હોય એવો ભાસ થતો હતો. તેજહિન સ્થળમાં ચમકતો મણી બેસાડયો હોય તેમ તેમનાં નેત્રો જણાતાં હતાં બાદશાહનું કથન સાંભળીને ઉત્તર આપવાને શહાજીના ઓષ્ટ પણ હાલ્યા નહિ, અથવા તેમના મુખપર કોઇ પણ પ્રકારનો ભાવ કે વિકાર ઉદ્દભવ્યો નહિ. માત્ર, નેત્રમાંના

ચૈતન્યહિન કાચના મણીપર અશ્રુબિંદુ ઉપસ્થિત થઇ તે ટપક્યું અને તે રચાયલી દિવાલમાં લીન થયું.

આવી સ્થિતિ જોઇ પળવારને માટે ખુદ આદિલશાહનું અંતઃકરણ–કલ્પાંતે પણ નહિ દ્રવનારૂં અંતઃકરણ દ્રવિત થયું હોય તેમ જણાયું. ક્ષણવારને માટે શહાજીની નિષ્કપટી અપૂર્વ સેવાનું તેને સ્મરણ થયું કિંચિત નરમ અવાજે તેણે કહ્યું, " શહાજી, તારા પુત્રનું શૌર્ય, પરાક્રમ, કર્તૃત્વશક્તિ, મુત્સદ્દીને પણ શરમાવે તેવી રાજકાર્ય નિપૂણતા એ સર્વ હું જાણું છું. અત્યાર સુધીમાં તેણે અનેક સ્થળે તોફાનો કર્યાં છે; પણ મોગલ પ્રદેશમાં ઉપદ્રવ નહિ કરવામાં તેણે ઘણી ચાલાકી વાપરી છે, તેમ કરવામાં તેનું શું ધોરણ હશે તે જો કે પૂર્ણ રીતે અમારા ધ્યાનમાં આવતું નથી. અન્યનો પ્રદેશ ઉજ્જડ કરી, ભિન્ન ભિન્ન સ્થળે અલૌકિક સાહસ કરી તે સ્વપરાક્રમથી મોગલ સમ્રાટને આંજી નાખે છે. પણ તેમ કરવામાં તેનો શો દાવ હશે ? "

" સરકાર, " માનાજીરાવે વચ્ચેજ માથું મારવાનું સાહસ કર્યું. ".મોગલ સમ્રાટના સરદાર બનવું હશે, મોગલ સમ્રાટના રાજમુકુટમાં ચમકતાં અનેક રત્નોમાં પોતાની ગણતરી પણ થાય એમ કદાચિત્ તેને લાગતું હશે. "

" હશે, લાગતું હશે કદાચિત્ " માનાજીરાવના ખુલાસાથી વિશેષ ખીજવાયા વગર બાદશાહે કહ્યું, " પણ શહાજી, મોગલ સમ્રાટ તેને શું દૂધ આપે છે? તમારા વિદ્વત્વને, તમારી ગોમાતાને આદિલશાહી પ્રજાનો જેટલો ભય છે, તેટલોજ–એટલુંજ નહિ પણ વિશેષ ભય મોગલોનો છે. શહાજી, અમારી ખાત્રી છે કે, તારા એક શબ્દને માન આપી તારો પુત્ર ગમે તે કરવાને તૈયાર થશે. બોલાવ, તારા કર્તૃત્વશાળી પુત્રને પુનઃ એકવાર વિજાપુરના દરબારમાં બોલાવ !

તેને ડહાપણની બે વાતો કહીને તેના મનમાંથી સ્વરાજ્ય સ્થાપવાનો ભ્રમ દૂર કર! પોતાનું પરાક્રમ બજાવવાનો તેને ઘણો અવકાશ છે! વિજાપૂરના અસંખ્ય સૈનિકો તારા યુવાન પુત્રના નેતૃત્વનીચે રહી આદિલશાહીપર ડોળો ઘુરકાવી રહેલા મોગલ સમ્રાટ સામે લડશે, આદિલશાહીના નામાંકિત યોદ્ધા તારા પુત્રને વિરોચિત વંદન કરી તેના શબ્દોને વધાથી લેશે? વિજાપૂરના શાહના દિવાન જગદેવ જેવા વિખ્યાત મુત્સદ્દી, રાજકાર્યમાં શિવાજીનું વર્ચસ્વ સ્વીકારી તેને ઉચ્ચાસન આપશે, વિજાપુરના અમીર ઉમરાવો તેના ચરણમાં લીન રહેશે! શહાજી, વધારે શું કહું, સ્વતઃ મહમદ આદિલશાહ જે વૈભવ ભોગવે છે તે શિવાજીને પ્રાપ્ત થશે!"

શહાજીના તેજહિન નેત્રોમાં પુનઃ અશ્રુ આવ્યાં અને તેમનાં ઓષ્ટ કિંચિત હાલ્યા હોય એમ જણાયું.

"હાં! કહે ત્યારે!" પોતાના ભાષણની અસર થઇ હોય એમ જાણી મહમદશાહે કહ્યું, "શિવાજી કઇ યુક્તિથી દરબારમાં આવશે તે કહે."

શિવાજી કઇ યુક્તિથી વિજાપૂરના દરબારમાં આવશે એવો પ્રશ્ન સાંભળી શહાજીનું પાષાણવત્ જણાતું અર્ધ શરીર વિદ્યુત પ્રહાર થયા પ્રમાણે ચમક્યું. એવા જોરથી ચમક્યું કે ક્ષણવાર સુધી નીચેની દિવાલ કંપી ઉઠી હોય એમ જણાયું!

શહાજી, કહે! હવે એથી વધારે તારા પુત્રને શું જોઇએ? શિવાજી પોતાની સર્વ હિલચાલ બંધ કરે તેની ખાત્રી આપીશ એટલે સર્વ વૈભવ તેના ચરણમાં આવી પડશે અને નિમિષ માત્રમાં આ દિવાલ ધસી પડશે અને તું બંધન મુક્ત થઇશ. કેમ આપે છે ખાત્રી?"

"શહાજીનાં નેત્રામાંથી પાણી ઉડી ગયું. તેણે નકાર દર્શક મસ્તક ધુણાવ્યું.

"યા અલ્લા! યા ખુદા!" ક્રોધાતિશયથી અલ્લાના નામનો ઉચ્ચાર કરી બાદશાહે દાંત કકડાવ્યા અને ભુમિપર પગ અફાળ્યા! અને તરતજ દિવાલ ચણનારા ખોજાઓ ઝપાટા બંધ કામે લાગ્યા. જોતજોતામાં શહાજીની હડપચીને કાદવનો સ્પર્શ થયો અને એક શહાજીની હડપચી પરજ ઇંટ અણાની શહાજીના મુખપર બરાબર બેસી રહે તેવો એક ટૂકડો તૈયાર કર્યો! ઇંટનો ટૂકડો હાથમાં લેવાયો, અરે શહાજીના મુખ તરફ વળ્યો, કાદવનો લેપ તૈયાર થયો પણ તેટલામાંજ દિવાન જગદેવે એકદમ તે કોટડીમાં પ્રવેશ કર્યો. પળ આત્રમાં ખોજા રાક્ષસના હાથમાં જે ઇંટનો ટૂકડો, કાદવનો લોચો અને ખંજરના પાનાની માફક ચમચતું લેલું એ સર્વ એકજ ઝપાટાથી દૂર જઇ પડયાં!

આ અકલ્પિત પ્રકારથી બાદશાહતો મૂઢજ બની ગયો! તે સ્થળે એકત્ર થયેલા પેલા ચાર પાંચ ખોજા યમદૂત પોતાની બાંયો ચઢાવી દિવાન જગદેવને મુસ્કેટાટ બાંધી કાદવના ખાડામાં નાખી દેવા ઉતાવળા બની બાદશાહની મુકાનાની રાહ જોતા જગદેવપર લાલચોળ નેત્રદ્વારા અગ્નિ સ્ફૂલિંગ વર્ષાવવા લાગ્યા! આ પ્રકાર જોઇને માનાજીરાવને–અહમદમુલાનાને પરમાનંદ થયો. તે ધીમે રહી બાદશાહની પાછળ ગયો અને આનંદના આવેશમાં એક ફૂદકો માર્યો!

બાદશાહની મૂઢ વૃત્તિ ક્ષણવારમાં દૂર થઇ! પોતાના વેરના કાર્યમાં ખરા અણીના પ્રસંગે વિઘ્ન ઉપસ્થિત કરનાર દિવાન જગદેવપર દાંત કકડાવી લાળા જેવા ડોળા ગરગર ફેરવી પોતાના ગુલામોને વિવક્ષિત સંકેત કરવા માટે તેણે એક હાથ ઉંચો કર્યો! હાથપર

હાથ પડી તાળી વાગતાંજ, શામરાજની માફક દિવાન જગદેવ ક્યાં ગયા તે જાણવાનો માર્ગજ રહ્યો નહોત! પણ હાથપર હાથ પડતા પહેલાંજ દિવાન જગદેવે પોતાના હાથમાંનો મોગલ સમ્રાટનો ખલિતો આગળ ધરી ઉચ્ચ સ્વરે કહ્યું:—

" જહાંપનાહ્ ! મોગલ સમ્રાટ શાહજહાન તરફથી આ અગત્યનો ખલિતો આવ્યો છે. સરકાર, એક વખત એના પર નજર કરશો એટલે આદિલશાહીની દુર્બળતા અને શત્રુની પ્રબલ શક્તિ આપના લક્ષમાં આવશે, હુઝૂર, પ્રથમ આ ખલિતો વાંચો અને પછી આપના નિઃસીમ સેવકના બેહાલ કરો ! "

આદિલશાહનાં નેત્રો પર ચઢી રહેલો મદ ઉતરી ગયો ! તેનો ચહેરો નિસ્તેજ બન્યો ! કંપિત હસ્તે મોગલ સમ્રાટ તરફથી આવેલો ખલિતો મશાલના પ્રકાશમાં વાંચી મહમદ આદિલશાહે ચીડાઇને કહ્યું. " હું નહોતો ધારતો કે વાત આટલે સુધી પહોંચશે ? જગદેવ, આટલી ચૂપકીથી રચેલું કાર્ય દિલ્હીપતિના જાણવામાં શી રીતે આવ્યું ? છટ !! અમોને એ કામમાં જુદીજ શંકા થાય છે ! જગદેવ, શહાજીને મુક્ત કરવામાં તમારે એટલી લોલુપતા દર્શાવવાનું શું કારણ ? અને યત્કિંચિત્ શહાજી જેવા સરદારને બચાવવા માટે મોગલ સમ્રાટ શસ્ત્ર ઉંચકે એ શું ?

" નામદાર, શહાજી અને તેના પુત્રની યોગ્યતા દિલ્હીપતિ સમજે છે અને એનું અન્ય પણ એક કારણ હશે ? "

" કયું ? "

" બીજાના હાથમાંથી ટુકડો ઝૂંટવી લેવો હોય તો તેનો કંઠ પણ વાંક કાઢી તમાચો મારવો પડે છે. એક બીજાનાં રાજ્ય પડાવી લેવા માટે ટાંપી રહેલા રાજ્યકર્તાઓને તો એ નીતિનું અવશ્ય અવલંબન કરવું પડે છે. "

"ઠીક, ઠીક! જગદેવ, શહાજીને છોડી દો! છેવટે થોડાં વર્ષો તે નજરકેદમાં રહે એટલી તો તસદી લો! જગદેવ, આજ સુધી આવી રીતે કોઈએ પણ આદિલશાહનું અપમાન કર્યું નહતું. ખરો વખત સાધ્યો! અણીના વખતે ઘા કર્યો!"

નિર્બળ ક્રોધથી મનમાંને મનમાં ચીડાઈને બાદશાહ ત્યાંથી ચાલ્યો ગયો અને તે સાથેજ તેના ગુલામો ભયભિત બનેલા ક્રૂર આશ્વાપદ પ્રમાણે અંધારામાં ચાલ્યા ગયા.

માનાજી અને દિવાન જગદેવે અલ્પકાળમાં શહાજીને મુક્ત કર્યા. બંધન મુક્ત થતાંજ શહાજીએ જગદેવને ભેટી પડી અશ્રુધારા વહેવડાવી.

શહાજીરાજની મુક્તતા માટેનો સાત્વિક આનંદ અને આદિલ-શાહને અણીના વખતે શીક્ષા પડવાનો પ્રસંગ આવ્યાથી ઉદ્ભવેલો તામસી આનંદ, એ પરસ્પર વિરોધી આનંદના મિશ્રણમાં તલ્લીન બની અહમદમુલાના નાચવા લાગ્યો!!

થોડીવારે દિવાન જગદેવને શહાજીએ કહ્યું, "જગદેવ, આજે તમેજ મને મુક્ત કર્યો છે! હું એનો કેવી રીતે બદલો વાળું?"

"શહાજી, વ્યર્થ શ્રેય મને ન આપશો. હું નિમિત્ત માત્ર છું. એનું સર્વ શ્રેય તમારા શિવાજીને છે."

શહાજીનાં નેત્રોમાંથી અપત્ય સ્નેહનું પૂર વહ્યું!



# પ્રકરણ ૨૨ મું.

## શુભ શુકન.

હૃદયભાવનાના તૂટેલા તંતૂ પુનઃ જોડવા માટે મહારાજે અતિ પ્રયત્ન કર્યો; પણ તેમાં તેમને જોઇએ તેવો જય મળ્યો નહિ. આજ સુધીમાં કોઇપણ બાબતથી તેમનું હૃદય આટલું ગુંચાયું નહતું, કોઇ પણ હૃદયદ્રાવક પ્રસંગ તેમને આટલો અસહ્ય લાગ્યો નહતો; પણ આ વખતે તેમનું સર્વ ધૈર્ય નષ્ટ થયું, કોઇપણ સમયે તેનું પથ્થર જેવું અભેદ્ય ભાસતું અંતઃકરણ મોહના સાથે બનેલા કરૂણ પ્રસંગથી ભેદાઇ ગયું, તેમનું હૃદય પાણી પાણી થઇ ગયું.

ફરી ફરીને મોહનાની–તે નિર્દોષ બાળાની મૂર્તિ તેમનાં ચક્ષુ સમીપ દેખાવા લાગી. તેનો એક એક શબ્દ તેમને યાદ આવવા લાગ્યો. " મહારાજ, મને વચન આપો. મોહના, તારા પિતાનો વાળ પણ વાંકો નહિ થાય, એવું એકવાર વચન આપો." એવી કરૂણાપૂર્ણ યાચના કરી તેણે ઘોડાની લગામ પકડેલી તે પ્રસંગ નેત્ર સમક્ષ ઉપસ્થિત થયો અને મહારાજના હૃદયને અસહ્ય વેદના થવા લાગી "મોહના," મોહનાની હૃદયદ્રાવક મૂર્તિ પોતાનાં નયન સામે સ્થિર કરી મહારાજે પુછ્યું, " મોહના, પથ્થરથી પણ કઠોર હૃદય ધારણ કરનાર શિવાજીને તેં એવી વિનવણી શા માટે કરી ? પિતાના જીવનની ભિક્ષા માગવા સારૂ નિર્દય બંધુ આગળ શા માટે ખોળો પાથર્યો ? શા માટે !! તું શું જાણે કે, બહારથી આટલો પ્રેમાળ દેખાતો તારો ભાઇ મનથી આટલો કઠોર હશે ? જે પોતાના આપ્તજનના પ્રાણની પણ દરકાર કરતો નથી અરે જે પ્રત્યક્ષ પિતાનો પ્રાણ જોખમમાં આવવા છતાં

પોતાની સ્વરાજ્ય ભાવનામાં મગ્ન રહે છે, તેને તે નિર્દય દુરાત્માને ચંદ્રરાવ મોરેના જીવનની શી પરવા ! ”

“ ચંદ્રરાવ મોરે ! ચંદ્રરાવ મોરેનું જીવન ! ” અનાથ મોહના વિષે દયાદ્ર વિચારોથી વ્યગ્ર બની હાથપર હડપચી ટેકવી વિચાર મગ્ન સ્થિતિમાં બેઠેલા મહારાજ એકદમ ઉભા થઈ ગયા; અને દારૂણ નિશ્ચયથી ઓષ્ટ ધટ્ટ કરી, ભ્રકુટી ચઢાવી અતિ કઠોર સ્વરે બોલ્યા, “ ચંદ્રરાવ મોરે ! દેશદ્રોહી ચંદ્રરાવ મોરેનું જીવન ! મોહના, તારા જેવી અનંત બાલિકા પોતાના કરૂણ વિલાપથી મારી મનોવૃત્તિના તંતૂ તડોતડ તોડી નાખે, અંતઃકરણનો ચૂરેચૂરો કરે તો ભલે, પણ એ ઈમાન, દગલબાજ, દેશદ્રોહી ચંદ્રરાવ મોરેનું જીવન હવે સુરક્ષિત રહેશે નહિ. શા માટે ? શા સારૂ ? મોહના, તારા પર ચંદ્રરાવનો પ્રાણથી પણ અધિક પ્રેમ છે તેટલાજ માટે પિતાના જીવનની અપેક્ષા કરે છે ને ? તારો તારા પિતા પર અલૌકિક પ્રેમ છે તેટલાજ માટે તેનું જીવન સુરક્ષિત રહેવું જોઇએ એમજને ? છટ્ ! છટ્ ! મોહના, ફક્ત પુત્રીના પ્રેમ ખાતરજ મનુષ્યને જગતમાં જીવન ટકાવી રાખવાનો હક્ક નથી ! તારા પિતાના સાત્વિક પ્રેમની પંકતી બહુતો આ મહારાષ્ટ્રમાં રહેતા અનેક સ્વાર્થી ક્ષુદ્ર જીવાત્માઓથી સહજ આગળ હશે; પણ તેટલાથી અન્ય દોષનું સ્વરૂપ શિથીલ થતું નથી. કેટલાક કેવળ પોતાના હિત માટે પ્રાણ ત્યજે છે તેમ ચંદ્રરાવ પોતાની કન્યા માટે પ્રાણ આપશે ! તેની દૃષ્ટિ ફક્ત પોતાના કુટુંબમાંજ રહેલી છે ! મહારાષ્ટ્રને એવા માણસની જરૂર નથી. હવે તો મહારાષ્ટ્ર પર પ્રાણ કરતાં પણ અધિક પ્રેમ ધરાવનાર વ્યક્તિની જરૂર છે. ચંદ્રરાવ મોરે ! દેશદ્રોહી ચંદ્રરાવ મોરેનું જીવન ! ”

એટલામાં ઘણે દૂર દેખાતી ઝાડીમાં રણશીંગુ વાગ્યું અને સો

દોડસો ઘોડાઓનો હણહણાટ મહારાજના કાનપર આવ્યો !

બહાર આવી મહારાજે પોતાની ચોતરફની રમ્ય વનશ્રી તરફ દૃષ્ટિ કરી. તે વખતે સહસ્રરશ્મિનું રક્તબિંબ અસ્તાચલે જતું હોઇ અવશિષ્ટ રહેલા અર્ધબિંબનાં રક્ત કિરણ સૃષ્ટિપરની અખિલ વસ્તુપર પડયાં હતાં. તે સમયનો સૃષ્ટિ સુંદરીનો દેખાવ અતિ મનોરંજક હતો; પરંતુ ચર્મચક્ષુએ દેખાતા નિસર્ગસૌંદર્યનું મનોહારિત્વ સુખદાયી થવાને મન વિશિષ્ટ પરિસ્થિતિમાં હોવાની જરૂર હોય છે. જેવો મનનો રંગ તેવો બાહ્ય સૃષ્ટિનો વર્ણ ! મનમાં જે કલ્પના હોય છે તેનોજ બાહ્ય સૃષ્ટિમાં ભાસ થાય છે. તે સમયે બતાવેલી પર પડેલાં તામ્ર કિરણને મનની સુખમય સ્થિતિમાં રહેલા સહૃદય મનુષ્યે સુવર્ણાલંકારની કિંવા ભરકચી શાળુની ઉપમા આપી હોત. સંધ્યા સમયે વનમાંથી પાછા ફરતા ગોવત્સના કંઠના ઘંટનો મંજૂલ નાદ કર્ણને સુખદાયી લાગતો હતો. એકાદ નૈસર્ગિક સૃષ્ટિનો ભક્ત એ મંજૂલ ધ્વનિથી નિદ્રાવશ થયો હોત, કિંવા શ્રૃંગારપ્રધાન હૃદયના પુરૂષ ગોવત્સના કંઠના ઘંટડી બતાવેલી રૂપી અભિસારિકાના ચરણમાં આરોપી તેને નૂપુરની ઉપમા આપી હોત; પણ મહારાજને એ બન્ને બાબત જુદાજ પ્રકારમાં જણાઇ. લતાવેલીપરનાં અને એકંદર વૃક્ષ સૃષ્ટિપરનાં ભાનૂનાં કિરણ જોઇ તેમને એવો ભાસ થયો કે, ભૂમિમાતાએ રક્ત વસ્ત્ર ધારણ કર્યાં છે, સરિતા જળપર પડેલાં કિરણ જોઇ તેમને લાગ્યું કે રક્તવર્ણ મણી પરોવાયલાં છે તેવો મુક્તાહાર મેદિનીએ પોતાના કંઠમાં ધારણ કર્યો છે, પશ્ચિમ દિગપર પ્રસરેલી તામ્ર છટા તેમને રક્તના કીચડ જેવી ભયપ્રદ જણાઇ અને ક્ષણેક્ષણે અસ્ત પામતું જતું સૂર્યનું રક્તબિંબ તેમને રક્તતિલક જેવું લાગ્યું.

ઉપરોક્ત દૃશ્ય જોઇ મહારાજ ચકિત થયા અને પુનઃ પોતાની

ચોતરફ દૃષ્ટિ ફેરવી તો શું જણાયું? જો કે પ્રત્યક્ષ દ્રવરૂપી રક્ત નહતું, પણ જ્યાં ત્યાં રક્ત વૃષ્ટિ થતી હોય એમ લાગ્યું! ચોતરફ ફરતી દૃષ્ટિને તેમણે પોતાના શરીર તરફ ફેરવી તો પોતાનું સર્વાંગ રક્તથી તરબોળ થયું હોય તેમ લાગ્યું! મહારાજ એકદમ ભયભિત થયા. તેમણે તરતજ ઘૂંટણ સુધી લટકતું સફેદ પહેરણ કાઢી નાખ્યું તે સાથેજ ગુલાબ ઉછાળ્યું હોય તેમ ચોતરફ ધૂળના સૂક્ષ્મ કણ ઉડયા અને તેજ સમયે એકાએક આવેલી વાયુ લહરીમાં મળી અદૃશ્ય થયા. પેલી તરફ વહેતા સરિત્ પ્રવાહપર એક નાનું મોજું ઉછળ્યું અને તે ઉદકના તુષાર મહારાજના મુખપર પડયા! મહારાજને આલ્હાદ થયો! તેટલામાં ભાનૂનું રક્તબિંબ અસ્ત પામ્યું! ભૂમિના પૃષ્ટ ભાગે ધારણ કરેલો રક્તવર્ણ અદૃશ્ય થયો. સંધ્યાસમયની વાયુની મંદ લહરીથી મહારાજનું ચિત્ત ઉલ્હાસિત થઈ તેમણે એક આરામ દર્શક નિશ્વાસ છોડયો અને પોતાના મુખપર હાથ ફેરવ્યો તો કંઇ દ્રવ પદાર્થનો સ્પર્શ થયો હોય એમ લાગ્યું. તેમણે પોતાના આંગળા તરફ જોયું તો જલબિંદુ સિવાય અન્ય કંઇજ જણાયું નહિ; પરંતુ એ ક્ષુલ્લક બાબતથી તેમના ચિત્તમાં કંઇનું કંઈ થયું. તેમને લાગ્યું કે, દર્પણમાં જોઇ જાણે નિષ્કલંક વદનપર લાંછનાત્મક એવું કંઇ લાગ્યું નથી તેની ખાત્રી કરી લઉં! આગળ આવી તેમણે નદીના સ્વચ્છ જળમાં પોતાનું મુખ નીહાળી જોયું તો ઉજ્વલ મુખશ્રીપર જેમ રક્તની ટપકી લાગે તેમ અસ્તપ્રાય સૂર્યનું અતિ સૂક્ષ્મ પણ રક્ત જેવું લાલ જણાતું એક કિરણ મહારાજના કપોલપરના જલ બિંદુપર ચમકતું જણાયું! મહારાજે તરતજ પાછા ખસી તે રક્ત ટપકી ભૂંસી નાખી અને તેજ સમયે પુનઃ રણશીંગાનો ધ્વનિ સંભળાયો, ઘોડાનો હણહણાટ કાને અફળાયો અને શસ્ત્રાસ્ત્રોનો ખણખણાટ થતો હોય તેમ લાગ્યું.

સંકેતસૂચક શૃંગનાદ સંભળતાંજ મહારાજને પોતાના કાર્યનું સ્મરણ થયું. તરતજ તંબૂમાં જઇ સૈનિક વસ્ત્ર ધારણ કરવાનો આરંભ કર્યો. પહેરણપર રૂની બનાવેલી ગાદી મુકી અને તેનાપર પોલાદનું પાતળું બખતર ચઢાવ્યું. બખતર ધારણ કરવામાં તેમને લેશ માત્ર ત્રાસ પડયો નહિ. ગડી કરી રાખેલું અંગરખું એક વખત ઝાટકીને જાણે પહેર્યું હોય તેમ સહજ લીલાથી તેમણે બખતર ધારણ કરી દીધું અને તેનાપર હમેશનું સફેદ અંગરખું ચઢાવ્યું. મસ્તકપર પણ પોલાદી શિરસ્ત્રાણ ચઢાવી તેનાપર લશ્કરી ટોપી મુકી અને ડાબા હાથના કાંડામાં ઢાલ ચઢાવી ભવાની સમશેર હાથમાં લીધી; પણ સમશેરનો સ્પર્શ કરતાંજ પૂર્વે કદી પણ નહિ અનુભવેલો પ્રકાર અનુભવમાં આવ્યો. તલવારને સ્પર્શ કરતાંજ શરીર કંપ્યું અને રોમાંચ ઉભાં થઇ ગયાં. જીવ ગુંચાઇને કંઠે આવે તેમ તેમને ગૂંગળાટ થયા જેવું થયું. તેમને ભાસ થયો કે, મોહનાની-નિર્દોષ બાળાની કરૂણ મૂર્તિ સજળ પૂર્ણ નયને પોતાની આગળ ઘૂંટણીયે પડી વિનંતી કરી રહી છે.

" મહારાજ ! " દીન મોહનાના કરૂણાપૂર્ણ શબ્દ તેમના કાનપર આવ્યા, " પ્રેમનો પાસો નાખી રમત શરૂ કરી દાવનો અંત આવી ઘોર રીતે કેમ લાવો છો ? પાસાનો મંજૂળ ધ્વનિ નષ્ટ થઇ તે સ્થાને શસ્ત્રાસ્ત્રોનો ખણખણાટ સંભળાય છે ! આમ અચાનક પ્રેમનો પટ ઉછાળી નાખી ત્યાં રક્તનો છંટકાવ કોણે કર્યો ? "

પોતાની સમશેરને પણ એ રક્તનો ડાઘ લાગ્યો છે કે શું તે જોવા માટે મહારાજે તે હાથમાંને હાથમાં ફેરવી જોઇ સમશેરના પાણીદાર પાનાપર ચમકતા દીપ તેજમાં પોતાના કપોલપરનું રક્ત ટપકું તેમની દૃષ્ટિએ પડયું !

" મહારાજ ! " પુનઃ મોહનાની હૃદય ભેદક ચીસ સંભળાઈ

" આ અપવિત્ર મોહનાનો—અપવિત્ર શા માટે ? આપનો એક નિષ્ઠ સેવક મુરાર મારો જીવનેશ્વર છે, એમ જાણીને ઇર્ષાને બદલે આપને આનંદજ થશે; પરંતુ મનથી અપવિત્ર બનેલી આ મોહનાનું આપ વિધિયુક્ત પાણી ગ્રહણ કરી શક્યા નહિ, પણ મારૂં તન, મન અને ધન આપના પદકમલમાં અર્પણ કરી સદૈવ આપની દાસી બની રહીશ. મહારાજ, પુનઃ પ્રેમનો દાવ નાખો, આ દાસીનો સ્વીકાર કરો અને જાવળીનું રાજકાર્ય ત્યજી દો ! "

" જાવળી ! જાવળીનું રાજકાર્ય ! ! " સમશેરના પ્રહારને અભેદ્ય એવા પોલાદી બખ્તરને ભેદીને મોહનાનો આર્તસ્વર જો કે મહારાજના હૃદયને ભેદતો હતો, પણ જાવળી અને જાવળીનું રાજકાર્ય એ શબ્દ સંભળાતાંજ પોતાના કાર્યની મહત્વતા તેમનાં હૃદયમાં ઉદ્ભવી લાકડાના પાટીયાપર ચાકથી કાઢેલું ચિત્ર જેમ ભૂંસી નાખવામાં આવે તેમ તેમણે પોતાના કલ્પનાપટપરનું મોહનાનું શોકરસ પૂર્ણ મધુરચિત્ર તરતજ ભૂંસી નાખ્યું અને સમશેરપર હાથ નાખ્યો. વળી પુનઃ સંકેત સૂચક શ્રૃંગનાદ ત્રીજીવાર થયો !

કિંચિત્કાલ ભવાનીમાતાનું ધ્યાન ધરવા મહારાજ આસનપર બેઠા મોહના, મુરાર, ચંદ્રરાવ, આદિલશાહ અને દિવાલમાં ચણાતા પિતાની મહારાજને વિસ્મૃતિ થઇ. જાવળી ગયું જાવળીનું રાજકાર્ય ગયું અને પૃથ્વીપરના ઐહિક સ્વરાજ્યના વાતાવરણમાં મહારાજનો નિશદિન વહેતો આત્મા જાણે સ્વર્ગના ઉચ્ચતમ અને પવિત્ર નંદનવનમાં સંચાર કરવા લાગ્યો, મહારાજની સામે સિંદુર અને ગુલાબથી ભરેલાં ચાંદીનાં બે તબક પડયાં હતાં, પણ એ બે પદાર્થનો તેમણે અદ્યાપિ સુધી સ્પર્શ કર્યો નહતો. આમ હોવા છતાં પોતાની પ્રિય દેવીના ધ્યાનમાં મહારાજનો આત્મા એટલો તન્મય બની ગયો હતો

કે, ક્ષણમાં તેમનું ધ્યાન સીંદૂર ચર્ચિત ભવાની માતા જેવું જણાતું, તો બીજીજ ક્ષણે ગુલાલચર્ચિત હનુમાનની માફક તેમની શરીર કાંતિ ઝળકતી હોય એવો ભાસ થતો. આવી સ્થિતિમાં ઘણીવાર સુધી સ્વર્ગીય વાતાવરણમાં વિહાર કરી રહેલો મહારાજનો આત્મા તે જાણે પૃથ્વીપરના પોતાના અવતાર કાર્યની સમાપ્તિ કરતા પૂર્વેજ સ્વર્ગ સુખની અપેક્ષા કરે છે એમ લાગી, સ્વર્ગસ્થ અપ્સરા ધીમે રહી કમલપત્ર સમાન પોતાની મૃદુ પાંખપર ઉંચકી લાવી તેને મહારાજના શરીરમાં મુકી દીધો હોય તેમ લાગ્યું. તરતજ મહારાજે સામેના તબકમાંનું સીંદૂર અને ગુલાલ ઉછાળી 'ભવાની માતાની જય' એવો ઘોષ કરી ધ્યાન વિસર્જન કર્યું. ભવાની માતના નામનો જયઘોશ કર્ણપથપર પડતાંજ ઝાડીમાં રહેલા સ્વારોએ કુચ કરી અને મહારાજ પણ તંબુની બહાર નીકળ્યા; પરંતુ મહારાજ બહાર નીકળી પોતાના અશ્વપદ પર આરૂઢ થયા ન થયા તેટલામાં એક માણસે તેમની સમક્ષ આવી કહ્યું, "આવા સંધ્યા સમયે મહારાજ કયા આક્રમણ માટે પધારે છે ?"

આવો અપશુકનીયાળ પ્રશ્ન કરનારને ઠોકર મારી મહારાજ આગળ વધવાના વિચારમાં હતા પણ પેલા માણસે હાથ ઉંચો કરી કહ્યું, "મહારાજ, દિલ્લી પતિની સેવામાં આટલી ઉતાવળથી હાજરી આપવાની જરૂર નથી !"

આ શબ્દો સાંભળીનેજ મહારાજે ચમકીને જ્યાંનો ત્યાં પોતાના અધીર અશ્વને ખેંચી રાખ્યો.

"મહારાજ," તે માણસે આગળ કહ્યું "દિલ્લીપતિ આપના વચનપર વિશ્વાસ રાખે છે. દિલ્લીપતિની તાબેદારી સ્વીકારવાનું આપે કબુલ કર્યું છે, એટલે આપ વચન ભંગ કરશો એવી તેમને

શંકા પણ આવતી નથી."

"દિલ્લીપતિની તાબેદારી! અને વચન ભંગ!" તુચ્છતા પૂર્વક વક્રોક્તિથી મહારાજ બોલ્યા અને ઔપશેધિક હાસ્ય કર્યું.

ચંદ્રિકા એટલી સ્વચ્છ ન હતી અને મહારાજનું હાસ્ય ઔપરોધિક હોવાથી તેનો પ્રકાશ પણ પડ્યો નહિ તેથી તે માણસના લક્ષમાં તે આવ્યું નહિ. તેમજ શબ્દોના ઉચ્ચાર પરથી પણ મહારાજના હૃદયનો ભાવ સમજવાનું કૌશલ્ય તેનામાં નહતું.

"વચનભંગ! વચન ભંગ શામાટે?" મહારાજે આગળ કહ્યું. "એ તો રાજકાર્યના દાવપેચ છે, રાજકાર્યની એ વ્યુહ રચના છે. મોગલ સમ્રાટ એવો કંઇ અજ્ઞાન નથી અને હશે તો તેની દયા જ ખાવી પડશે. રાજકાર્ય સાધવા અપાયલાં વચન એ કંઇ અગ્નિ સમક્ષ કરેલી પ્રતિજ્ઞા નથી. પણ તેનો હમણાંજ વિચાર કરવાની શી જરૂર છે? અમારી પાસે સેવા કરાવવાને દિલ્લીપતિ અધીરો તો બન્યો નથી ને?"

"અને મહારાજ, તેથીજ હું પૂછું છું કે આમ રાતના સમયે આપ કયા કાર્ય માટે સીધાવો છો? આપનો અશ્વ તો અધીરો બની ગયો છે; આપની સમશેર ચંદ્રપ્રકાશમાં ચમકે છે, આપના બાહુ સ્ફુરણ પામતા જણાય છે, આપના શરીરમાં રૂધીર પ્રિય રણદેવી સંચરતી જણાય છે. અને પોતાના અસ્તિત્વદર્શક ચિહ્ન તરીકે જાણે કે આપના ગાલપર રક્ત ટપકી—"

"રક્ત ટપકી? છટ! ભવાની માતાના પ્રસાદનું ચિહ્ન હશે?" તરતજ પોતાના હાથે ગાલ લુછી મહારાજે કહ્યું.

"હા, એ ભવાની માતાના પ્રસાદનું વિજયદર્શક ચિહ્ન છે. તે રક્ત ટપકી નથી પણ જાણવામાં ન આવે તેવી રીતે સિંદુરનું

ટપકું લાગેલું છે, ચાલ, દૂર થા! પોતાનું નામ ઠામ જણાવ્યા વગર કેવળ પ્રલાપ કરીને મારા કાર્યમાં વિલંબ કરનાર તું કોણ છે? ચાલ, દૂર થા!"

બેદરકારીથી તે માણસને દૂર કરી ઘોડાને મહારાજ એડી મારવા લાગ્યા, પણ પેલા માણસે ઉચ્ચ સ્વરે કહ્યું, "મહારાજ, ઉતાવળા ન બનો! આપનું કાર્ય ગમે તેટલું મહત્વનું હશે પણ હું શુભ વાર્તા લાવ્યો છું તે આપને અટકાવ્યા સિવાય નહિ રહે.

"બોલ, યત્કિંચિત્ પણ વિલંબ કર્યા વિના કહી દે!"

"મહારાજ, આજ ક્ષણે આપ મોગલ સમ્રાટની સેવામાં હાજર થાવ કિંવા મુત્સદીપણાના દાવના પડદા પાછળ કંઈ પણ કારણ કાઢી તે મુલતવી રાખો અથવા હમેશને માટે એ વાત ઉડાવી દો; પણ આપના મુત્સદી પણાનું પરિણામ સારૂં આવ્યું છે. વિજાપૂરના બાદશાહને આદિલશાહી ઉડાવી દેવાનો ભય આપી દિલ્લીપતિએ આપના પિતાશ્રીને કાળના મુખમાંથી બચાવ્યા છે. મહારાજ, હું મોગલ સમ્રાટનો વકીલ છું અને મેંજ તે ખલિતો આદિલશાહને પહોંચાડયો હતો. જતાં જતાં આપને મળવાની ઇચ્છાથી એક સાધારણ માણસના વેષમાં હું અહીં આવ્યો છું, મહારાજ. આપના પિતાના છુટકારાની શુભ વાર્તા આપને પહોંચાડી છે, તો હવે આપ કયા કામ માટે નીકળ્યા છો—"

"હું? અને મારૂં કાર્ય! પિતાજી મુક્ત થયાના સમાચારનાં શુભ શુકન થયા છે. હવે એક પળનો પણ વિલંબ સહન થઇ શકે તેમ નથી."

અતિશય ત્વરિત ગતીએ ઉક્ત શબ્દ ઉચ્ચારી મહારાજે ઘોડાને એડી મારી.



# પ્રકરણ ૨૩ મું.

## સ્વરાજ્ય યજ્ઞમાં આહુતી.

સંકેત મળતાંજ ઘોડો એટલા વેગથી ઉડયો કે જો મહારાજ સિવાય અન્ય કોઇ જેવો તેવો પ્રાણી તેની પીઠપર હોત તો તે ક્યારનોએ સ્થાનભ્રષ્ટ બની નષ્ટ ભ્રષ્ટ બન્યો હોત! સંકેત થતાંજ જાણે આસમાની કુદકો માર્યો હોય તેમ તે દૃષ્ટિ મર્યાદા બહાર નીકળી ગયો. તેના પ્રતિ દૃષ્ટિ પહોંચવાનું અશક્ય છે. માટે હવે આપણે ત્વરિત ગતિથી આપણી કથાના વસતી સ્થાને જઇશું.

જુઓ, ચંદ્રરાવ અને તેમના બંધુ સૂર્યરાવ કંઇ અતિ ગહન વિચારમાં પડી ગયા લાગે છે! ચંદ્રરાવના હાથમાં કંઇ લાંબો લચક પત્ર છે અને તે વિષે ઉભય બંધુમાં ચર્ચા ચાલે છે; ચંદ્રરાવની ઇચ્છા પત્રની હકીકત પ્રમાણે વર્તવાની છે; એટલુંજ નહિ પણ પોતાના બંધુને પણ તેનુંજ અવલંબન કરવા સમજાવે છે, પરંતુ સૂર્યરાવને તે રૂચતું નથી એમ તેમના સંવાદ અને વિપરીત ચર્ચા પરથી જણાય છે. પોતાની ઇચ્છા સૂર્યરાવ આગળ પ્રકટ કરી સૂર્યરાવ તે વિષે શું કહે છે તે સાંભળવા તેના તરફ નજર કરીને ચંદ્રરાવ બેઠા હતા. એટલામાં સૂર્યરાવે કહ્યું, " ચંદ્રરાવ, તમારૂં કહેવું મને રૂચતું નથી. શિવાજીના પત્રને આટલું મહત્વ શા સારૂં આપવું? એક અજ્ઞાન ઉચ્છૃંખલ છોકરાનો પત્ર શું કહે છે? ધર્મરક્ષણ, ગોબ્રાહ્મણ પ્રતિપાલન! ચંદ્રરાવ, મોટી મોટી વાતોનો ઉચ્ચાર કરવાનું સહેલું હોય છે પણ તેને હાથમાં લેતા પહેલા લાંબો વિચાર કરવો પડે છે, ચારપાંચ માવળાને એકત્ર કરી ઘરમાંને ઘરમાં તોફાન કર્યાથી એવી વાતો સાધ્ય થાય

છે કે? બાપને છોડાવવાની તો શક્તિ નથી અને હિંદુ ધર્મ તથા ગોબ્રાહ્મણનું રક્ષણ કરવાની વાતો કરે છે! બાપ ભિંતમાં ચણાય છે. ત્યારે એ સ્વરાજ્યનું શીખર ઉભું કરવા ધારે છે!!"

"સૂર્યરાવ," ચંદ્રરાવે ગંભીર મુદ્રાએ કહ્યું, "શક્તિ નથી એમ કહેવાને બદલે એમજ કહોને કે, બાપને છોડાવવા જતાં સ્વરાજ્યનો ભોગ આપવો પડે છે! એમજ કહોને કે, શિવાજીને પિતાના પ્રાણ કરતાં સ્વરાજ્ય જીવન અધિક પ્રિય છે! સૂર્યરાવ, પ્રત્યક્ષ વાતનો અસ્વીકાર કરવામાં અર્થ નથી. શિવાજીનું તોફાન જો ઘરમાંને ઘરમાં પોતાની જાગીરીના પ્રાંતમાંજ હોત તો કલ્યાણ પ્રાંત તાબે કરી તેણે જાવળીપર કેમ દૃષ્ટિ નાખી હોત? સૂર્યરાવ, શિવાજીએ કબજે કરેલા જુદા જુદા કિલ્લા, તેણે મેળવેલી સંપત્તિ, મેળવેલી લૂંટ, કેદ કરેલા સરદાર એ સર્વ તેની શક્તિની સ્વાભાવિક ખાત્રી છે! ક્ષુલ્લક તોફાનને વિજાપૂરના શાહે આટલું મહત્વ શામાટે આપ્યું? આદિલશાહે શામરાજને શિવાજીનો નાશ કરવા કેમ મોકલ્યો? શામરાજના કારસ્થાનનું સમરણ થતાંજ મારાં રોમ ઉભાં થઇ જાય છે અને આદિલશાહીપર તિરસ્કાર આવે છે. આદિલશાહના કુટિલ રાજનીતિ નિપૂણ મંત્રી મંડળની દયા આવે છે? સૂર્યાજીરાવ," ભ્રકુટી વક્ર કરી તીવ્ર સ્વરે ચંદ્રરાવે પુછ્યું. "સૂર્યાજીરાવ, તમે અને પેલો—મારો નીચ પુત્ર કૃષ્ણરાવ એ કાળા કારસ્થાનમાં સંમત થયા હતા? સૂર્યાજીરાવ, મારા વ્યસનનો લાભ લઇ મારા વિશ્વાસુ સૈનિકોને તમે બેઇમાની અને સ્વામી દ્રોહનાં દૃષ્ટાંત પુરાં પાડ્યાં છે. ચંદ્રરાવ! ચંદ્રરાવને પુછે છે કોણ? ચંદ્રરાવ એટલે એક કેફી પાગલ માણસ!" બોલતાં બોલતાં મનોવિકાર તીવ્ર બની ગયા અને વદનપરના ક્રોધમિશ્રિત વિકાર ઢાંકવા માટે ચંદ્રરાવે બે હાથે પોતાનું મુખ ઢાંકી દીધું.

ચંદ્રરાવના શબ્દો સાંભળી સૂર્યાજીનું મુખ લજ્જાથી કાળું પડી ગયું. ઉત્તર માટે તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળ્યો નહિ. કેટલીકવાર સુધી લજ્જાથી ભૂમિ તરફ નજર રાખી તે સ્થિર રહ્યો!

"સૂર્યાજી," થોડીવારે અધોવદની સૂર્યાજી તરફ જોઇ ચંદ્રરાવે કહ્યું. "ખરેખર, હું કહું છું તેવીજ સ્થિતિ આજે છે કે નહિ?"

"છટ્! છટ્! ચંદ્રરાવ તમે કહો છો તેમ તમારા સૈનિકો બે ઇમાન નથી. ચંદ્રરાવના કુટુંબમાં છે તેમ તેમનામાં ફૂટ–વિવક્ષિત બાબત વિષે મતભેદ છે એટલુંજ!"

"અને તે બાબત? મતભેદનો વિષય?"

"કેટલાકની લાગણી શિવાજી તરફ છે ત્યારે કેટલાકની આદિલશાહ તરફ છે; પરંતુ સંખ્યામાં આદિલશાહ તરફ વિશેષ મત છે એટલું તો કબુલ કરવું પડશે. અનેકનું માનવું એવું છે કે, શિવાજીના જંગલી સૈન્યને મળી જઈ જાવળી તેમના કબજામાં મુકી દેવો તે આદિલશાહ પ્રત્યે બેઇમાન થવા જેવું છે. સ્વામીદ્રોહ કરી દેશમાં વ્યર્થ અશાંતિ સ્થાપવા જેવું છે."

"સૂર્યાજીરાવ, તમને અંદરની વાતોની ખબર નથી, આદિલશાહના નીચ હેતુની કલ્પના નથી. સૂર્યાજી, શિવાજીની જો જાવળીપર દૃષ્ટિ હશે તો તે લોભીપણાની નથી! ચંદ્રરાવની અઢળક સંપત્તિ શિવાજીને પોતાની જાત માટે ઉપયોગી નથી!"

"ચંદ્રરાવ, આવી રીતે એવી બાબત વિષે એકાદ હેતુની કાલ્પનિક ચિકિત્સા કરી નિશ્ચિત મત આપવો એ કદી પણ યોગ્ય નથી. ગમે તે હેતુ હોય, પણ જાવળી કબજે કરવાનો શિવાજીએ નિશ્ચય કર્યો છે એ સ્પષ્ટ છે. અરે કઇ પળે તે ધસી આવશે તે કંઇ નક્કી નથી, મને લાગે છે કે, રાઘો બલ્લાળ આજે રાત્રે રાજકાર્ય માટે

આપને નિમંત્રણ કર્યું છે તેમાં તેમનો કંઇ દુષ્ટ હેતુ હોવો જોઇએ. ચંદ્રરાવ, હું વારંવાર આગ્રહ પૂર્વક કહું છું કે, આજે રાત્રે તમે બહાર નીકળશો નહિ. મને લાગે છે કે આજે આપના પ્રાણને અવશ્ય કંઇ દગો થશે."

ચંદ્રરાવે ચમકીને એકદમ સૂર્યાજીના મુખ તરફ જોયું.

"ચંદ્રરાવ, તમે ગમે તેમ કહો, પણ મને આજે લાગે છે કે, આજે રાત્રે ચંદ્રરાવ મોરેનું કુટુંબ નામશેષ થશે. ચંદ્રરાવ, રાઘો બલ્લાળ અને સંભાજી શિવાજીના જાસૂસ છે તે લક્ષમાં રાખો. તે શું કરે છે તે જાણો છો? સૈનિકો સાથે વાતો કરવી, અફીણી કોણ છે, દારૂડીયો કોણ છે, વ્યસની કોણ છે તેની તપાસમાં ગૂંથાયલા રહેવું, આમ જોવું, તેમ જોવું, ચણો ચાંપી જોવો, કયા સ્થળે છિદ્ર પડે તેવું છે એ જાણી લેવું એ તેમનો કાર્યક્રમ છે. ચંદ્રરાવ, એ સંભાવિત સરદારપર વિશ્વાસ રાખશો નહિ. તેમનાં નેત્રોમાં મને પ્રત્યક્ષ ખૂનનું મલીન તેજ દેખાય છે. ચંદ્રરાવ અને સૂર્યાજીનું ખૂન કરી જાવળી લુંટી લેવાનો તેમનો નિશ્ચય સ્પષ્ટ જણાય છે. ચંદ્રરાવઃ–"

ચંદ્રરાવે પુનઃ સૂર્યાજી તરફ શૂન્ય દૃષ્ટિથી જોયું.

"ચંદ્રરાવ, તેથીજ કહું છું કે રાત્રીના સમયે તે ભયાનક સ્થળે જશો નહિ."

"સૂર્યાજી, તારી માફકજ મારા મનમાં પણ કલ્પના ઉપસ્થિત થાય છે; પરંતુ આજે મારા મનની સ્થિતિ શાંત છે. સૂર્યાજી, શિવાજીને જાવળીની જરૂર છે. મને લાગે છે કે તેને તેથી પણ વિશેષ આપવું. મારી પ્રિય મોહના તેને અર્પણ કરી જાવળીનું ઉદક તેના હાથમાં મુકવું અને તેની સાથે હમેશનો સંબંધ સાધવો!"

"શું? ચંદ્રરાવ, મને લાગે છે કે આજે તમારી બુદ્ધિ ઠેકાણે નથી!"

"સૂર્યરાવ, આજના જેવો હું કદી પણ સ્થિર બુદ્ધિ નહતો. સૂર્યાજી, આજ સુધી મેં તમો સર્વથી એક વાત છુપાવી રાખી છે. તે વાત એજ છે કે શિવાજીને મોહના અર્પણ કરવાનું મેં વચન આપ્યું છે."

આશ્ચર્ય ચકિત થઈ સૂર્યરાવે ચંદ્રરાવ તરફ ટીકી ટીકીને જોયા કર્યું.

"આમ છે તો શિવાજી શામાટે મારા પ્રાણને અપાય કરશે? રાઘો બલ્લાળે મને બોલાવ્યો છે તે એટલાજ માટે! સૂર્યાજી આજે હું ત્યાં જઈશ, અનેક કારણની ખાતર જઈશજ!"

"ત્યારે, શિવાજી સાથે સંબંધ કરી આદિલશાહનું વેર પ્રાપ્ત કરશો?"

"મારી મોહના ખાતર હું તે કેમ ન મેળવું? મારા ભાવી જમાત માટે હું કેમ વેર ન બાંધું?"

"ચંદ્રરાવ, ત્યારે શું આદિલશાહની સલાહ પૂર્ણ વાતને ધિક્કારી તમે શિવાજી સાથે સંબંધ બાંધશો? ચંદ્રરાવ દૂર દૃષ્ટિથી વિચાર કરો? શિવાજીએ તો પોતાનો યમપાશ સર્વ પ્રદેશપર પૂર્ણ રીતે નાખ્યો છે તે જાસૂસ દ્વારા સમજાયું છે; પરંતુ હજુ પણ તેનો એ પાશ તોડી શકાશે. અરે એટલુંજ નહિ પણ તેમાં શિવાજીને પોતાને બંધાવવાનો વખત આવશે. ચંદ્રરાવ, તમે અત્યાર સુધી ગાફીલ રહ્યા હશો પણ અમે સાવધાન છીએ! શિવાજીની સર્વ હીલચાલ અને તેનાં ગુપ્ત કૃત્યોની બાતમી વખતો વખત શાહને મળેલી છે. અમે

એટલેથીજ અટકયા નથી; પણ આપણા સૈન્યની દુર્બળતા જોઇ બાદશાહની કુમકની પણ તૈયારી કરી છે. ચંદ્રરાવ, શાહ સાથે હુસેનદ્વારા.–"

"હુસેન! કોણ? તે નીચ, દગલબાજ, પાજી કુત્તો હુસેન?"

"હા, તેની દ્વારા શાહ સાથે અમે ચલાવેલા સંદેશાનો સત્કાર થયો છે અને તેની ખાત્રી કરવી હોય તો જુઓ આ સુલેહથી રાજકાર્ય સાધવા આવેલા પાદશાહનો માનીતો—"

એટલામાં દિવાનખાનાની બીજી બાજુએ આવેલું દ્વાર ઉઘાડી બાદશાહનો માનીતો સેવક માનાજીરાવ આગળ આવ્યો!

વિજાપૂરમાંથી નીકળતી વખતે માનાજીરાવ, માનાજીરાવના નામથીજ નીકળ્યો હતો; પણ રસ્તામાં વેષાંતર અને રૂપાંતર થતાં સૂર્યરાવ, કૃષ્ણરાવ, હુસેન વગેરેના સંબંધમાં તે અહમદ મુલ્લાનાના સ્વરૂપને પ્રાપ્ત થયો. સૂર્યાજી તરફથી સૂચના મળતાંજ અહમદ મુલ્લાનાએ આગળ આવી ચંદ્રરાવને નમ્રતાથી સલામ કરી કહ્યું, "ચંદ્રરાવ, હું આદિલશાહનો એકનિષ્ઠ સેવક છું, મારાપર બાદશાહની પૂર્ણ કૃપા છે! ચંદ્રરાવ, બાદશાહની મહાનતાનું શું વર્ણન કરૂં? અહમદ મુલ્લાનાએ કલ્યાણનો ખજાનો ગુમાવ્યો પણ શાહનું મન કેટલું ઉદાર! પુનઃ અહમદ મુલ્લાનાપર બાદશાહે જોઇને તેવી પ્રીતિ ધારણ કરી છે. ચંદ્રરાવ, તે પછી આ મુલ્લાનાએ શહાજીને વિજાપુર લાવવામાં બાજીને પુષ્કળ મદદ કરી છે. આ મુલાનાજ શહાજીના બંદીવાસના સમાચાર લઇને શિવાજી પાસે ગયો હતો અને હમણાં ખૂદ બાદશાહી ફરમાનથી આપની સાથે સુલેહશાંતિથી રાજકાર્ય સાધવા આવ્યો છું."

"મને લાગે છે કે, મુલાના ચંદ્રરાવ પાસેથી નકારાત્મક ઉત્તર મેળવીને આદિલશાહ પાસે પાછો જશે!"

"જશે કદાચિત્! પણ ચંદ્રરાવ, નકારાત્મક ઉત્તરનું કંઇ કારણ? અહમદ મુલ્લાના કરતાં પણ શાહ આપનાપર વિશેષ વિશ્વાસ અને મમતા રાખે છે. ચંદ્રરાવ, શિવાજીના એકે એક ગુપ્ત કાર્યની શાહને ખબર છે, અને જાવળી તથા ચંદ્રરાવની અઢળક સંપત્તિનું રક્ષણ કરવાની સમયસર તેમણે વ્યવસ્થા કરી નહોત તો એ સર્વ તે લુંટારાના હાથમાં જઇ પડયાં હોત! તેમાં પણ મોહના બહેનપર વૃદ્ધ આદિલશાહનો અતિશય પ્રેમ છે. બાદશાહને આપની મોહનાના દર્શનની એક વખત તક મળી હતી અને ત્યારથી તે શાહના હૃદયમાં વસી રહી છે. શાહના મનને તેણે ચટકો લગાડી દીધો છે!"

એક હિંસક પશુની માફક ઘૂરવાટ કરી ચંદ્રરાવે પોતાના ડોળા ફેરવ્યા; પણ તેથી લેશ માત્ર ભય પામ્યા વગર-કારણ અહમદ મુલ્લાના પોતે પણ કેટલીક વખતે એવી રીતે ઘૂરવ્યો હતો અને તેથી પણ ભયંકર રીતે પોતાના ડોળા ફેરવ્યા હતા-એ પગલાં આગળ આવ્યો અને તેણે ચંદ્રરાવના કાન આગળ મુખ લઇ જઇ તદ્દન ધીમા સ્વરે કહ્યું, "ચંદ્રરાવ, આજની રાત્રી તમારા માટે અતિ વિકટ છે, અનિષ્ટ કારક છે. શાહની પૂર્ણ મદદ અદ્યાપિ આવી પહોંચી નથી તેથી તમો સર્વનું રક્ષણ અહીંને અહીં થવું કઠિન છે. માટે કહું છું કે, શાહની વાતને સ્વીકારો અને આપના બંધુ અને પુત્રના કહેવા પ્રમાણે ચાલો, હુસેનપર આધાર રાખો અને મોહનાસહ આપના સર્વ કુટુંબને વિજાપૂર મોકલી દો!"

"મુલ્લાના શાહની લાગણી માટે હું અતિ આભારી છું! મારા પુષ્પને હું મારા હાથમાંજ અતિ સહેલાઇથી સંભાળી શકીશ. મુલ્લાના એ કાર્ય માટે શાહના વિશાળ સૈન્યની આવશ્યકતા નથી. જ્યાં સુધી ચંદ્રરાવના હસ્ત ધડથી જુદા થયા નથી ત્યાં સુધી કોઇની પણ શક્તિ

નથી કે મોહનાને સ્પર્શ કરી શકે. જ્યાં સુધી ચંદ્રરાવ ઘાયલ થઇ પૃથ્વીપર પડયો નથી ત્યાં સુધી એ હૃદય કમલને કોઇપણ છુટું પાડી શકશે નહિ. કુટુંબની અન્ય વ્યક્તિ માટે ચંદ્રરાવ બેપીકર છે. ચંદ્રરાવની અઢળક સંપત્તિ કોઈ લુંટી જશે તો તેની લેશ માત્ર ચિંતા નથી! જાવ, પાછા શાહની પાસે જાવ! જ્યાં સુધી પિતાના દેહમાં જીવ છે ત્યાં સુધી મારી લાડકી પુત્રીને બાદશાહના જનાનખાનાનો આશ્રય લેવાનો કદી પણ પ્રસંગ નહિં આવે!"

"પણ, એકાએક ચંદ્રરાવ મૃત્યુના જડબામાં પડશે તો–તો–"

"બસ. એજ માટે પ્રથમ શિવાજી શું કહે છે તે સાંભળીશ. સુર્માજી, રાઘો બલ્લાળ દ્વારા આપણ બંનેને શિવાજીએ નિમંત્રણ આપ્યું છે. હું તો જઇશજ પણ શિષ્ટાચાર માટે તમારે આવવાની જરૂર છે."

"ચંદ્રરાવ, મને જે ભય લાગે છે તે મેં તમને જણાવ્યો છે. આપણા રાજ્યમાં પિશાચની માફક ભટકતા હુસેન સાથે સલાહ મશલત ચલાવવામાં કદાચ અમારી ભૂલ થઇ હશે, પણ થયું તે થયું! હુસેનદ્વારા આદિલશાહ સાથે ચલાવેલા સંદેશા સફળ થયા છે; અરે આજેને આજે તેનું ફળ પરિપકવ થશે. બાદશાહ તરફ કાસદ પણ ગયો છે અને બને તેટલી સંપત્તિ સહ રાતેને રાતે અતિ ગુપ્ત રીતે કુટુંબસહ વિજાપૂરનો રાજમાર્ગ પકડવાનું નક્કી થયું છે. કેટલાક વિશ્વાસુ માણસો સાથે રહેશે. ચંદ્રરાવ, મારા આ છેવટના શબ્દ સાંભળો! રાઘો બલ્લાળ અને સંભાજીને રાહ જોતા પડયા રહેવા દઇ પ્રથમ આપણું સર્વ કંઇ વિજાપૂર મોકલવાને તૈયાર થાવ! પછી આપણે સર્વ હાથમાં શીર લઇ જાવળીના રક્ષણાર્થે રણભૂમિમાં ઝૂમીશું!"

"પણ આજેને આજે એ સર્વ કરવાની શી જરૂર છે?"

" કારણ, આજની રાત મને કાળરાત્રી જેવી લાગે છે. જેના તરફ જોઉં છું તેનું મુખ મને યમના જેવું લાગે છે, જાણે મને પ્રત્યેક મનુષ્ય કહે છે કે, સૂર્યાજી તારો કાળ સમીપ આવ્યો છે! જાવળીના મૃત્યુનો ઘંટ વાગી રહ્યો છે."

" ત્યારે તો ચંદ્રગવની દૃષ્ટિ આગળ જાગૃતાવસ્થામાં અને સ્વપ્નાવસ્થામાં દૃષ્ટિએ પડતું ભાવી આજે રાત્રે સત્ય અવસ્થામાં પ્રકટ થશેકે શું? સૂર્યાજી, હવે ઉતાવળ કરવી જોઇએ! તું આવતો હોય તો ચાલ! હવે એક પળ પણ મારાથી રહેવાશે નહિ. શિવાજીના હાથમાં મારી મોહનાનો હાથ મુકીશ ત્યારેજ મારો જીવ નિર્ધાસ્ત બનશે! ચાલો, દૂર ખસો! મને લાગે છે કે મારો કાળજ મને તે નિર્જીવ અરણ્યમાં ખેંચી જાય છે!"

" અરે, ચંદ્રરાવ જાણી જોઇને કાળના જડબામાં પ્રવેશ ન કરો! જુઓ, ચંદ્ર પ્રકાશમાં ચમકતાં બે ખંજર હું જોઇ શકું છું! અને રકતમાં ચમકતું પેલું ચંદ્ર કિરણ તમારી દૃષ્ટિએ નથી પડતું? રકત સંચયમાં ચમકતું તારક તેજ કેવું મલીન જણાય છે? અરરર? કેવો ભયંકર રંગ! લીલો! કાળો! જામલી! પણ એકાએક ચંદ્રનો લોપ થઇ અંધકાર કેમ પ્રવર્ત્યો? ચંદ્રરાવ! ચંદ્રરાવ!!–" એટલામાં દિવાનખાનાની દીપજ્યોતિ એકવાર ભભકી મોટી બની અને લય પામી!

"ચંદ્રરાવ! ચંદ્રરાવ!" એમ બૂમો પાડતો સૂર્યરાવ આમતેમ હાથ ફેરવી જોવા લાગ્યો, પણ ગાઢ અંધકાર સિવાય તેના હાથમાં કંઇજ આવ્યું નહિ. જેમ તેમ અથડાતો કુટાતો તે દિવાનખાનાની બહાર આવ્યો અને બહાર આવી ચદ્રરાવે ઠરાવેલા સાંકેતિક સ્થાન તરફ જવા લાગ્યો. પણ તે બહાર આવ્યો તે સાથેજ "પિતાજી, આવી ઘોર રાત્રે તમે ત્યાં ન જશો!" એવા કરૂણા જનક શબ્દ સંભળાયા.

સૂર્યરાવે ચોતરફ નીરખીને જોયું તો ચંદ્રરાવની કોટે વળગી પડેલી મોહના દૃષ્ટિએ પડી. સૂર્યરાવ દૃષ્ટિએ પડતાંજ મોહનાને છૂટી કરવા ચંદ્રરાવ ઉતાવળ કરવા લાગ્યા. કાકાનું આગમન થયેલું જોઇ મોહનામાં ધૈર્ય આવ્યું અને તે ડુસકાં ભરતી ભરતી બોલી, "કાકા તમે તો કંઇ કહો! નહિ તો તમે એમની સાથે–પણ તમે જશો તો પણ હું એ સાથે આવ્યા સિવાય નહિ રહું. નહિ! પિતાજી આજે તમે ન જશો અને જવું હોય તો મને સાથે લઇ જાવ! પિતાજી, મને લાગે છે કે આજે તમે ઘેર પાછા નહિ આવો!"

"ગાંડીજને? મોહના, આવી અધીરી કેમ બને છે? ચાલ, જા ઘરમાં!"

"નહિ, પિતાજી આજે હું તમને નહિ છોડું." ચંદ્રરાવને સજ્જડ વળગી પડી મોહનાએ નિશ્ચય પૂર્વક કહ્યું. હવે ચંદ્રરાવ નિરૂપાય બન્યા મોહનાને કેવી રીતે દૂર કરવી તે તેમને સમજાયું નહિ. તેટલામાં સૂર્યાજીએ કહ્યું, "મોહના, એમ ગાંડા જેવું ન કર! આટલી રાત્રે તે ભયાનક સ્થળે તને કેવી રીતે લઇ જવાય? ચંદ્રરાવની સાથે હું જાઉં છું. હવે તો મ્હીશને ઘેર?"

સૂર્યરાવની વાત સાંભળી મોહનાને કંઇક શાંતિ વળી અને તેણે ઘેર રહેવાનું કબુલ કર્યું; પણ પિતાથી દૂર થતાં તેની મનોવૃત્તિ અસહ્ય બની અને એકદમ છૂટે મોઢે તે રડી પડી.

"પિતાજી," રૂદન પૂર્ણ સ્વરે તે બોલી, "આજે મને ઘેર રહેવાનો આગ્રહ ન કરો! આજે છેવટનુંજ મીલન લાગે છે. મને લાગે છે કે, સ્વપ્નમાં આવેલી વાત આજે રાત્રેજ ખરી પડશે. પિતાજી, પણ આજે તમારી પ્રિય તરવાર તમારી પાસે કેમ જણાતી નથી?"

" આ રહી જો! મોહના, આવા રાતના સમયે હું શસ્ત્ર વિના કેમ બહાર નીકળું ? " એટલું કહી ચંદ્રરાવે મીયાનમાંથી તરવાર ખેંચી કાઢી મોહનાને બતાવી.

પિતાને શસ્ત્ર યુક્ત જોઇ મોહનાને કંઇક આશા વળી; પણ ખરા સમયે શસ્ત્ર ખેંચવાનો અવકાશ મળશે કે નહિ એ વિચાર મનમાં આવ્યા સિવાય રહ્યો નહિ. છેવટે તે જેમ તેમ કરી પિતાથી દૂર થઇ અને ચંદ્રરાવ અને સૂર્યાજીરાવ બલ્લાળને મળવા નીકળી ગયા.

મોહના પિતાથી દૂર થઇ ખરી પણ તે ઘેર બેસી રહી કે તેની ચિંતા મગ્ન સ્થિતિએ તેને પિતાની પાછળ પાછળજ નીકળી પડયું તે થોડાજ વખતમાં જણાશે.

* * * *

મધ્યરાત્રીનો સમય હતો. સર્વ જાવળી નિદ્રાધીન હતું. ચંદ્રરાવના સૈનિકો પણ બે ફીકર બની ઉંઘતા પડયા હતા અને સાવચેત રહેનારા કેટલાક સુરાદેવીના સહવાસમાં રમી રહ્યા હતા. ચંદ્ર વચ્ચે વચ્ચે વાદળામાં છુપાતો હતો અને ફરી બહાર આવતો હતો. જાણે કે ચંદ્રની હીલચાલ પર લક્ષ આપી રહ્યો હોય તેમ જાવળીના જંગલમાં એક વૃક્ષ પાછળથી એક ચહેરો ચંદ્ર વાદળા નીચે જતો કે બહાર નીકળતો અને ચંદ્ર બહાર આવતો કે તરતજ વૃક્ષ પાછળ છુપાઇ જતો. આવા સમયે ચંદ્રરાવ અને સૂર્યરાવ ઝપ ઝપ પગલાં ભરતા સંકેત સ્થળે ચાલ્યા જતા હતા. એટલામાં ચંદ્રરાવથી થોડે દૂર પાનોમાં સળસળાટ થયો હોય તેનો ભાસ થયો. તરતજ ચંદ્રરાવે પાછળ જોયું તો વૃક્ષની બાજુમાં હુસેનનો વિદ્રૂપ ચહેરો દૃષ્ટિએ પડયો. બરાબર નીરખીને જોવા માટે ચંદ્રરાવ ક્ષણવાર અટકયા પણ જંગલની ઘીચ વૃક્ષરાજીના અંધકારમાં તે ચહેરો અદૃશ્ય થયો; પરંતુ

એક વિકટ હાસ્ય તેમના કાને અફળાયું. હાસ્ય ધ્વનિ વિલીન થયો ન થયો તેટલામાંજ એકવાર મોહનાની ઓરડીમાં અસહાય બની પડેલા હુસેનના શબ્દો તેમને સંભળાયા અથવા તો આ વખતે તેમને યાદ આવ્યા.

"ચંદ્રરાવ, અસહાય બનીને જ્યારે તમે ભૂમિ પર પડશો ત્યારે–" પણ ચંદ્રરાવે તે તરફ દુર્લક્ષ કર્યું અને પુનઃ પંથે પડી અંતિમ સ્થળે જવા લાગ્યા.

થોડી વાર ચાલ્યા પછી એક તંબૂમાંના દીપકનો મંદ પ્રકાશ જણાયો. તે દીપકની ક્ષીણ જ્યોત જોઇ સૂર્યાજી ભય પૂર્ણ ચિત્તે બોલ્યો "ચંદ્રરાવ, આવા ભયાનક સ્થળે ક્ષણે ક્ષણે ક્ષીણ થતા દીપકનો પ્રકાશ કેવો ભયાનક લાગે છે ?"

"જાણે કે કોઇ દુર્દૈવી પુરૂષની પ્રાણ જ્યોતિજ અસ્ત પામવાની તૈયારીમાં છે !"

"હા!" સૂર્યાજી ધીમા સ્વરે કહ્યું, "ચંદ્રરાવ જુઓ ! સંભાજીના કાનમાં પેલું કોણ ગણ ગણે છે ? અને રાઘો બલ્લાળ પણ વચમાં મોઢું ઘાલી તેની વાત સાંભળે છે. કોણ છે તે ? ઓળખ્યો કે ?"

"મુરાર !" ચંદ્રરાવે એકદમ મુરારને ઓળખી કહ્યું.

"ચંદ્રરાવ, ચાલો, પાછા ફરો. મને તે ત્રણે જણના ચહેરા ખૂની વિચારમાં લીન બનેલા માણસ જેવા લાગે છે. તેમના મુખ પર પડતી ક્ષીણ તેજની છાયા કેવી બેસુર દેખાય છે ? પાછા ફરો ! બાહ્યતઃ બાજી રમવામાં મગ્ન બનેલા તે ત્રણે જણાના મનમાં પટ પરનાં સોગટાં મારવાના વિચારના સ્થાને માનવી સોગટાં મારવાનો વિચાર જણાય છે. ચંદ્રરાવ, પાછા ફરો ! હજુ સુધી તેમની આપણા તરફ દૃષ્ટિ ફરી નથી ત્યાં સુધીમાં પાછા ફરો !"

પરંતુ હવે પાછા ફરવાનો અવકાશ રહ્યો નહતો; કિંવા પાછા ફરવામાં કંઇ અર્થ પણ નહતો. કારણ કે તંબૂમાં પ્રસરેલા પટ પર તે બન્નેની છાયા પડી હતી અને તે બલ્લાળ તથા સંભાજીના લક્ષમાં આવી ગઇ હતી. સૂર્યાજી અને ચંદ્રરાવના ધ્યાનમાં પણ એ વાત આવી. મૃત્યુ મુખ આગળ આવેલા સોગટાના ઘરમાં પોતાનો પડછાયો પડેલો જોઇ ઉભયના હાથ પગ શીતળ થઇ ગયા, એટલામાં વચ્ચેજ વળી ત્રીજી છાયા જણાઇ. ચંદ્રરાવે તરતજ પાછળ જોયું તો વૃક્ષોના આશ્રયમાં લપાતી દબાતી મોહના નજરે પડી.

"મોહના," ચંદ્રરાવે હાંક મારી, પણ થોડે દૂર રહેલી મોહના જવાબ આપે તે પહેલાંજ બલ્લાળ અને સંભાજીએ પાસા નાખી દીધા. મંદહાસ્ય કરી સંભાજીએ સૂર્યાજીનો હાથ પકડયો અને બલ્લાળે ચંદ્રરાવને કહ્યું, "ચંદ્રરાવ, ઘેરથી નીકળતી વખતે મોહનાની રજા લીધી હતી કે નહિ ?"

"કેમ ? બલ્લાળ, પુત્રી પ્રેમથી ગાંડા બનેલા આ ચંદ્રરાવની એમ મશ્કરી કેમ કરો છો?"

"મશ્કરી! મશ્કરી શાની!"

"એટલે ?—"

"એટલે મોહનાને મળવાની સંધી તમને હવે મળશે નહિ !"

પણ રાઘો બલ્લાળે ઉચ્ચારેલા શબ્દોનો બોધ થતા પૂર્વેજ ચંદ્રરાવના કાને સૂર્યરાવની હૃદય ભેદક ચીસ આવી. "ઘાત ! ઘાત! ચંદ્રરાવ, આવો અરે આવો! વિશ્વાસઘાત! ઘાત થયો! ખૂન! ખૂન!! હાય!" એવી છેવટની વેદના પૂર્ણ ચીસ પાડી સંભાજીની કટારનો ભોગ થઇ પડેલો સૂર્યરાવ ભૂમિ પર પડયો.

"ખૂન! ખૂન!! ધાજો! ધાજો!" સૂર્યાજીની હૃદય વિદારક

ચીસ સાંભળી ચંદ્રરાવે એકજ ચીસ પાડી. "પોતાનું સર્વસ્વ–પોતાની મોહના અર્પણ કરવાના વિચારથી આવેલા સૂર્યરાવનું રકત ! નિરપરાધી ચંદ્રરાવનું રકત ! ડાઘ લાગ્યો ! શિવાજીની ઉજ્વલ રાજનિતિને નિરપરાધી રકતનું હમેશને માટે કલંક લાગ્યું ! વેર ! વેર ! ! "

ચંદ્રરાવની ભીષણ ગર્જનાથી સર્વ જંગલ ગાજી ઉઠયું. જ્યાં ત્યાંથી 'વેર ! વેર ! ! ' એવો એકજ ધ્વનિ સંભળાયો. હુસેનના કારસ્થાનના ભોગ થઇ પડી, તેની ભંભેરણીથી ચંદ્રરાવના સૈન્યમાં દેશ દ્રોહનો પ્રચાર કરી, તેની સલાહથી પોતાનાં માણસો વિજાપૂર મોકલવામાં ગુંથાયલા કૃષ્ણરાવે " વેર ! વેર ! ! " એવી ચીસ પાડી. નજીકમાંજ થોડે દૂર ગીચ ઝાડીમાં પડેલા શિવાજીના સૈન્યે વેરનોજ શૃંગનાદ કર્યા. પોતાનું ભક્ષ્ય શોધતો ચંદ્રરાવની ચોતરફ ફરતો હુસેન વેરનીજ ચીસ પાડી પાછળથી બહાર આવ્યો. શ્વાસ ખાતી પિતા સમીપ આવતી મોહના ઠોકર ખાઇ પડી ! સમશેર તરફ વળેલો ચંદ્રરાવનો હાથ હુસેનનું મુખ નજરે પડતાંજ એકદમ તેના લોહીથી તરબોળ બનવા તે તરફ વળ્યો. તેટલામાં મુરારે મોટેથી કહ્યું, " બલ્લાળ, પટ પરનું ચંદ્રરાવનું સોગટું ! મહારાજની આજ્ઞા ! પ્રેમદાન નિષ્ફળ નીવડયું ! સોગટું માર્યા સિવાય જાવળીના રાજકાર્યનો નિર્ણય નહિ થાય ! "

રાઘો બલ્લાળના શેલામાં છુપાયલું ખંજર ચંદ્રકિરણમાં ક્ષણ માત્ર ઝમકયું અન બીજીજ ક્ષણે ચંદ્રરાવના હૃદયમાં ઘુસ્યું.

" મોહના ! મોહના બેટા કયાં છે ? મારૂં પૂષ્પ કયાં છે ? મને બતાવો, અરે મારા પૂષ્પનું છેવટનું દર્શન કરવા દો ! નેત્રમાં તેજ છે ત્યાં સુધી મારા રત્નનું તેજ તેમાં આરોપવા દો ! રાઘો બલ્લાળ, તમારા પર રોષ નથી, તમારા શિવાજી પર રોષ નથી ! લો, જાવળી

કબજે કરો! મારી અઢળક સંપત્તિનો દેશ કાર્યમાં ઉપયોગ કરો! ઇચ્છામાં આવે તેમ કરો! બાળી નાખો, ફેંકી દો, ગમે તેમ કરો! જાવળીમાં રકતનો પ્રવાહ વહેવા દો! પણ–પણ મારી મોહનાનું રક્ષણ કરો. તે શયતાનથી–હુસેનથી તેને બચાવો! તેને બાદશાહના જનાનખાનામાં ફેંકી ન દો! નિરપરાધી ચંદ્રરાવનો પ્રાણ લઇ, જાવળી લઇને ફકત મોહનાને બચાવવાનું શ્રેય તો પ્રાપ્ત કરો! કોણ! કોણ! મોહના! અને પેલું કોણ! હુસેન! અરેરે સર્વત્ર નષ્ટ થયું! જીવનકાળમાં કાળ જેવા લાગતા ચંદ્રરાવનું કપટથી ખૂન કરી, તેની સંપત્તિ લુંટવા સર્વ ચાલ્યા ગયા? મોહના, લે બેટા, મારા કમરે લટકતી સમશેર ઉઠાવ અને એ મર્કટોનો સંહાર કર!"

પરંતુ અકસ્માત તૂટી પડેલા સંકટના ભાર નીચે દબાઇ જઇ ભયથી ગભરાયલી મોહના પિતાના રૂધીરમય મુખ પરથી દૃષ્ટિ ખેંચી લે તે પહેલાંજ હુસેને તેને ઉંચકી અને શયતાનને શોભે તેવી વિજયી મુદ્રાએ કહ્યું, "ચંદ્રરાવ, અસહાય બનીને તમે ભૂમિ પર પડશો ત્યારે–" સઘળું વાકય પૂર્ણ કરવા શ્રમ ન લેતાં એક વિકટ હાસ્ય કરી તે મોહનાને ઉંચકી લઇ નાઠો. લગભગ અરધો માઇલ દૂર જઇ ત્યાં ઘોડો તૈયાર રાખી ઉભેલા માણસને મોહનાનો ભાર સોંપ્યો. તે માણસે તેને ઉપાડી લીધી અને અશ્વ પુરપાટ મુકી દીધો.

"ઘાત! ઘાત! દગલબાજી!" ઓષ્ઠ કરડી હુસેને બુમ પાડી, "મુલાના! મુલાના! બીજો ઘોડો કયાં છે?"

મુલાના તરફથી તેને પ્રત્યુત્તર મળ્યો નહિ. વિકટ હાસ્યની એક ઉર્મિ માત્ર તેના કર્ણપથ પર પડી.

હુસેન ભયથી ધ્રુજી ઉઠયો. તેણે ચોતરફ જોયું તો જયાં ત્યાં મશાલો સળગેલી જણાઇ. જ્વાળાના પ્રકાશમાં ચમકતી સમશેરોથી

તરબોળ બની જવાથી લબ લબ જીભ કાઢનાર અગ્નિ સાથે જાણે સ્પર્ધાજ કરતી હોય એમ જણાયું. તે ગાભરો ગાભરો દોડવા લાગ્યો પણ જાણે આગના ઝપાટામાં સપડાયો હોય તેમ બન્યું.

આ સમયે ચંદ્રરાવના સૈનિકો સાવધતાથી યુદ્ધમાં ઘૂમી રહ્યા હતા. ચંદ્રરાવના પુત્ર કૃષ્ણરાવ અને બાજીરાવે શૌર્યપૂર્ણ યુદ્ધ કર્યું; પણ નેતૃહિત સૈન્ય બહુ વાર ટકી શક્યું નહિ. શિવાજીના થોડા માણસોએ જાવળીને ચોતરફથી ઘેરી લીધું. ચંદ્રરાવનો શૂર પ્રધાન હનમંતરાવ હાથમાં શીર મુકી યુદ્ધ કરતો હતો અને તેની આગેવાની નીચેનું લશ્કર ઘણીવાર સુધી ટકી રહ્યું હતું; પરંતુ છેવટે હનમંતરાવ માર્યો ગયો અને ચંદ્રરાવનું વિજાપૂર તરફ નાશી જતું કુટુંબ શિવાજીના હાથમાં આવ્યું. ચંદ્રરાવના સર્વ કુટુંબની શી સ્થિતિ થઇ તે વિષે અહીં વિચાર કરવાનું પ્રયોજન નથી. કૃષ્ણરાવે તે વખતે વેર લેવાની કેવી ઘોર પ્રતિજ્ઞા કરી અને અફજુલખાનની સ્વારી સમયે તેના રાક્ષસી કારસ્થાનની શી સ્થિતિ થઇ તે આલેખતા ધારીએ તો બીજી એક કથાજ ઉપસ્થિત થાય તેમ છે, હમણાં તો આપણે આપણી કથાના એક રાક્ષસી પાત્રનો અંત લાવવાનો છે.

જુઓ! ભયથી ગર્ભ ગલિત બનેલો હુસેન ગાભરો ગાભરો નાસે છે? હુસેનનાં ચક્ષુને જ્યાં ત્યાં શીર વિરહિત યોદ્ધાનાં ધડ નૃત્ય કરતાં હોય એમ જણાય છે. એક બાજુએ જાય છે તો તે તરફ રક્તના છાંટા ઉડે છે, બીજી તરફ અસિ ઝમક ઝમક થાય છે, સામે જાય છે તો અગ્નિની લબ લબ થતી જીભ તૈયારજ છે! હુસેન બેભાન બન્યો! તેટલામાં સામેથી શયતાની નૃત્ય કરતો કોઇ યોદ્ધો આવતો જણાયો. તેને જોઇને તો હુસેનનાં ગાત્રજ ગળી ગયાં!

"હુસેન, અરે નરકના કીડા?" પાસે જઇ તે શયતાનરૂપી

ચોદ્ધાએ પ્રશ્ન કર્યો, "મોહના ક્યાં છે? કહે, નહિ તો પળ માત્રમાં તારૂં શીર ધડથી છૂટું પડી પેલા યજ્ઞ કુંડમાં પડશે? કહે, ક્યાં છે મોહના?"

"મોહના? મોહના આદિલશાહના જનાનખાનામાં—"

હુસેનના મુખનું એ વાક્ય પૂર્ણ થતા પહેલાંજ તેનું શીર ધડથી છુટું પડ્યું! એક દડાની માફક તેને ઠોકર મારી તે ચોદ્ધાએ તેને તલ્વારની અણીપર ઉંચક્યું અને રણદેવીના સંચારથી પૂર્ણ ઘેલો બનેલો તે વીર પૂર્વવત્ એક શયતાનની માફકજ થેઇ થેઇ નૃત્ય કરતો ચાલ્યો ગયો!

પ્રેતના ઢગલાને ઢગલા પગ નીચે ચગદતા પિશાચની માફક નૃત્ય કરી રહેલો પેલો માણસ જ્યાં અંતકાળની વેદનાથી ચંદ્રરાવ તરફડીયાં ખાઇ રહ્યો હતો ત્યાં આવી પહોંચ્યો. તે સ્થળનો તે કરૂણાજનક દેખાવ જોઇ પ્રત્યક્ષ શયતાન પણ સ્તંભી જાય તો પછી માનવી પ્રાણીના માટે શું કહેવું? ચંદ્રરાવનું માથું પોતાના અંકમાં મુકી અશ્રુજલ વહેવડાવતા શિવાજી મહારાજ સમક્ષ પેલા માણસે હુસેનનું શીર મુકી દીધું. તેટલામાં ક્ષીણસ્વરે ચંદ્રરાવ બોલ્યા, "શિવાજી, મારી મોહના ક્યાં છે? મોહના! મોહના! શિવાજી, મારી મોહનાનું મુખ બતાવ!"

"ચંદ્રરાવ, મોહનાને શોધવા મેં ચોતરફ માણસો મોકલી દીધા છે. ચંદ્રરાવ, મોહના વિષે ચિંતા રાખશો નહિ. ચંદ્રરાવ—" દુઃખની સીમા નહિ રહેવાથી મહારાજથી આગળ બોલાયું નહિ. ચોતરફનો ભયંકર દેખાવ જોઇ તેમનું હૃદય ચીરાઇ ગયું.

"શિવાજી," તદ્દન ક્ષીણ પરંતુ સ્નેહપૂર્ણ સ્વરે શિવાજીને હાંક પાડી ચંદ્રરાવે મહાકષ્ટથી ભૂમિપરથી પોતાનો હાથ ઉંચકી શિ-

વાજીના મુખપર ફેરવ્યો. "શિવાજી, જાવળીના રાજકાર્યમાં તેં મોટી ભૂલ કરી છે!"

"ભૂલ! ચંદ્રરાવ, મેં મોહનાની માગણી કરી હતી તેનો તમે તિરસ્કાર ન કર્યો હોત તો પ્રેમના પટને સ્થાને રક્તનો પ્રવાહ વહ્યો નહોત. ચંદ્રરાવ ગમે તેમ હો! પણ—"

"છટ્! છટ્! મહારાજ, આ સર્વ રક્તપાત અટકાવી શકાયો હોત!" શિવાજી મહારાજને વચ્ચેજ અટકાવી હુસેનનું શીર લાવનાર યોદ્ધાએ કહ્યું, "ગમે તેવું સમજીને મેં જો અસત્ય ભાષણ કરવાનું પાપ કર્યું નહોત તો આ રક્તપાત થતો અટક્યો હોત. મહારાજ, હું અસત્ય બોલ્યો છું; મોહનાનું લગ્ન આપની સાથે થતું અટકાવવાનેજ હું અસત્ય બોલ્યો હતો! મહારાજ, મને લાગ્યું કે, મોહનાનું લગ્ન આપની સાથે થતું અટકે તે માટે તેના પિતાનું ખૂનજ થવું જોઇએ. મહારાજ—મહારાજ, મોહના આપને સ્વાધીન કરવાને ચંદ્રરાવ તૈયાર હતા. પણ—પણ હું જુઠું બોલ્યો. નીચ મુરારના સ્પર્શથી ભ્રષ્ટ થયેલી મોહના પુણ્યશીલ મહારાજની સહધર્મચારિણી થવાને અપાત્ર છે એમ સમજીને મેં આ ઘોર પાતક કર્યું છે! મહારાજ, આ હુસેન જેવા નીચ માણસના રક્તથી તરબોળ બનેલી સમશેર લઇ આ મુરારનો સંહાર કરો! મહારાજના લલાટમાં રક્તતિલક કરનાર આ મુરાર ભવિષ્યમાં આ ભૂમિપર નિવાસ કરવાને અપાત્ર છે."

"શું! હુસેનના રક્તથી તરબોળ બનેલી સમશેર!" એકાએક ચંદ્રરાવના મૃતપ્રાય દેહમાં ચૈતન્ય આવ્યું અને તે હુસેનના રક્તથી તરબોળ બનેલી તલવાર જોવા ઉઠી બેઠા થઇ ગયા.

"હા, ચંદ્રરાવ, આ અઘોર પાતકમાંથી અલ્પાંશે પણ મુક્ત

થવાય એ હેતુથી જાવળીનો ભિષણ સંગ્રામ પૂર્ણ થતાંજ હું હુસેનને શોધવા લાગ્યો અને થોડાજ સમયમાં એ દુષ્ટનો વધ કર્યો!"

"શાબાસ, શાબાસ મુરાર! અંત સમયે કન્યાવિરહથી ઝુરતા મનને અરધો સંતોષ આપ્યો છે. પણ-પણ-મારી મોહના, નિષ્કલંક સ્થિતિમાં મારી મોહના મારા મૃત્યુ પૂર્વે શું દૃષ્ટિએ નહિ પડે?"

ચંદ્રરાવને પુનઃ મૂર્છા આવી અને તે ધરણી પર ઢળી પડ્યા.

છેવટના સમયે કન્યામુખ જોવાને તડફડાટ કરતા ચંદ્રરાવનું શરીર ભૂમિપર પડતાંજ તેમનું મસ્તક મહારાજે સંભાળી લઇ પોતાના ખોળામાં ઝીલી લીધું. હવે ચંદ્રરાવના વદનપર મૃત્યુની સ્પષ્ટ છાયા પ્રસરી, અત્યાર સુધીનું ઉષ્ણ શરીર શીતલ બન્યું. ચંદ્રરાવનો અંતકાલ સમીપ આવેલો જોઇ મહારાજે કંપિત સ્વરે કહ્યું, "ચંદ્રરાવ, મારા મહાન અપરાધ માટે હું કયા મુખે ક્ષમા માગું? ચંદ્રરાવ, સર્વ પરિસ્થિતિ મારા લક્ષમાં આવી ગઈ છે. આ કાર્યમાં જો મેં વિશેષ દક્ષતા રાખી હોત તો જાવળીનું રાજકાર્ય પ્રેમથી સાધ્ય બન્યું હોત. ચંદ્રરાવ, શિવાજીના નિર્મળ અને પવિત્ર આશય તરફ લક્ષ આપી ક્ષમા કરો! આ શિવાજીના સ્વરાજ્યસ્થાપનાના મંગળ કાર્યને આશીર્વાદ આપો! ચંદ્રરાવ—"

ચંદ્રરાવના મુખપર ખિન્ન હાસ્યની છટા પથરાઇ.

"શિવાજી, આવા પ્રસંગે શું તું સ્વરાજ્યસ્થાપનાના કાર્ય માટે મંગલ આશીર્વાદ માગે છે? પણ જ્યાં સુધી મારી મોહના દૃષ્ટિએ પડતી નથી ત્યાં સુધી તારા મહાન કાર્યને આશીર્વાદ નહિ મળે. મોહનાને લાવ! મોહનાને સંભાળવાનું, મોહનાને પ્રાણથી પણ અધિક માનવાનું, તારા ઉદ્દેશ-ધ્યેયના ભોગે પણ તેનું જતન કરવાનું વચન આપ અને પછી ચંદ્રરાવનો અતિ સંતોષથી અપાતો આશીર્વાદ ગ્રહણ

કર ! નિર્દય યવનોના હસ્તમાં મોહનાને મુકી ચંદ્રરાવ જાય છે, એ માટે જ્યાં સુધી આ હૃદય લાગણીથી બળી રહ્યું છે ત્યાં સુધી મુખમાંથી આશીર્વાદના ઉદ્ગાર કેવી રીતે નીકળી શકે ? ”

“ ચંદ્રરાવ, આ શિવાજી પ્રાણની પરવા કર્યા વગર તમારી મોહનાનું રક્ષણ કરશે ! તેને બંધુની ખામી જણાવા નહિ દઉં ? ચંદ્રરાવ, વધારે શું કહું. પણ પિતાનો હૃદયદ્રાવક મૃત્યુકાળ તેના સ્મૃતિપટપરથી દૂર કરાવીશ અને તે જાણી શકશે કે, આ શિવાજીના કઠોર અંતઃકરણમાં બંધુનો વિશુદ્ધ પ્રેમ અને પિતાની વત્સલતા એ બન્ને કોમલ ભાવનાનો નિવાસ છે. ”

“ પણ—પણ—” ચંદ્રરાવનો પ્રાણ ગુંચવાઇને શબ્દને અંદર ખેંચવા લાગ્યો. “ પણ નિષ્કલંક સ્થિતિમાં મોહના શિવાજીના હસ્તમાં આવશે ત્યારેને ? નહિ આવે તો—”

“ ચંદ્રરાવ, એ વિશેનો લેશ માત્ર વિચાર ન કરશો. ” શિવાજી મહારાજે આવેશથી કહ્યું અને આ વખતે તેમના વિશાળ વદનપર આત્મનિષ્ઠાનું એવું કંઇ વિલક્ષણ તેજ ઝળક્યું કે, તે તેજસ્વી મુખ તરફ જોતાંજ ચંદ્રરાવને મોહનાના સુરક્ષિતપણાની ખાત્રી થઇ. આત્મપ્રત્યયના તેજથી દૈદિપ્યમાન દેખાતા મુખતરફ જોતાંજ પ્રત્યક્ષ મૃત્યુની ભિષણ છાયા કરતાં મોહના વિષેની નિરાશાથી અતિ ભિષણ દેખાતા ચંદ્રરાવનો ચહેરો આશાની ગુલાબી સુરખીથી રંજીત થઇ આરક્ત દેખાવા લાગ્યો અને તે એટલે સુધી કે, ક્ષણભર એમ પણ લાગ્યું કે, જાણે ચંદ્રરાવનું શીતળ બનેલું રક્ત પુનઃ શરીરની નસોમાં પ્રવાહ રૂપે રમમાણ થઇ તેમના દેહમાં પુનરપિ ચૈતન્ય ઉત્પન્ન કરશે !

“ ચંદ્રરાવ, ” કેટલીક વારે મહારાજે કહ્યું, “ મોહનાના સુરક્ષિતપણાની ચિંતા કરશો નહિ. પ્રાતઃકાળના ભાનૂનાં રક્ત કિરણમાં

જ્યાં સુધી શિવાજીના વિજયની પતાકા જાવળીપર ઉડશે નહિ ત્યાં સુધી જાવળીની હદમાંથી એક પણ પ્રાણી બહાર જઇ શકશે નહિ. મોહનાને લઇ જવાનો પ્રયત્ન કરનારને થોડાજ વખતમાં શિવાજીના હાથમાં સપડાવું પડશે.

“ પ—ણ–તેટલાજ અવકાશમાં તે દુષ્ટ મોહનાનો મુખચંદ્ર કલંકિત કરશે તો તો—”

“ તો–તો લોકો કહેશે કે શિવાજી એક અનીતિમાન વ્યભિચારી પુરુષ થઇ ગયો છે. સદાચાર અને નીતિનાં મુખ કાળાં પડશે ! ચંદ્રરાવ, શીલ અને પવિત્રતામાં જો લેશ માત્ર પૂણ્યનો અંશ હશે, પવિત્રાચરણનું અલ્પ મૂલ્ય પણ જો શિવાજીએ પ્રાપ્ત કર્યુ હશે, પ્રત્યક્ષ શત્રુની સ્ત્રીઓને ભગિની અને માતા માની તેમને સાસરવાસો આપી પવિત્ર સ્થિતિમાંજ તેમને ઘેર પહોંચાડી હશે, તો–તો—”

આજ વખતે દોડતે ઘોડે એક માણસ ત્યાં આવી પહોંચ્યો. ઘોડા પરથી એકદમ કૂદી પડી પોતાના હાથમાં લીધેલી એક અવગુંઠનવતી કુમારી તેણે શિવાજીને સ્વાધીન કરી, કંપિત સ્વરે કહ્યું, “ મહારાજ કદી પણ ન વાળી શકાય તેવા આપના ઋણમાંથી મને મુક્ત કરો ! એકજ સમયે આ અહમદ મુલાના બે અત્યુચ્ચ ભાવનાનું સુખ અનુભવી શકે છે. મહારાજ, આ સુકુમાર પુષ્પને જનાનખાનાના નરકમાંથી બચાવવાનો પ્રયત્ન કર્યાથી અહમદ મુલાનાની વેરની ભાવના શાન્ત પામે છે અને આવી પવિત્ર સ્થિતિમાં આ રત્ન મહારાજને સ્વાધીન કરવાથી હું ઋણમુક્ત બનું છું. મહારાજ, સંભાળી લો આ નિષ્કલંક મોહનાને? આજે મુલાનાનું જીવનકાર્ય પૂર્ણ થયું છે ! ”

“ મોહના—નિષ્કલંક મોહના—” એટલા શબ્દ સાંભળતાંજ પુનઃ કદી પણ નહિ ઉઘડનારી કે નહિ મીંચાનારી આંખોમાં ચંદ્ર-

રાવ મોહનાની મૂર્તિને સ્થિર કરવા લાગ્યા. જોત જોતામાં ફક્ત મોહનાના ચિત્ર સિવાય ચંદ્રાવનાં નેત્રોની ચિત્રસૃષ્ટિ મેઘધનુષ્યના નાનાવિધ રંગ જેમ ધીમે ધીમે આછા બની આકાશમાં લય પામે છે, તેમ નષ્ટ થવા લાગી. તેટલામાંજ મહારાજે ઉતાવળ કરી મુરાનો હાથ મોહનાના હાથમાં મુક્યો !

" શિવાજી, બેટા શિવાજી, " પ્રાણોત્ક્રમણનો સમય આવવા છતાં મહાકષ્ટથી ચંદ્રરાવે છેવટના એ શબ્દ ઉચ્ચાર્યા, " શિવાજી, તારા મહાન કાર્યને આ મરણોન્મુખ ચંદ્રરાવના આશીર્વાદ ગ્રહણ કર ! આવ, મારી પાસે આવ ! મારા મુખ તરફ જો ! શિવાજી, તું પ્રેમથી જાવળી જીતી શક્યો નહોત એ સત્ય છે ! કારણ કે ચંદ્રરાવના કુટુંબમાં, ચંદ્રરાવના સૈન્યમાં દેશદ્રોહ અને ફીતુરનું વાતાવરણ પ્રસરી ગયેલું હતું; પણ જગતની કલ્પના પ્રમાણે—તારી કલ્પના પ્રમાણે એ રોગનો સંપર્ક ચંદ્રરાવને થયો નહતો. બહારથી સર્વ પરિસ્થિતિને જવાબદાર જણાતો ચંદ્રરાવ તેનાથી પૂર્ણ અલિપ્ત હતો. જો, હમણાં પણ કાન દઇને મારા હૃદયના ધબકારા સાંભળ ! કદાચિત એકાદ મંદ ધબકારો સંભળાશે તો તને જણાશે કે તે તારા હૃદયના ધબકારા જેવોજ છે ! અરેરે ! પણ શા માટે સાંભળે છે ? જો, જો ! શિવાજી, ભાવી ઇતિહાસકાર અંગુલિનિર્દેશ કરશે ! તે ચિહ્ન તરફ સંશયથી જોશે. શું ! એ શું છે ? ચંદ્રરાવ મોરેના નિરપરાધી રક્તનું ટપકું !"

સમાપ્ત.

નવીન રસમય સચિત્ર નવલકથા.

# અદ્ભુત લૂટારો.

ભાગ ૧ લો તથા ૨ જો.

[ લેઃ—ચંદુલાલ જેઠાલાલ વ્યાસ. ]

આ રસિક અને ચમત્કારિક પ્લોટવાળી નવલકથામાં એક લૂટારો એક શ્રીમંત વેપારીનું નામ ધારણ કરીને બીજા શ્રીમંતના ઘરમાં ઘુસી કેવાં કેવાં પરાક્રમો દર્શાવે છે તથા અનેકવાર તુરંગમાં સપડાયા છતાં કેવી આબાદ રીતે તેમાંથી છટકી જાય છે અને ડિટેક્ટિવોને હંફાવે છે તેનો આબેહૂબ ચિતાર આપ્યો છે. શેરને માથે સવાશેર હોય છે, તે પ્રમાણે એ લૂટારાના માથાનો તેને મળે છે અને તેની દરેક યોજનાને છેક છેલ્લી ઘડીએ નિષ્ફળ બનાવી, લૂટારાને નિરાશાના સાગરમાં ફેંકી દે છે. બે લૂટારાઓ એક બીજાને ઠગવાનો પ્રયત્ન કરે છે તેનો રમુજી ચિતાર વાચકને પેટ પકડીને હસાવે છે. આ નવલકથાનો નાયક, શરીફ બદમાશો પણ દુનિયામાં પડેલા છે તેનો અચ્છો ખ્યાલ આપે છે. વાર્તાનો પ્લોટ ભેદભરમોથી ભરપૂર છે અને એક બીજાં પ્રકરણોને પરસ્પર એવી રીતે ગુંથવામાં આવ્યાં છે કે એક પ્રકરણ પૂરૂં કરતાં બીજું પ્રકરણ શરૂ કર્યા વિના ચાલવાનું જ નહિ. આ નવલકથા એટલી બધી પ્રશંસાને પાત્ર થઈ છે કે છપાતાં જ તેના સેંકડોના ઓર્ડરો મળી ચૂક્યા છે. માત્ર થોડી જ નકલો સીલીક રહી છે. માટે જલ્દી મંગાવી લેવા ત્વરા કરવી. ઢીલ કરવાથી બીજી આવૃત્તિ સુધી રાહ જોવી પડશે. પાકું સોનેરી પુંઠું, ઉંચા કાગળો, સંખ્યાબંધ ફોટોગ્રાફિક સુંદર ચિત્રો. બન્ને ભાગનાં પૃષ્ટ ૪૫૦ તથાપિ બન્ને ભાગનું મૂલ્ય માત્ર રૂ. ૩–૮–૦ ચાલુ મોંઘવારીમાં આટલી સસ્તી કીમતે બીજી નવલકથા મળવી મુસ્કેલ છે. તુરત લખો.

પુંજાલાલ ભગવાન પારેખ.

સારાં અને સસ્તાં પુસ્તકો વેચનાર-વઢવાણ સીટી.

આજ સુધીમાં કદિ પણ પ્રકટ નહિ થયેલી એવી ચમત્કારપૂર્ણ
રસમય નવીન નવલકથા.

# દેવ કે દાનવ ?

( સચિત્ર. )

[ લેઃ—ચંદુલાલ જેઠાલાલ વ્યાસ. ]

એક સામાન્ય સ્થિતિનો ખલાસી પોતાની કાર્યદક્ષતાથી કેપ્ટનની પદવીએ ચડવાને પાત્ર નીવડે છે, પરંતુ ઇર્ષ્યાથી બળી રહેલા મનુષ્યો તેના ઉપર રાજ્યદ્રોહનો આરોપ મૂકીને તેને સપડાવે છે. મહત્વાકાંક્ષી ન્યાયાધીશ સ્વાર્થવશ બનીને તેને એક બેટ ઉપર કાળા કિલ્લામાં જન્મપર્યંત કેદ કરે છે, અને પોતે એ ખલાસી પાસેથી મળેલી બાતમીને આધારે રાજાને વ્હાલો થવાનો પ્રયત્ન કરે છે. ખલાસીનો બાપ પુત્રવિયોગથી અને ભૂખના દુઃખથી ઝુરી ઝુરીને મરણ પામે છે. કાળા કિલ્લાના અંધારા ભોંયરામાં કેદ થયેલો ખલાસી અનેક માનસિક યાતના ભોગવતો આપઘાત કરવાને તત્પર થાય છે, પરંતુ ઇશ્વરની કૃપાથી તેજ વખતે એક ચમત્કાર બને છે અને તેજ કિલ્લામાં સપડાયેલા એક સન્યાસીનો તેને ચમત્કારિક રીતે મેળાપ થાય છે. એ સન્યાસીની મદદથી તે ખલાસી ન્હાસી જવાનો પ્રયત્ન કરે છે, દરમિયાન સન્યાસી તેને કેદખાનામાં દરેક પ્રકારનું શિક્ષણ આપે છે. ન્હાસવાની તૈયારી કરતાં સન્યાસીને પક્ષઘાત લાગુ પડવાથી એ યત્ન નિષ્ફળ જાય છે. છેવટે સન્યાસી ખલાસીને પોતાનો વારસ બનાવી કરોડોની મીલકતનો માલિક બનાવે છે. સન્યાસી મરણ પામતાં ખલાસી અજબ રીતે છૂટકારો મળવી પોતાના હિતચિંતકો અને વિરોધીઓને તેમનાં કાર્યોનો યોગ્ય બદલો આપે છે. એ ચિતાર આ નવલકથામાં આપવામાં આવ્યો છે. આ નવલકથામાં ડિટેકિટવ, ઐતિહાસિક, સામાજિક અને અદ્દભૂત નવલકથાનાં લક્ષણો સમાવવામાં આવ્યાં છે. જાણે સીનેમાની ફીલમ જોતાહો તે પ્રમાણે દરેકે દરેક પ્રસંગ તમારા હૃદયપર કોતરાઈ રહે છે. પાકું સોનેરી પુંઠું. સંખ્યાબંધ સુંદર ફોટોગ્રાફિક ચિત્રો. ઉંચા કાગળ. પૃષ્ઠ સંખ્યા લગભગ ૩૦૦ છતાં તેનું મુલ્ય માત્ર રૂ. ૨–૮–૦ તુરત લખોઃ—

પુંજાલાલ ભગવાન પારેખ.
સારાં અને સસ્તાં પુસ્તકો વેચનાર–વઢવાણ સીટી.